# ભસ્મરેખા



ચુનીલાલ વ. શાહ



પરિમલ ગ્રંથાવલિ : ૪

# ભસ્મરેખા

[ સત્ય-ઘટનાત્મક નવલકથા ]

શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ




ગાંડીવ સાહિત્ય મંદિર : સુરત

પ્રકાશક :
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
હવાડિયો ચકલો, સુરત



આવૃત્તિ પહેલી
વિ. સંવત ૨૦૦૦
ઈસ્વી સન ૧૯૪૪
કિંમત રૂ. ૩ાા



મુદ્રક :
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટીંગ પ્રેસ
સલાપસરોડ—અમદાવાદ.

સ્નેહલગ્ન તણી ઘેરી
ભસ્મરેખા સમોવડી
વિદ્યમાન વિભા! તુંને
સમર્પું વંદના કરી

# ઇતિહાસ



હું અને શંકરલાલ સૌથી પહેલા પરિચયમાં આવ્યા ત્યારે હું પત્રકારના વ્યવસાયમાં તાજો પડેલો હતો, અને શંકરલાલ અભ્યાસ કરતો હતો. વર્ષો સુધી એ પરિચય લંબાયો, મિત્રતા જામી, પરન્તુ મારું વ્યવસાયક્ષેત્ર અમદાવાદ રહ્યું અને તેનું વ્યવસાયક્ષેત્ર મુંબઈ બન્યું; એટલે મિત્રતા ચાલુ રહી પરન્તુ પત્રવ્યવહાર અને પરિચય ધીરે ધીરે ઘસાતા ગયા.

ધંધા–નોકરીના થોડા અખ્તરા કર્યા પછી, અને વેપારીઓ, અમલદારો, ઉદ્યોગપતિઓના પરિચયમાં આવ્યા પછી શંકરલાલે એક અમલદારની લાગવગને જોરે મુંબઈના છૂપી પોલીસખાતામાં નોકરી મેળવી. નોકરી આર્થિક દૃષ્ટિએ આશાસ્પદ હતી અને શંકરલાલનું ઊજળું ભવિષ્ય મને તેમાં દેખાતું હતું. તેની કામગીરી પણ સરસ હતી. વીસમી સદીના ત્રીજા દસકાના પ્રારંભનાં એ વર્ષો હતાં.

શંકરલાલ મુંબઈના એક દૂરના પરામાં રહેતો. હું મુંબઈ ગયો ત્યારે તેને મળવાની મને આકાંક્ષા હતી, પરન્તુ મનમાં થતું હતું કે એટલે દૂર ક્યાં જઉં! તેમના એક ભાઈની ધંધાની ઓફીસ પર હું

પૂછવા ગયો કે શંકરલાલ મુંબઈમાં ક્યાં અને ક્યારે મળી શકે : પરન્તુ આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે શંકરલાલ એ ઑફીસની નજીકમાં જ એક દુકાન માંડીને બેઠો હતો !

મેં પૂછ્યુંઃ "કેમ ભાઈ ? આ હાટડી ક્યારે માંડી અને એવી સરસ નોકરી શામાટે છોડી દીધી ?"

મને અચાનક આવેલો જોઈને શંકરલાલ ચોંક્યો, પરન્તુ ખુશ થઈને ઉત્સાહભેર ભેટી પડ્યો. એ નવી દુકાનદારીનો ઇતિહાસ મેં તેને ફરીથી પૂછ્યો, પણ તેણે જવાબ ન આપ્યો. વળી મેં પૂછ્યું: "છૂપી પોલીસની નોકરીમાં કાંઈ કડવા અનુભવો થયા કે શું ?"

તેણે જવાબ આપ્યોઃ "કડવા કે મિઠા, પણ એ અનુભવો જો સાંભળવા હોય તો અહીં નહિ કહું. સાંજે અહીં આવજો, આપણે સાથે ઘેર જઈશું અને રાત્રે હું તમને એ અનુભવોની કથા કહીશ."

"અસ્તુ" કહી એ માગણી મેં સ્વીકારી લીધી, અને તે વખતે તો હું શંકરલાલથી છૂટો પડ્યો.

સાંઝે હું શંકરલાલની સાથે તેને ત્યાં ગયો. રાત્રે જમ્યા બાદ તેણે નોકરી છોડવાનું કારણ દર્શાવનારી વાત શરુ કરી. 'નોકરીને અંગે એક ખટપટ ઊભી થઈ અને મેં નોકરી છોડી' એટલું કહીને શંકરલાલ પતાવી શકત, પરન્તુ તેને મારી સમક્ષ હૃદય ઠાલવવું હતું અને તેટલા માટે જ તે મને પોતાને ત્યાં તેડી ગયો હતો. મારામાં કદાચ તેણે અનેરી સમસંવેદનશીલતા કલ્પી હશે.

તેણે કથા શરુ કરી અને મારો રસ પ્રતિક્ષણે વધવા લાગ્યો. કલ્પિત કથા કરતાં સત્યકથા વધુ અદ્ભુત હોય કે ન હોય, છતાં શ્રોતાને કે વાચકને તે વધુ અદ્ભુત લાગે છે, કારણકે એ સત્ય હોવાને કારણે શ્રોતાની કે વાચકની એક જુદા જ પ્રકારની મનોભૂમિકા રચાય છે. કોઈ 'કનકસેન' રાજા અને 'કનકાવતી' રાણીની કલ્પિત કથા કરતાં 'જહાંગીર' બાદશાહ અને 'નૂરજહાં' બેગમની

ઐતિહાસિક પ્રેમકથા જે અનેરો રસ પૂરો પાડે છે તેને કવિવર રવીન્દ્રનાથ ટાગોર 'ઇતિહાસ–રસ' કહે છે. અને વિશેષમાં શંકરલાલ કહેતો હતો તે કથા તો એવી હતી કે જેનાં પાત્રો તથા કાળ જહાંગીર–નૂરજહાંનાં જેટલાં જૂનાં નહિ પણ નજીકના ભૂતકાળનાં હતાં, એટલું જ નહિ પણ તેમાંનાં કેટલાંક પાત્રો તે કાળે વિદ્યમાન હતાં, અને એ જ પાત્રોમાંનો એક કથા કહેનાર શંકરલાલ પોતે જ હતો !

શંકરલાલે એ કથા રાત્રિના એક વાગતાંસુધી મને કહી પણ તે અધૂરી રહી. સ્હવારે પુનઃ તેણે કથા આગળ કહેવા માંડી પણ ભોજનસમય સુધીમાં તે પૂરી થઈ નહિ. જમીને પાછા અમે મુંબઇ આવવા નીકળ્યા ત્યારે તેણે લોકલ ટ્રેનમાં કથા આગળ લંબાવી પણ મુંબઇ પહોંચતાં સુધીમાં તે પૂરી થઇ શકી નહિ. અરે, ઘેરથી નીકળતાં ત્રીસ–ચાળીસ રૂપિયાની કિંમતની એક મોટી ચામડાની ખાલી બૅગ મુંબઈ લાવવા માટે અમે સાથે લીધેલી તે બૅગ ટ્રેનમાં જ અમે ભૂલી ગયા અને ગુમાવી પણ બેઠા, એટલો ઉત્કટ અમારો કથારસ હતો !

છેવટે એ જ રાત્રે હું મુંબઈથી અમદાવાદ આવવા નીકળ્યો, તે વખતે શંકરલાલ મને વળાવવા સ્ટેશન સુધી સાથે આવ્યો અને તે વખતે એ કથા પૂરી થઇ.

એ કથાનાં પાત્રોના અને એક પછી એક બનેલા બનાવોના ભણકારા મને મુસાફરી દર્મિયાન સંભળાવા લાગ્યા. ચિત્ત ક્ષુબ્ધ બની ગયું. ઘેર આવીને એ ચિત્તક્ષોભ ઠાલવવા માટે મેં એક કવિતા લખવા માંડી. બત્રીસ પંક્તિઓમાં ચિત્ત ઠલવાયું ત્યારે ક્ષોભ શમ્યો. એ કવિતા અમદાવાદના એક પત્રના 'દીપોત્સવી અંક'માં પાછળથી પ્રસિદ્ધ પણ થએલી.

ત્યારપછી તો વર્ષો વીતી ગયાં, પરન્તુ એ વર્ષો દર્મિયાન એ કથા મસ્તિષ્કના એક ખૂણામાં લપાઇને પડી રહી હતી. આજથી દસ વર્ષ પૂર્વે 'પ્રજાબંધુ'માં "સ્નેહલગ્નની વિધવા"ને નામે તે કકડે

૬૬૬ઁ લખાઇને પ્રસિદ્ધ થઈ હતી, અને આજે થોડા સુધારા સાથે ' ભસ્મરેખા ' રૂપે ગ્રંથારૂઢ થાય છે.

એટલે આ સત્યઘટનાત્મક નવલકથા છે, પરન્તુ પાત્રોનાં નામ, સ્થાન અને સમય એ બધાંમાં મેં ફેરફાર કર્યો છે. એમાંનાં કેટલાંક પાત્રો આજે વિદ્યમાન પણ છે. નવલકથાની કલાને અર્થે, વાસ્તવિકતાને વિશદ કરવા અર્થે, અને કથાનો ધ્વનિ સ્ફુટ કરવા અર્થે કેટલાંક પાત્રો તથા પ્રસંગોની યોજનામાં તેમજ ઘટનાક્રમમાં કલ્પનાનો પણ આશ્રય લીધો છે.

*

'શીરીં અને ફરહાદ'ની કથા પ્રાગૈતિહાસિક કાળની પ્રેમકથા છે; 'જહાંગીર અને નૂરજહાં'ની કથા મધ્યકાળની ઐતિહાસિક કથા છે; 'ભસ્મરેખા' એ વર્તમાનકાળની સત્યઘટનાત્મક નવલકથા છે, પરન્તુ આજે તેને ઐતિહાસિક નવલકથા નહિ લેખી શકાય. ઇતિહાસ હમેશાં રાજકીય ઘટનાઓનો જ હોય અને સંસાર, સમાજ, ઉદ્યોગ, અર્થશાસ્ત્ર, સાહિત્ય ઇત્યાદિ ક્ષેત્રોનો ન હોય એમ કાંઇ થોડું જ છે? રાજકીય ક્ષેત્રને સ્પર્શતી ઐતિહાસિક નવલકથાઓ આપણે ત્યાં લખાતી આવી છે, ઇતર ક્ષેત્રો અણુસ્પર્શ્યાં રહ્યાં છે, તેથી ' ઐતિહાસિક નવલકથા'ની પાછળ એક રૂઢ ભાવના બંધાઇ ગઇ છે; વસ્તુતઃ સંસાર–સમાજ–ઉદ્યોગ–સાહિત્ય ઇત્યાદિ ક્ષેત્રાના ઇતિહાસની પણ નવલકથાઓ લખાવી જોઇએ. અંગ્રેજી સાહિત્યમાં એવી નવલકથાઓ લખાઇ છે. એટલું ખરું કે કથાવસ્તુને ઘડનારાં બળો ઇતિહાસને ચોપડે નોંધાવાને યોગ્ય અર્થાત્ સ્પષ્ટ–સ્થિર થએલાં હોવાં જોઇએ અને તો જ એવા વસ્તુને આલેખતી કથા ઐતિહાસિક લેખાવાને પાત્ર બને.

ઇંગ્લાંડમાં વિક્ટોરિયન યુગની શિથિલતાઓના અતિરેકથી ત્યાંના રાજકીય–આર્થિક–સાંસારિક–સામાજિક જીવનમાં જે ન્યૂનાધિક અરાજકતા પ્રસરી છે તેનું દર્શન કરાવનારી નવલકથાઓ બર્નાર્ડ શૉ, એચ. જી. વેલ્સ, થોમસ હાર્ડી આદિ અનેક લેખકોએ લખેલી

જ છે. વેલ્સની The New Machiavelli અને Joan and Peter એ તો સત્યઘટનાના અવલંબનપૂર્વક લખાયલી છે. વર્તમાન યુગનાં રાજકારણ, સમાજનીતિ, જાતીય પ્રેમ, ઉદ્યોગનીતિ ઇત્યાદિને સ્પર્શતી અંગ્રેજી નવલકથાઓમાં સત્યઘટનાત્મક નવલકથાઓ જૂજ હોય છે, પરન્તુ તેમનો આશય વર્તમાન જીવનને ઇષ્ટ દિશાભિમુખ કરવા માટે ક્રાન્તિ નીપજાવવાનો હોય છે, પછી ભલે વેલ્સ જેવા લેખકો સ્થિતિચિત્ર રજૂ કરીને થોભી જાય અને શૉ જેવા લેખકો ક્રાન્તિની દિશાનો અંગુલિનિર્દેશ કરવા સુધી આગળ વધે.

વર્તમાન કાળના આપણા સંસાર–સમાજની લાક્ષણિકતા દર્શાવનારી અનેક નવલકથાઓ ગુજરાતી સાહિત્યમાં લખાઇ છે; તેમાંની ઘણીખરી કલ્પિત હોવા છતાં ન્યૂનાધિક અંશે વાસ્તવિકતાવાળી પણ હોય છે. તેવી જ આ "ભસ્મરેખા" છે, પણ તેની વિશેષતા એ છે કે સત્યઘટનાને અવલંબીને તે લખાઇ છે. આજે તે સામાજિક ઇતિહાસની નવલકથા નહિ લેખાય. સંસાર અને સમાજના ક્ષેત્રમાં વર્તમાન જીવન આજે ક્રાન્તિને પંથે પળી રહ્યું છે; હજી તો એ જીવનની ત્રુટિઓ અને ઊણપોની સામે નવી પેઢીએ લડવાનું રહ્યું છે; "ભસ્મરેખા" જેવી કથામાંની સત્યઘટનાઓમાંથી એ પેઢીને પ્રેરણાપાન કરવું પડે તેમ છે. આજે તે પ્રવર્તમાન પરિસ્થિતિ છે. વર્તમાન સમાજને ઘડી રહેલાં ઇષ્ટાનિષ્ટ બળોની અસર ભવિષ્યમાં જ્યારે પૂરી થશે, આજનો સમાજ, તેની રચના, તેની ત્રુટિઓ કે તેની વિશેષતાઓ, તેનાં પાત્રોનાં માનસ તથા જીવનચર્યા, એ બધું અતીત કાળનું લેખાવાને પાત્ર થશે, ત્યારે "**ભસ્મરેખા**" જેવી સત્યઘટનાત્મક નવલકથાઓ જરૂર 'ઇતિહાસ–રસ' પાનારી ઐતિહાસિક નવલકથાઓ લેખાશે.

ગિરધરનગર, શાહીબાગ,
**અમદાવાદ.**
તા. ૧–૩–૧૯૪૪.

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

# અનુક્રમણિકા

# ભસ્મરેખા



## ૧

## વિભાવરી

♥ ♥

ઈ. સ. ૧૯૨૪ નો શિયાળો ઊતરતો હતો. નજીક આવતી વસંતનાં પગલાં સંભળાતાં હતાં. દિવસનો પહેલો પ્રહર ચાલતો હતો.

સાંતાક્રુઝમાંના કૃષ્ણલાલ શેઠના વીરભુવન બંગલાના વરંડા પર વિભાવરી બેઠી બેઠી અભ્યાસનું પુસ્તક વાંચતી હતી. હેમંતનો શીળો વાયુ એ સોળ વર્ષની ખીલેલી કળીને સુખદ લાગતો હતો. પરંતુ તે ત્યાં વાયુસેવન કરવાને બેઠી નહોતી. તેની આંખો પુસ્તકનાં પાનાં પર જડાઈ ગઈ હતી પરન્તુ પાનાં પરની એકે પંક્તિ આંખો વાંચતી નહોતી; પુસ્તક તો માત્ર તેના સ્થૂલ ધ્યાનની મૂર્તિ બન્યું હતું અને એ મૂર્તિના આલંબનપૂર્વક તે કાંઈ ઉંડા ચિંતનમાં પડી ગઈ હતી.

પરન્તુ એક અવાજે તેના ચિંતનને રોકી દીધું. એ અવાજ ટપાલીનો હતોઃ "વિભાવરી બહેન! તમારો પત્ર છે" એમ કહી વરંડાની આસપાસના કઠેરાની ભમરીઓની વચ્ચે હાથ નાંખી ટપાલીએ પત્ર ધર્યો અને વિભાવરીએ તુરત તે લીધો. પત્ર પર કરેલા સરનામાના અપરિચિત અક્ષરોને તે જોઈ રહી અને જરા નવાઈ પામી. પિતાના બધા પત્રો મીલમાં કે કોટની પેઢીમાં આવતા એટલે સાંતાક્રુઝને બંગલે તો કોઈજ વાર પત્ર આવતો, અને ખાસ વિભાવરીના નામ પર તો જવલ્લે જ મહીને એકાદ બે પત્રો આવતા. પોતા પર પોતાની સખીઓ અને સહાધ્યાયિનીઓના પત્રો આવતા તે બધીના અક્ષરોને તે ઓળખતી; પરન્તુ આ અક્ષરો કેવળ નવીન હતા.

છે. બાપરે! એ ત્રણ મહિના કેમ જાય! જીવનસુખનાં અને ભાવિ જીવનચર્યાનાં જે સ્વપ્નાં મેં રચી રાખ્યાં છે તેના સાક્ષાત્કાર માટે એટલો લાંબો કાળ કેવી રીતે પસાર કરી શકાય તે જ મને સમજાતું નથી. વડીલો સારા મુહૂર્તને માટે ઝંખે છે; ઈશ્વરે બધા દિવસ સરખા કર્યાં છે, પરન્તુ આશાભર્યાં દંપતીને તલસાવવા માટે જ બ્રાહ્મણોએ આ મુહૂર્તનાં તૂત ઊભાં કર્યાં છે એમ હવે મને સમજાય છે. જો હું શંકર હોત તો એ બ્રાહ્મણોને બાળી ભસ્મ કરવા માટે જ ત્રીજું નેત્ર જરૂર ઉઘાડત!

"પરન્તુ આ ગાંડીઘેલી વાતોથી તને વધારે હસાવવાની જરૂર નથી. થોડા કલાકમાં જ આપણે પ્રત્યક્ષ થઈશું અને થોડા દિવસમાં આપણે એકરસ થઈશું. નિશા અને શ્યામ–મેઘ જ્યારે એકરસ બને છે ત્યારે ગમે તેવાં તેજસ્વી નેત્રો પણ તેમનામાં ભેદદર્શન કરી શકતાં નથી. કવિઓનું એ કથન આપણા સંબંધે જ નિર્માયું હશે એમ શું તને નથી લાગતું?

"તારો સદાનો—
"શ્યામ."

વિભાવરી એ પત્ર વાંચીને ઘડીભર આનંદના પ્રવાહમાં તરી રહી. તેની અનેરી આશાઓ ફળી હોય અને જે સંતોષ થાય તે સંતોષ તેની દેહકળીની પાંખડીઓને પુલકિત કરવા લાગ્યો.

એ દિવસ પહેલાં માનચંદ શેઠના પુત્ર શ્યામલાલ વેરે તેનું વેવીશાળ થયું હતું. આજે વિભાવરીના પિતાએ જમાઈને પહેલી જ વાર પોતાને ત્યાં જમવા નોતર્યા હતા. વિભાવરીએ એક વાર શ્યામલાલને જોએલો ખરો, પરન્તુ તેનો તેને કશો વિશેષ પરિચય નહોતો, એટલે તેને કાંઈ કાંઈ વિચારો થયા કરતા હતા. એ વિચારોમાં ઊંડે ઊંડે ચિંતા પણ થયા કરતી હતી. દાંપત્યજીવનના બહુવિધ અભિલાષો સેવતી કુમારિકાઓ જીવનરથના બીજા ચક્રના સંબંધમાં જેટલી વિશેષ અજાણ હોય છે તેટલી તે વિશેષ ચિંતાતુર હોય છે. મંગળ

અને અમંગળ, સુખની અને દુઃખની કલ્પનાઓની વચ્ચે તેમની અજાણ દૃષ્ટિ લોમ-વિલોમ ફર્યાં કરે છે. એ જ કલ્પનાઓમાં વિભાવરી ડૂબી ગઈ હતી. એવામાં તો આ અણધાર્યો પત્રે તેને માંગલ્યના મહાસાગરમાં તરતી મૂકી દીધી હતી.

તેણે પોતાના ભાવિ પતિનો પત્ર બીજી વાર વાંચ્યો, ત્રીજી વાર વાંચ્યો. આહા! તેમાં અક્ષરે અક્ષરે દીવા બળતા હતા! તેમાં સુંદર વિદ્વત્તા હતી, સુંદર ભાષા હતી, સુંદર શૈલી હતી, પ્રેમનો સુંદર આવેશ હતો, સુંદર જીવનસ્વપ્ન હતાં, સુંદર રમૂજ હતી; જે જે સ્વપ્નો વિભાવરીએ સેવ્યાં હતાં તે બધાંના ભાવિ સાક્ષાત્કારની આશા આપનારું બધુંય એ પત્રમાં હતું અને વળી તે સુંદર હતું. વિભાવરીએ આવી આનંદોર્મિ જીવનમાં આજે પહેલી જ વાર અનુભવી. એ આનંદાનુભવમાં તે એટલી મૂઢ બની ગઈ કે તેને સાંભર્યું નહિ કે પોતાને રોજ અભ્યાસ કરાવવા આવનાર ચંદ્રવદન માસ્તર ક્યારના આવીને રાહ જોતા પાસેના ખંડમાં બેઠા હતા.

છેવટે તેને મૂઢતામાંથી જાગ્રત કરવાને નાની લીલાએ બહારથી બારણું ખખડાવ્યું. તે ભાનમાં આવી. તેણે પત્રને મેજના ખાનામાં મૂકી બારણું ઉઘાડ્યું. લીલા બોલી: "મોટી બહેન! માસ્તર ક્યારનાય આવી બેઠા છે ને!"

"હા, પણ તેમને કહે કે આજે અભ્યાસ માટે બેસવું નથી."

લીલાને મન એમ થયું કે વિભા પોતે જ માસ્તરને જવાબ આપે તો સારું. વિભાએ માસ્તરનો પ્રશ્ન સાંભળ્યો હતો; તેણે પોતે જ માસ્તરને જવાબ આપવો જોઈએ એમ તેને પણ લાગ્યું. માસ્તર બેઠા હતા તે ખંડમાં તે ગઈ, પણ જતાં પહેલાં મનની સંપૂર્ણ સ્વસ્થતા એકત્ર કરવા તેણે ખૂબ પ્રયત્ન કર્યો. પોતાના આનંદનો આવેગ પરપુરુષ જુએ કે જાણે તેમાં પણ અવિવેક કે લજ્જાહીનતા સમજતા કૌટુમ્બિક સંસ્કારોની વચ્ચે ઉછરેલી વિભાને તેમ કર્યા વિના છૂટકો નહોતો. સ્ત્રીના લજ્જારૂપી ભૂષણનાં ગીત ગાનારા નીતિ-

વાદીઓએ લજ્જાની અકારણ અતિશયતાને લીધે ધૂળમાં મળી ગએલાં જીવન ઉપર વિલાપો કર્યા છે ખરા, પરન્તુ એ અતિશયતાનીએ પ્રશંસા કરવામાં ન્યૂનતા રાખી નથી !

માસ્તર સમીપે આવીને તે પ્રયત્નપૂર્વક વદનને ગંભીર રાખી બોલીઃ "માસ્તર ! આજે કાંઈ અભ્યાસ માટે બેસવાની ઈચ્છા નથી. તબિયત સારી છે, પણ ઘરમાં બહુ કામ છે, એટલે હવે કાલે જ બેસીશું."

"ભલે કાલે વાત. ઘરમાં કાંઈ પ્રસંગ છે ?"

"ખાસ કશું નથી. મહેમાન આવવાના છે." વિભા મ્હોંને માંડમાંડ દાવકું રાખી શકી.

"કોણ મહેમાન છે ?" માસ્તરે સહજ પૂછ્યું.

"કોણ જાણે !" એમ કહેતાં વિભાવરીએ લજ્જાથી મ્હોં ફેરવી આડું જોયું. તેના મુખમાંથી હાસ્યરેખા સરી પડી. માસ્તર તે જોઈ જશે એવી ભીતિથી તે વધારે કશું ન બોલતાં ઉતાવળે પગલે જતી રહી–જાણે દોડીને નાસી ગઈ !

ચંદ્રવદને પાછા ફરવા માંડયું. એટલામાં સામે કૃષ્ણલાલ શેઠનાં બ્હેન વિજળીબાઈ આવતાં દેખાયાં, તેમણે પૂછ્યું: "કેમ માસ્તર ?"

"સારું. આજે કોઈ અભ્યાસ માટે બેસે તેમ લાગતું નથી એટલે ઘેર પાછો જઉં છું."

"આજે વળી અભ્યાસ શાનો અને તમારે ઘેર જવાનું શાનું ?" વિજળીએ આનંદોત્સાહથી કહ્યું: "આજે તમારે અહીં જમવાનું છે. તમને ખબર નથી ? વિભાવરીના વરને આજે જમવા તેડયા છે !"

"હવે સમજાયું. ઘરમાં એવી ધમાલ હોય ત્યારે છોકરાંને અભ્યાસ ન જ ગમે. ચાલો, આજે મને વિભાના વરના પરિચયનો લાભ થશે."

વિભાવરી નવ વર્ષની હતી અને ચંદ્રવદન પાંચમું અંગ્રેજી ધોરણ ભણતો હતો ત્યારથી તે વિભાવરીને ભણાવતો હતો. વિભા-વરીને ન્હાનપણથી 'તું' થી બોલાવવાની ટેવ પડી હતી, તે કેમે

કરી છૂટતી નહોતી. સોળ વર્ષની વિભાવરીને 'વિભા' અને 'તું–તા' થી બોલાવતાં કોઈ વાર ચંદ્રવદનને સંકોચ થતો ખરો અને એક વાર તો તેણે વિભાવરીને એ સંકોચ તથા પોતાને પડી ગએલી ટેવ કહી બતાવ્યાં હતાં, પણ વિભાવરીએ તે વખતે તેને રમૂજ ઉપજાવતાં આશ્વાસન આપ્યું હતું કે "એમાં શું? તમે મારા ગુરુ અને હું તમારી શિષ્યા ખરી કે નહિ? ગુરુ શિષ્યાને 'તમે' જેવા ભારેખમ સર્વનામથી બોલાવે, તે કાંઈ શોભે?"

ચંદ્રવદન અને કૃષ્ણલાલ શેઠના કુટુંબ વચ્ચેનો સંબંધ જૂનો, મીઠો અને માયાભર્યો હતો. ચંદ્રવદન ગરીબ માબાપનો પુત્ર હતો. ટયુશનો દ્વારા કમાણી કરીને અને શેઠિયાઓ પાસેથી શિષ્યવૃત્તિઓ મેળવીને તે ભણ્યો હતો. ગયે વર્ષે તે બી. એ. ની પરીક્ષામાં પસાર થયો, ત્યારપછી તેણે એક ખાનગી હાઇસ્કૂલમાં નોકરી મેળવી હતી, છતાં કૃષ્ણલાલ શેઠના ઘરનું ટયુશન ચાલુ જ રાખ્યું હતું. કૃષ્ણલાલ શેઠ બીજાઓના પ્રમાણમાં ચંદ્રવદનને પગાર બહુ ઓછો આપતા પરન્તુ પૈસા ઓછા મળે કે વધુ મળે, તોય અટલો જૂનો સંબંધ છોડવા ચંદ્રવદન તૈયાર નહોતો. તે જાણતો હતો કે વિભા પરણીને સાસરે જશે એટલે ઘણું કરીને પોતાને એ ટયુશન છોડવું પડશે, કારણકે એટલી લીલાને માટે કાંઈ શેઠ વીસ રૂપિયા ખર્ચે તેમ નહોતું તે તે સારી પેઠે જાણતો હતો.

ચંદ્રવદન અભ્યાસખંડ છોડીને નીચે આવ્યો. બંગલાના ભોંયતળિયાના મધ્ય ખંડમાં દીવાનખાનું હતું, ત્યાં જઈ તેણે ખુરશી પર બેસી એક પુસ્તક વાંચવા લઈ વખત વીતાડવા માંડયો. પણ ઘરના પ્રત્યેક ખૂણામાં પ્રવર્તી રહેલા ઉલ્લાસે અને ચાલી રહેલી ધમાલે તેને પણ વાંચવા ન દીધું. તે ઉઠીને દીવાનખાનાનું પાછલું બારણું ઉઘાડી રસોડાની સામેના ચોકમાં ચાલી રહેલી ધમાલ આનંદ–વિનોદપૂર્વક જોઇ રહ્યો.



# ૨

# જમાઈરાજ જમવા પધારે છે



જ્યારથી કૃષ્ણલાલ શેઠે પોતાની બહેન વિજળીબાઇને ખબર આપી હતી કે જમાઇને જમવા માટે નોતર્યા છે, ત્યારથી જમણમાં કઈ અને કેટલી વાનીઓ તૈયાર કરવી તેનો વિવાદ ચાલ્યો હતો. વિજળીબાઇનો આગ્રહ હતો કે ભોજનમાં સૌથી પહેલો કંસાર જ જોઇએ. તેર વર્ષનો ચંપક કહેતો હતો કે "કંસારમાં શું જમવાનું છે? એ કોને ભાવે? બાસુદી કે શિખંડ હોય તો જ જમણુ શોભે." લીલાને દૂધપાક ભાવતો હતો એટલે તેણે તેની ભલામણ કરી; પરન્તુ છેવટે તો વિજળીબાઇએ પોતાનું જ ધાર્યું કર્યું અને આગલા દિવસની બપોરે રસોઈઆને વરદી આપી દીધી કે કંસાર જ કરવાનો છે.

એ તો મુખ્ય ભોજનપદાર્થની વાત થઈ. બીજી વાનીઓની ચર્ચા તેથી વધારે ચાલી. બે જાતની કચુંબર, ત્રણ જાતનાં ભજીયાં, ચાર જાતની ચટણી, છ જાતનાં રાઇતાં, આઠ જાતનાં શાક, પત્તરવેલીયાં, કેળાંની કાતરી અને સાત જાતનાં અથાણાં તૈયાર કરવાનું નક્કી થયું. બધી વસ્તુઓની ગણત્રી કરતાં તેત્રીસ વાનીઓ થઇ, તેથી વિજળીબાઇને ખૂબ આનંદ થયો, કારણકે દેવોના થાળમાં બત્રીસ જાતનાં ભોજન પીરસાતાં હતાં ત્યારે પોતે પોતાના ભત્રીજીવરના થાળમાં તેત્રીસ વાની પીરસવાની હતી!

પણ ભોજનની વાનીઓની ચર્ચા એટલેથી પૂરી થાય તેમ નહોતું. કચુંબર, ભજીયાં, ચટણી, શાક, રાઇતાં વગેરેમાં કઈ કઈ વસ્તુઓ વાપરવી તે વિષે મતભેદો પડવા લાગ્યા. છેક સાંજના છ વાગ્યે બધું નક્કી થયું અને શાક વગેરે લેવા માટે ચાકરને મોટરમાં મુંબઇ મોકલવામાં આવ્યો. પાંચ ટોપલા મોટરમાં લાદીને તે છેક રાત્રે નવ વાગ્યે પાછો ફર્યો અને પરોઢમાં તો એ બધું સમારવાનું કામ શરુ થઇ ગયું.

ચંદ્રવદન જ્યારે રસોઇની ધમાલ જોઇ રહ્યો ત્યારે છ સઘડીઓ ધમધમાટ બળી રહી હતી અને રસોઇઓ આમથી તેમ દોડાદોડી કરી રહ્યો હતો. ચાકરો, નોકરડી, વિજળીબાઈ, ચંપક અને લીલા બધાંય કોઇ કોઇ કામે વળગી ગયાં હતાં. વિજળીબાઇને વચ્ચે કોઇ કોઈ વાર ચાકર-રસોઇયાને ધાંટા પાડી સૂચનાઓ કરવી પડતી હતી. તેમને આજે થાક લાગ્યો નહોતો, છતાં જમાઈ આવી પહોંચશે અને બધું તૈયાર નહિ થઇ જાય તો ખરાબ દેખાશે એવી ચિંતાથી તે આકળાં થઇને કોઇ કોઇ વાર ચાકર-ચાકરડી ઉપર હાકા-ત્રાપા કરતાં કે રસોઇઆ ઉપર ધુંવાપુંવા થતાં. સૌ એકસરખી ઝડપથી બધું તૈયાર કરવા પાછળ મચી ગયાં હતાં.

જમાઈ પ્રત્યેનું માન તથા સદ્‌ભાવ, તેને ખુશ કરવાની આતુરતા, તેનો ભાવ જીતી લેવાની ચિંતા, પોતાની પ્રશંસાના ઉદ્‌ગારો તેને મુખેથી સાંભળવાની ઝંખના, એવું કાંઇ કાંઇ આ બધી તૈયારીઓની પાછળ રહેલું ચંદ્રવદને જોયું. અને જમાઇરાજને માટે એ બધું કેમ ન હોય ? હૈયાની હૂંફથી પોષીને ઉછેરેલું પુત્રીરત્ન જેના કંઠમાં બાંધવાનું છે તેનો પ્રેમ સંપાદન કરવામાં જ પુત્રીનું સુખી દાંપત્યજીવન સમાઇ રહેલું હોય ત્યાં પ્રેમસંપાદનની આવી ચેષ્ટાઓ કરવી જ પડેને !

જોતજોતાંમાં સાડા દસ વાગી ગયા અને કૃષ્ણલાલ શેઠની મોટર મીલમાંથી સીધી આવી પહોંચી. તે એકદમ ટેલીફોન તરફ દોડ્યા અને એક મિનિટમાં જ દિવાનખાનામાં પાછા ફરતાં બોલ્યાઃ "બ્હેન ! બ્હેન ! શ્યામલાલ તેમના એક મિત્રને સાથે લઇને બરાબર અગીઆર વાગતાં અહીં આવી પહોંચશે. ટેલીફોન આવી ગયો."

વિજળીબાઇ બોલ્યાંઃ "ત્યારે કેટલા પાટલા નંખાવું ? બે તેમના, એક માસ્તરનો અને એક ચંપકનો."

"હા, બરાબર, હું પાછળથી બેસીશ. માસ્તર પણ ઠીક વખતસર આવી ગયા છે."

"તે તો ભણાવવા આવેલા, પણ મેં તેમને જમવા માટે રોકી રાખ્યા."

"ઠીક કર્યું. ચાલો હવે પાટલા નંખાવો." એમ કહેતા શેઠ ચોકમાં દાખલ થયા. તેમણે બધી સામગ્રી તૈયાર થએલી જોઈને છૂટકારાનો દમ લીધો. "કોણ પીરસશે?"

"રસોઇઓ અને મદદમાં લીલા રહેશે."

લીલા મજાકમાં બોલી: "હું તો શ્યામલાલને રાઇતું જ ખૂબ ખવાડવાની."

"કેમ વારુ?" શેઠ જરા વિનોદમાં ભળ્યા અને હસ્યા.

"રાઇ જરા માથામાં ચડે અને છીંકો ઉપર છીંકો ખાય તો જોવાની મજાહ પડે!" લીલા હસતી હસતી બોલી.

"એમ ન કરીએ બહેન! જમાઇ તો લાડકા કહેવાય; તેમને ચ્હીડવાય નહિ અને તેમની હાંસીએ ન કરાય." શેઠ એમ કહેતા દીવાનખાનામાં આવીને મોટર આવવાની રાહ જોવા લાગ્યા.

વિભાવરી આ બધી ધમાલ નજરે જોવાથી દૂર રહી હતી, પરંતુ પોતાના અભ્યાસખંડમાં બેઠી બેઠી તે બધુંય સાંભળતી હતી અને ઉલ્લાસનો અનુભવ કરતી હતી. તેટલા માટે જ તેણે અભ્યાસ-ખંડની ચોકમાં પડતી બારી ખુલ્લી રાખી હતી કે જેથી કોઈની દૃષ્ટિએ પડ્યા વિના તે બધું નજરે જોઇ શકે નહિ, તો પણ સાંભળી તો શકે જ. કાને પડતા એકકે એક અવાજ ઉપરથી તે પ્રત્યેક હીલચાલને જાણી શકતી હતી. તેણે પિતાના બોલ સાંભળ્યા હતા, તેમની અને ફોઈની વચ્ચેની વાતચીત અને લીલાએ કરેલી મજાક પણ કાને સાંભળી આનંદ રોમાંચ અનુભવ્યો હતો. પોતાના ભાવિ પતિના સત્કાર માટેનો સૌનો આટલો ઉમંગ તેને પોતાને સંતોષની લ્હાણુ આપતો હતો. સ્વજન પ્રત્યેનો અન્યનો આદર મનુષ્યને પોતા પ્રત્યેના આદરરૂપ જ લાગે છે, અને એ રીતે તેનું સ્વાભિમાન પોષાય છે.

વિભા ઘડિયાળની સામે જોઇ રહી હતી. અગીઆરમાં બે મિનિટ ઓછી રહી એટલે તે અભ્યાસખંડમાંથી બહાર નીકળી અને બાજુના ખંડમાં દાખલ થઇ. તે ખંડની બારી બંગલાની મોખરે આવેલા બગીચામાં પડતી હતી. બગીચાની બરાબર સામે અને બારીની જમણી બાજુએ કંપાઉન્ડમાં દાખલ થવાનો દરવાજો હતો. બારી સહેજ ખુલ્લી રાખવાથી દરવાજો જોઇ શકાતો હતો.

ઘડિયાળમાં અગીયારના ડંકા પડવા લાગ્યા તે જ ક્ષણે દરવાજામાં એક પીરોજા રંગની મોટર દાખલ થતી દેખાઇ. "જરૂર તેમની જ એ મોટર. બરાબર ટાઇમસર જ આવ્યા !" વિભા મનમાં પુલકિત થતી બોલી; પણ સ્વામીનું દર્શન તો મોટર આવીને થોભે અને તેમાંથી શ્યામલાલ ઊતરે તે પહેલાં થાય તેમ નહોતું. પાંચ સેકંડમાં મોટર બંગલાનાં પગથિયાં પાસે થોભી, તેમાંથી શ્યામલાલ અને તેનો મિત્ર આનંદલાલ ઊતર્યા. કૃષ્ણલાલ શેઠે બહાર દોડી જતાં તેમનો સત્કાર કર્યો.

વિભા બરાબર તાકી રહી હતી, પણ શ્યામલાલ તેની દૃષ્ટિએ પડ્યો નહિ. બંગલાનાં પગથિયાં પાસે જ આવેલા આસોપાલવની એક કમબખ્ત ડાળી આડે આવી અને તે પતિના વદનની ઝાંખી કરી શકી નહિ. વિભા ચ્હીડાઇ ગઈ. "બગીચામાં વળી મોટાં વૃક્ષોની શી જરૂર ? એ કયાં સુગંધ આપે છે ?" એમ બબડતી નિરાશ ભાવે તે અભ્યાસખંડમાં પાછી ફરી.

હવે હમણાં તો પતિના મુખનું દર્શન વિભા કરી શકે તેમ રહ્યું નહોતું. શ્યામલાલે પત્રમાં લખ્યું હતું કે દૂરથી વિભા તેને દર્શન આપે; પણ જ્યાં પોતે જ પતિનું દર્શન કરી શકી નહિ, ત્યાં પોતે તો પતિને દર્શન આપી શકે જ શી રીતે ? છતાં એ માટે એકાદ તક શોધવાનો તેને ઉમંગ હતો.

શ્યામલાલ જ્યારે જમવા બેઠો હોય ત્યારે તેનું દર્શન ન કરી શકાય ? કરી તો શકાય પણ તેની સાથે બીજાય જમવા બેઠા હોય

અને તે બધા પોતાને જોઈ જાય, એવું એ લજ્જાશીલ કુમારિકાથી બની શકે તેમ નહોતું. કદાચ ફોઈના જાણવામાં એ આવી જાય, તો તેને ભરખી જ ખાય ! ઉપરથી નિર્લજ્જતાનો શિરપાવ મળે ! જેની સાથે વિભાને ભવિષ્યમાં આખું જીવન વીતાડવાનું હતું, તેનું શુભ દર્શન પણ વિજળી ફોઈનું શાસ્ત્ર માન્ય રાખતું નહોતું. વિજળી ફોઈ એક વાર જુવાન હતાં, તે પરણ્યાં હતાં, માહ્યરામાં હસ્તમેળાપ સમયે મ્હોંએ ઢાંકેલી પામરીની આરપાર સ્વામીના વદનની ઝાંખી કરી તેમણે આનંદરોમાંચ અનુભવ્યો હતો, પરન્તુ નાનેરાંઓને લજ્જાશીલતા શીખવવા માટે તે બધા સ્વાનુભવોને વિસરી જતાં હતાં એ વિભા જાણતી હતી, એટલે તેનાથી અત્યારે એવી હિંમત ચલાવી શકાય તેમ નહોતું.

અભ્યાસખંડની જે બારી ચોકમાં પડતી હતી, તેનો ઉપરનો અર્ધો ભાગ બંધ રાખીને અને અર્ધો ભાગ ઉઘાડો રાખીને તે ભાગના પિત્તળના સળિયાની પાછળ એક ખુરશી ગોઠવી વિભા બેઠી. જમતાં જમતાં જે વાતચીત થાય તે ત્યાંથી બરાબર સાંભળી શકાય તેમ હતું અને વળી કોઈની દૃષ્ટિ સહજ રીતે ત્યાં પડે તેમ નહોતું. દર્શનની આતુરતા એ રીતે વાતચીતના શ્રવણવડે સંતોષવાનો માર્ગ હવે બાકી રહ્યો હતો.

પાંચ મિનિટમાં વસ્ત્રો ઉતારી સૌ પાટલા ઉપર ગોઠવાઇ ગયા. શ્યામલાલ અને આનંદલાલની પંક્તિની સામે ચંપક અને માસ્તરની પંક્તિ હતી. વચ્ચે પીરસનારને હરવા ફરવા માટે સારી પેઠે મોકળાશ રાખી હતી. તેઓ બેઠા અને પીરસણુ નીકળ્યું, એટલે કૃષ્ણલાલ શેઠ દીવાનખાનામાં જઇને બેઠા અને ભોજનકાર્ય પૂરું થાય ત્યાંસુધી મેજ પર પડેલું ચોપાનિયું લઇ તેમાંનાં સીનેમા-નટીઓનાં ચિત્રો જોવામાં ગુંથાઇ ગયા.



## ૩

# પતિનો મિત્ર પણ વિભાનો શત્રુ !



ભોજન પીરસાતું હતું તે દરમ્યાન ચંપકે ચંદ્રવદન માસ્તરની ઓળખાણ શ્યામલાલ અને આનંદલાલને કરાવી દીધી; એટલે પહેલાં પરસ્પર પરિચયાત્મક વાતચીત થઇ, પછી અભ્યાસની વાતચીત થઈ અને છેવટે ચંદ્રવદનના જાણુવામાં આવ્યું કે આનંદલાલ એક ગ્રેજ્યુએટ હતો, શ્યામલાલના પિતા માનચંદ શેઠની શરાફી પેઢી પરનો અંગ્રેજી કારકુન હતો અને શ્યામલાલનો મિત્ર પણ હતો.

શ્યામલાલ અઢારેક વર્ષની વયનો હતો, શરીરે ઉંચો અને પુષ્ટ હતો, વર્ણે ગૌર હતો અને તેની મોટી ગોળ આંખો સૌથી પહેલાં બધાંનું આકર્ષણ કરતી. ગભ શ્રીમત્તા તેના અંગોમાંથી, વસ્ત્રોમાંથી અને પ્રત્યેક હીલચાલમાંથી ઝરી રહી હતી. તેના ભવ્ય શરીરના પ્રમાણુમાં તેનું કપાળ નાનું હતું, પરન્તુ તે કદાચ લાંબા વધારેલા અને સુંદર રીતે ઓળેલા વાળના ગુચ્છાને લીધે હશે એવું અનુમાન ચંદ્રવદન સ્વાભાવિક રીતે કરતો હતો. આનંદલાલ શ્યામલાલની પાસે વામન-દેહી દેખાતો પરન્તુ તેનાં નેત્રોમાં ચમકતી તરલતા ભુલાય તેવી નહોતી.

ભોજન પીરસાઇ ગયું એટલે સૌ જમવા લાગ્યા. ચંદ્રવદને સહજ પૂછ્યું: "હે શ્યામલાલભાઇ ! તમે મેટ્રીકના વર્ગ સુધી પહોંચ્યા પછી કેમ અભ્યાસ મૂકી દીધો ?"

આનંદલાલ બોલ્યો: "મેં તેમને અભ્યાસ ચાલુ રાખવા બહુ કહ્યું અને તેમનીએ ઇચ્છા હતી, પણ મોટા શેઠનું મન વધતું નહોતું. કારણુ એ હતું કે શેઠની અવસ્થા થઇ છે એટલે અભ્યાસ છોડીને શ્યામલાલભાઇ વેળાસર પેઢીના કામકાજમાં માહીતગાર થઇ જાય એવી શેઠની ઉત્કટ ઇચ્છા હતી. આથી તેમને અભ્યાસ છોડવો પડ્યો અને પેઢીના કામમાં જોડાવું પડયું."

ચંદ્રવદનને માનચંદ શેઠની એ દૃષ્ટિ ભૂલભરેલી લાગી. તે બોલ્યો: “એ ભૂલ હતી. બે વર્ષ વધુ અભ્યાસ શ્યામલાલભાઇએ કર્યો હોત, તો એમનો એટલો વધુ માનસિક વિકાસ થયો હોત કે જેથી જે કામ પેઢી પર ત્રણ વર્ષના અનુભવથી ઉપાડી લઇ શકત તે કામને એટલી વધુ કેળવણીથી એક વર્ષમાં ઉપાડી લઇ શકત.”

આનંદલાલને એ સામે મતભેદ હતો. તેણે કહ્યું: “એમાં તમારી ભૂલ થાય છે. હાઇસ્કૂલની કે ઉંચી કેળવણી બજારના વહેવારુ કામકાજ માટે કશા કામની નથી, માસ્તર! હું બાર માસથી શેઠની પેઢીમાં ટીચાઉં છું, પણ વહીવટી કામમાં શ્યામલાલભાઇ પાસે કશા હિસાબમાં નહિ.”

ચંદ્રવદનને આનંદલાલ જેવા ગ્રેજ્યુએટની કાર્યદક્ષતા માટે ઉંચો મત ન બંધાયો. તે ચૂપ રહ્યો.

પણ આનંદલાલને પોતાનો વિજય સિદ્ધ કરવો હતો, એટલે તેણે એ જ પ્રકરણ જરા લંબાવ્યું: “અને માસ્તર સાહેબ! આપણે બધા કોલેજની કેળવણી લઇને કશું ઉકાળી શકતા નથી; તેના કરતાં વેપારી લાઇન બહુ સારી. મારો તો અભિપ્રાય છે કે આપણા દેશના જુવાનોએ આજકાલની પોપટિયા કેળવણી લેવાને બદલે વેળાસર ધંધામાં પડી જવું જોઇએ કે જેથી માથે જવાબદારી આવી પડે તે પહેલાં રળતા થઈ જઇ શકાય. કોલેજમાં જનારાઓ મોટી ઉંમર સુધી ભણ્યા કરે છે અને કશાય વહેવારુ અનુભવ સિવાય જવાબદારી ઓચિંતી માથે આવી પડતાં ગભરાઇ જાય છે.”

“આપનો મત તેવો હશે, મારો મત તેવો નથી.” ચંદ્રવદને વિનયપૂર્વક પોતાનો મતભેદ દર્શાવ્યો. આનંદલાલને આ પંતુજીમાં અહંત્વ ભાસ્યું.

લીલા રાઇતું પીરસવા આવી: “આ મોધરીનું રાઇતું લ્યો, બહુ મજાનું છે!” તેણે શ્યામલાલની સામે રાઈતાનો ચમચો ધર્યો.

“નહિ, નહિ, નહિ! મને રાઇતું ગમતું જ નથી!” શ્યામલાલે આડો હાથ ધર્યો.

વિજળી ફોઇ હસીને બોલ્યાં: "લીલા! તું હારી અને શ્યામલાલ જીત્યા."

આનંદલાલે ચમકીને પૂછ્યું: "કેમ?"

"લીલા શ્યામલાલને ખૂબ રાઇતું પીરસવાની હતી, અને તેમને છીંકતા જોઇને મજાક કરવાની હતી, પણ શ્યામલાલ શેઠને તો રાઇતું પસંદ જ નથી એટલે તે શું કરે?"

આ વિનોદથી આનંદલાલ હસ્યો, લીલા હસતી હસતી પાછી ફરી, ચંપકને ખૂબ આનંદ મળ્યો અને ચંદ્રવદન માસ્તરે પણ સ્મિત કર્યું. પણ જમાઇએ એ વિનોદમાં જરાએ ભાગ લીધો નહિ. હસતી હસતી ચાલી જતી લીલા પર તે તીવ્ર દૃષ્ટિએ અને ગંભીર વદને જોઇ રહ્યો.

"ત્યારે શ્યામલાલભાઇ! ગુજરાતી સાહિત્ય તો તમે પુષ્કળ વાંચ્યું હશે." ચંદ્રવદને નવો પ્રશ્ન છેડ્યો.

"હા." શ્યામલાલે ટૂંકો જવાબ આપ્યો.

"ત્યારે કહો, તમને નાનાલાલ કવિના 'ઇંદુકુમાર' અને 'જયાજયંત'માંથી વધારે સુંદર પુસ્તક કયું લાગ્યું?"

આનંદલાલ બોલ્યો: "'જયાજયંત' એમને વધારે ગમ્યું છે એમ હું તેમની સાથેની ચર્ચા પરથી જાણી શક્યો છું. 'ઇંદુકુમાર' હજી અધૂરું છે તેટલા કારણથી નહિ પણ તેમને એમાંનાં ઇંદુકુમારનાં સ્વપ્નો કેવળ ભાવનાજાળ લાગે છે, તેથી તે ગમતું નથી."

ચંદ્રવદનને આનંદલાલ અણગમતો થઈ પડ્યો. પોતે શ્યામલાલ સાથે વાતો કરતો હતો, તેમાં તેણે વચ્ચે શામાટે પુરાવું જોઇએ? તેના બોલકણાવેડા ઉપર તે જરા ગુસ્સે પણ થયો, પણ પોતાનો વિરોધ પ્રકટ કરવા જેટલો ચંદ્રવદન અવિનયી નહોતો.

"અને શ્યામલાલભાઇ! 'ઉષા'માં નાનાલાલનું ગદ્ય તમને કેવું લાગ્યું?"

"તદ્દન માલ વિનાનું." આનંદલાલ બોલ્યો: "શ્યામલાલભાઇ ગદ્યનો સુંદર નમૂનો માત્ર 'સરસ્વતીચંદ્ર'ને જ માને છે."

વળી પાછો વચ્ચે આનંદલાલ બોલ્યો! ચંદ્રવદને તેની સામે તીવ્ર નજર કરી. તેને શંકા પડી કે આ ગ્રેજ્યુએટ સાધારણ વિનય અને સભ્યતા પણ સમજતો હશે કે કેમ!

ચંદ્રવદને હવે આનંદલાલને જ પૂછ્યું: "તમે કયા વર્ષમાં ગ્રેજ્યુએટ થયા?"

"૧૯૨૨ માં."

"હું હજી ગયે વર્ષે જ ગ્રેજ્યુએટ થયો. તમારી બીજી ભાષા તો સંસ્કૃત જ હતી ને?"

"જી હા."

"ત્યારે કાલિદાસનાં નાટકોના લેખનાનુક્રમ વિષે તમે વાંચ્યું જ હશે."

"હા; શ્યામલાલભાઈ પણ કાલિદાસનાં નાટકોના સારા અભ્યાસી છે."

"મને લાગે છે કે ઉર્વશી, માલાવકા અને શકુંતલા એ ત્રણ નાયિકાઓના અનુક્રમે કાલિદાસે પોતાનાં નાટકો લખ્યાં હશે. પણ મારે અમારી શાળાના એક શિક્ષક સાથે મતભેદ પડ્યો છે. તમે શું માનો છો?"

"શકુંતલા છેલ્લી આલેખાઈ હશે એ તો બરાબર; પણ હું ધારું છું કે માલવિકા પહેલી અને ઉર્વશી બીજી હશે."

"અને શ્યામલાલભાઈ! તમારો શો અભિપ્રાય છે?" ચંદ્રવદને શ્યામલાલને જ મુદ્દામ પ્રશ્ન કર્યો.

"આનંદલાલ બરાબર કહે છે." શ્યામલાલનો એ ટૂંકો જવાબ હતો.

ચંદ્રવદનને લાગ્યું કે શ્યામલાલ બહુ ગંભીર અને ઓછાબોલો હોવો જોઈએ, અથવાતો સાસરે તે શરમાળ પ્રકૃતિને લીધે વાતચીતમાં જોડાતાં સંકોચાતો હોવો જોઈએ.

જેવી રીતે ચંદ્રવદન આ બહુબોલા આનંદલાલ ઉપર ચ્હીડાયો

હતો, તેવી રીતે ઉપર બેસીને સાંભળી રહેલી વિભા પણ તેની ઉપર ચ્હીડાઈ હતી. જાણે કે પોતાના પતિની મીઠી વાણી પોતાને સાંભળવા નહિ દેવાને તે પોતાનો દુશ્મન બનીને આવ્યો હોય એમ વિભાને લાગતું હતું. જે સુંદર વિચારો, જે સુંદર ભાષા અને જે ઉછળતી રમૂજ થોડા વખત પહેલાં સ્વામીના પત્રમાં વિભાએ જોયાં હતાં તેની પુનરાવૃત્તિ તેની જ વાણીમાં થયેલી સાંભળવાની તેની ઉત્કંઠાની વચ્ચે આનંદલાલે આડે આવીને શત્રુની જ ગરજ સારી હતી. શ્યામલાલ બોલે તે પહેલાં તે જ વચ્ચે બોલી જતો હતો ! એવો અવિનયી માણસ પોતાના પતિનો મિત્ર હોય એ વિભાને ગમ્યું નહિ. એવાની મિત્રતા છોડી દેવાની પતિને સલાહ આપવાનો તેણે વિચાર કર્યો.

માત્ર બે–ત્રણ ટૂંકા જવાબો સિવાય તેણે શ્યામલાલની વાણી સાંભળી નહિ અને એ જવાબો પણ લુખ્ખા હતા–કશી રસિકતા વિનાના કેવળ ઔપચારિક હતા. જળબિંદુની આશા રાખી રહેલી અને છેવટસુધી તૃષાતુર રહેલી ચાતકીના જેવી તેની દશા બની.

તે નિરાશાથી ચ્હીડાયલી અભ્યાસખંડમાં આમથી તેમ ઘૂમવા લાગી. નીચે ભોજનકાર્ય પૂરું થવા આવ્યું હતું, એટલે કશો વધુ વાર્તાલાપ સાંભળવાની તક મળે તેમ નહોતું; પણ તે એટલું તો જાણવા ઇચ્છતી હતી કે ભોજન બાદ તુરત જ તેઓ બધા જતા રહેવાના કે થોડો વખત રોકાવાના ?

તેની એ ઇચ્છા સ્વાભાવિક હતી. તે પોતાના પ્રેમાળ પતિને જોવા અધીરી બની ગઈ હતી, તેની વાણીસુધાને કર્ણસંપુટમાં ઝીલવા ઇચ્છતી હતી અને લાગ મળે તો તેની સાથે થોડો વાણી-વિનિમય કરી લેવા પણ ઇચ્છતી હતી. એ જ્ઞાતયૌવના કુમારિકાના મનોભાવ ઉછળી રહ્યા હતા, પરન્તુ તે ઉભરાઈને બહાર ન પડે તે માટે તેની ઉપર કૌટુંબિક આમન્યાનું ઢાંકણુ ઢાંકવામાં આવ્યું હતું એટલે તે લાચાર બની ગઈ હતી. પરન્તુ વિભાવરી કળાબાજ હતી.

જો લાગ મળે તો તે ફોઇને અને બીજાં સૌ કોઇને રમાડી લઈને પોતાનું ધાર્યું કરવામાં ઓછી ઊતરે તેવી નહોતી; માત્ર લાગ મળવો જોઇએ અને અણીને વખતે હિંમતે દગો દેવો ન જોઈએ.

મહેમાનો જમી ઉઠયા અને દિવાનખાનામાં બેસી પાનસોપારી ખાવા લાગ્યા એટલે તે પણ પાછલે દાદરેથી ઊતરી સીધી રસોડે જઈ જમવા બેઠી. આજનો તેના મ્હોં ઉપરનો ભાર! લીલા ફોઇ સાથે વાતો કરતાં કાંઇ કાંઈ મજાક કરતી પણ વિભાના મ્હોં પરનો ભાર તેવો ને તેવો જ રહેતો. તે એકસરખા ગંભીર વદને જમતી હતી.

શેઠ જમી ઉઠયા અને સીધા દિવાનખાનામાં ગયા. કોઈનો ટેલીફોન આવ્યો, એટલે શેઠે એક હાથે મ્હોમાં પાનનો ડૂચો મૂકી, બીજે હાથે માથા પર પાઘડી મૂકી, કપડાં પહેરી ચાલવા માંડયું. જતાં જતાં તે બોલ્યા: "આનંદલાલભાઈ! હવે બપોરની ચાહ પીને જ જવાનું રાખજો. ત્યાંસુધી આરામ કરો. હું બરાબર ચાહને વખતે પાછો આવીશ."

ચંદ્રવદનને હવે વધારે વાર રોકાવાની જરૂર ન લાગી. તે ચાલ્યો ગયો.

માત્ર વિભા ઉપરને માળે ચોમેર ઘૂમતી અને કોઇ વાર બારી-માંથી, કોઇ વાર અગાશીમાંથી, કોઇ વાર રવેશમાંથી, તો કોઇ વાર ગોખમાંથી ડોકિયાં કરતી લાગ સાધવાને ટાંપ્યાં કરતી હતી.



## ૪

## વિંધાયલું કલેજું !



દિવાનખાનામાં શ્યામલાલ અને આનંદલાલે પાન ચાવતાં અને સીગારેટોના ધુમાડા કાઢતાં થોડી વાર ધીમી વાતચીતમાં વ્યતીત કરી. પછી આનંદલાલે એક ચોપાનિયું હાથમાં લઈ સોફામાં પડી વાંચવા

માંડ્યું અને શ્યામલાલે બીજા સોફામાં પડી આરામ લેવા માંડ્યો. ભોજન પછી શરીર પ્રમાદી બને છે ખરું, અને જ્યારે બીજો કાંઇ રસભરિત ઉદ્યમ હોતો નથી ત્યારે તો નિદ્રા ઝડપથી હાલરડું ગાવા મંડી જાય છે. પરન્તુ જો એવો કાંઈ ઉદ્યમ હોય છે તો ભોજન પછી પ્રમાદને બદલે ચપળતા આવે છે. એ શું બરાબર નથી ? ન માનતા હો તો પૂછી જુઓ વિભાને ! શ્યામલાલને તમે કશું પૂછી શકો તેમ નથી, કારણકે તે ધસધસાટ ઉંઘે છે, તેનાં નસકોરાંથી દિવાનખાનું ગાજે છે !

ઉપરના માળમાં ફરતી અને સ્વામીની બધી હીલચાલ જોવા મથતી વિભાનું હૃદય ઉત્સુકતાથી ભરાઇ ગયું હતું. આમતેમ જોતાં અને દોડાદોડી કરતાં તે થાકતી નહોતી. પિતાજી ગયા, માસ્તર ગયા અને શ્યામલાલ તથા આનંદલાલ રોકાયા તે જાણી તેના અંતરમાં આનંદનું મોજું આવ્યું.

દિવાનખાનાની બહાર પડતા લાંબા વરંડાને બે છેડે બે સીઢીઓ હતી. એક સીઢી પરથી તે નીચે ઊતરી અને વરંડામાં આવી તેણે વરંડામાં ઝાડુ કાઢતી ચાકરડીને પૂછ્યું: "માસ્તર છે કે ગયા ?"

"બેઠા હશે દિવાનખાનામાં." ચાકરડીએ જવાબ આપ્યો.

ચાકરડીના દેખતાં દિવાનખાના પાસે જતાં તે સંકોચાઈ. તે જાણતી જ હતી કે માસ્તર નથી, છતાં ચાકરડીને જોઈ ત્યારે નીચે ઊતરવા માટે કાંઈ બ્હાનું તો બતાવવું જ જોઇએને ! જ્ઞાતયૌવના બાળાને એ કાર્ય–વિદગ્ધતા થોડી જ શિખવવી પડે છે ? તેણે ચાકરડીને ધીરેથી કહ્યું: "તું જરા દિવાનખાનામાં જોઈ આવ કે કોણ કોણ છે ?"

ચાકરડી જોઇ આવી અને બોલી: "માસ્તર નથી. બેઉ મહેમાનો ઉંઘે છે."

"ઠી......ક !" બોલતી વિભા પાછી દાદર પર ચઢી ગઈ.

દોઢ વાગ્યો ત્યારે શ્યામલાલ જાગી ગયો. તેણે ઘડિયાળ જોયું.

હજી ચાહના વખતને કલાકેકની વાર હતી. ચાકરે ટેબલ પર લાવી મૂકેલો ટુવાલ અને પાણીનો લોટો લઈ તેણે મ્હોં ધોયું અને તુરત સીગારેટ સળગાવી. દિવાનખાનામાં લોટો ખખડ્યો તે ઉપરથી વિભાને માળ પર સંદેશો પહોંચી ગયો !

સીગારેટ પૂરી થઈ એટલે શ્યામલાલ આળસ મરડતો વરંડામાં આવ્યો અને પોતાના સસરાનો બંગલો કેવો છે, બગીચો કેવો છે તે જોવા લાગ્યો. વરંડા ઉપર બે–ચાર ફેરા ખાઇને તે નીચે ઊતર્યો અને બગીચામાં બે–ચાર ચક્કર માર્યાં. વિભાએ બારીમાં અદૃષ્ટ રીતે ઊભાં રહીને તેના વદનની છબી અંતરમાં છાપી લીધી. તેના આશાતપ્ત અંતર ઉપર જાણે સંતોષનો છંટકાવ થયો. ત્રણચાર વાર તેણે શ્યામલાલને મિનિટ મિનિટ સુધી સ્થિર ઊભા રહી બરાબર જોઈ લીધો. એ પ્રચંડ ગૌર દેહ જોઇને તેની આંખો ઠરી. પણ અંતરમાં ઉઠેલી એક ઊર્મિ અતૃપ્ત જ રહી. દૂર રહીને પણ દર્શન આપવાની ઇચ્છા પેલા પત્રમાં દર્શાવનાર પતિ કેમ ઉંચી આંખો કરીને પોતાને જોતા નહિ હોય ? જે ચંચળતા પોતાની આંખોને ચોમેર ઘુમાવી શકે છે, તે ચંચળતા તેમની આંખોને કેમ ઉંચી પણ નહિ કરતી હોય ? " અત્યારસુધી મને ન જોઈ શકવાથી શું તેમને અંતરમાં નિરાશા જ વ્યાપી ગઈ હશે ? "

પ્રેમના ઉચ્છ્વાસ ભરતી વિભા બારી આગળથી પાછી હઠીને વિચારમાં પડી ગઈ. અંતરમાં જાગ્રત થતી મમતા તેનામાં અવનવું ધૈર્ય આણતી હતી.

શ્યામલાલ બગીચામાંથી પાછો દિવાનખાનામાં આવ્યો. વળી એક સીગારેટ સળગાવીને તે દિવાનખાનાની બાજુના ખંડ તરફ ચાલ્યો. તેમાં ગોઠવેલું ફરનીચર જોતો તે ક્ષણભર બારણામાં થોભ્યો. ફરનીચર ઉપર નજર નાંખી લઇને તે ત્યાં ટાંગેલાં ચિત્રો ઉપર એક પછી એક દૃષ્ટિપાત કરતો સીગારેટ ફૂંકવા લાગ્યો.

બાજુના ખંડનું બારણું સહેજ ઉઘડ્યું અને દબાવી રાખેલા

આનંદની રેખાઓથી અંકિત વિભાના મુખડાએ દેખાવ દીધો ! એ ક્ષણો તો શ્યામલાલની દૃષ્ટિ તે તરફ ન ગઈ, પરન્તુ વિભાનાં નેત્રોના આકર્ષણે છેવટે શ્યામલાલનાં નેત્રોને તે તરફ વાળ્યાં. ચાર આંખો મળી. વિભાની આંખો દોડી ગઈ હતી, તે પાછી ઢળી. તેના ગાલપરની રક્તિમામાં લજ્જાની ચકરડી પડી. શ્યામલાલ બે ડગલાં ભરી એ અર્ધ ઉઘડેલા દ્વાર તરફ દોરાયો. તે કાંઈ પૂછે તે પહેલાં જ ઢાળેલાં નેત્રોને ઉંચાં કરતી વિભા ધીરેથી ઉચ્ચરી: " ઓળખો છો ? "

શ્યામલાલે ડોકું ધુણાવી હા પાડી.

" બોલવાની બાધા લીધી લાગે છે ! " વિભાએ સ્વામીના મૌન ઉપર ટોણો માર્યો.

" ના, ના, બાધા લીધી નથી. મારો પત્ર તો મળ્યો હશે."

" હા, મળ્યો'તો. "

" જવાબ લખ્યો ? "

" ઉંહું ! "

મૌનમાં ક્ષણો પસાર થવા લાગી. આવી મૂલ્યવાન ક્ષણો વહી જાય તે વિભાને ગમતું નહોતું, પણ કોણ જાણે શાથી પત્રમાંની વાચાળતાનું એક પણ ચિહ્ન શ્યામલાલના ઓઠમાં દેખાતું નહોતું. છેવટે વિભાને જ વાતચીતનો પ્રસંગ શોધવો પડ્યો. આ રસિક લ્હાણ લૂંટવાની મોજ તેનાથી કેવી રીતે જતી કરાય ?

" હમણાં શું જોતા'તા ? "

" પેલું ચિત્ર." મયૂરની ડોક નીચે ઝૂકી રહેલી ઢેલનું એ ચિત્ર હતું.

" કેવું છે ? "

" ઠીક છે. રંગો સારા છે. "

" પ્રસંગનો ભાવ કેવો લાગ્યો ? "

" એમાં કશો માલ નથી ! "

વિભા ચમકી. આવા સુમધુર ભાવોદ્રેકવાળા ચિત્રમાં પતિને કશો માલ ન દેખાયો ? વિભાના મનનો એ પ્રશ્ન હતો. તે સ્મિતને સંકેલતી બોલી: " એ ચિત્ર મેં દોર્યું છે. "

"ઉંહ ! તમે લોકો ઘરમાં મૂકવાનાં ચિત્રો પણ હાથે દોરો છો? અમારા બંગલામાં ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મનીમાંથી મંગાવેલાં સુંદર ચિત્રો લટકાવ્યાં છે."

વિભા સડક થઈ ગઈ. તેના ઉરનો ભાવ દબાઈ ગયો. પોતાનો રસિક સ્વામી આમ કેમ બોલે છે, તેની રસિકતા કયાં ગઈ છે, તે તેને સમજાતું નહોતું. તેને લાગ્યું કે કદાચ વ્યંગમાં તો તે એમ બોલતા નહિ હોય? તેણે આંખો ઉંચી કરી તેના વદન ભણી જોયું. વદન ઉપર વ્યંગની રમૂજ નહોતી, ભાવનો છાંટો નહોતો. તે માત્ર વિભાના વદનને પશુવૃત્તિથી ડોળા ચગાવતો જોતો હતો.

વિભા અંતરમાં કંપતી હતી. તે બોલી: "તમને આવાં ચિત્રો ન ગમે અને પરદેશી ચિત્રો ગમે?"

"બેશક! તેમાં કેવા સુંદર રંગો હોય છે! આમાં તો કશુંય નથી. મેં તો તને સારું લગાડવાને જ રંગો સારા હોવાનું કહ્યું હતું—બાકી કશો દમ નથી. આ કરતાં તો અમારા આનંદલાલની ઓરડીમાં લટકાવેલાં કેલેન્ડરોનાં ચિત્રો સારાં છે."

"તમને સૂઝે તે ખરું." વિભા નિરાશ થતી દબાવેલ હૈયે બોલી. તેના પગ પાણી પાણી થતા હતા. તેને ત્યાંથી નાસી જવાનું મન થતું હતું. તેને સમજાતું નહોતું કે પોતે હજી ત્યાં કેમ ઊભી રહી શકે છે.

શ્યામલાલ આગળ બોલ્યો: "અને તમે લોકો કેવા મુફલીસ છો? માત્ર એક જ રસોઇઓ રાખો છો અને બાકી બધાંય ઘરનાં કામ કરો છો; અમારે ત્યાં ત્રણ રસોઇઆ છે, સમજી?"

"હા, સમજી!" વિભા કરડાકીમાં બોલી: "પણ તમે અત્યારથી અભ્યાસ કેમ છોડી દીધો?"

"એ મારી મરજીની વાત છે; તારી સલાહની મને જરૂર નથી: એવી તીનપાંચ મને પસંદ નથી."

ભટોભટ બારણાં બંધ કરતી વિભા નાસી ગઈ; પણ તે બહુ

ડગલાં ભરી શકી નહિ. ચાર–છ ડગલાં જતાં જ તે બાજુના ખંડમાં બેસી ગઈ. તેને આખે શરીરે પરસેવો વળી ગયો. તે અર્ધમૂર્છિત જેવી બની ગઈ હતી.

શ્યામલાલની આંખમાં વિજયનો કેફ ચઢી ગયો. તેને લાગ્યું કે પહેલે જ સપાટે પોતે પોતાની ભાવિ પત્ની ઉપર બરાબર રોફ જમાવી દીધો હતો. સીગારેટને હાથમાંથી ફેંકી દઈ તે હોઠથી સીટી મારતો મારતો વરંડામાં આવ્યો. એ ઉન્મત્તતાનો આવિષ્કાર બંધ ઓરડીમાં ગભરાતી પડેલી હરિણીના કલેજાને વીંધી રહ્યો હતો !

શ્યામલાલ પાછો દિવાનખાનામાં આવ્યો. સવા બે થઈ ગયા હતા, છતાં હજી આનંદલાલ ઉંઘતો હતો. શ્યામલાલ તેને વધુ વખત ઉંઘતો જોઈ શક્યો નહિ, કારણકે પોતાની વિજયવાર્તા આનંદલાલને કહી સંભળાવીને તેની પ્રશંસા મેળવ્યા સિવાય તેનાથી રહી શકાય તેમ નહોતું. તેણે તેને ઢંઢોળ્યો અને કહ્યું: " આનંદલાલ, ઉઠો ઉઠો, સવા બે થયા. "

" ઉઠું છું; શેઠ આવી ગયા ? "

" નથી આવ્યા, પણ હું તમને એક મજાહની વાત કહું તે જરા સાંભળો. "

આનંદલાલ ઉઠ્યો અને હાથમાં ટુવાલ લઈ બહાર મ્હોં ધોવા ચાલ્યો. તે દિવાનખાનામાં પાછો ફરતો હતો, એટલામાં તો કૃષ્ણલાલ શેઠની મોટર આવી પહોંચી. શ્યામલાલના મનની વાત મનમાં જ રહી ગઈ.

શેઠ આવતાં વાંત બોલ્યા: "બરાબર વખતસર જ આવ્યો છું ને?"

" જી હા, અમારે તો એક–એક ઉંઘ થઈ ગઈ. "

શ્યામલાલ બોલવા જતો હતો કે " હું ક્યારનોય ઉઠ્યો છું. " પણ આનંદલાલે તેની સામે આંખ કરી તેને ચૂપ રહેવા સૂચવ્યું.

શ્યામલાલને મ્હોં બંધ રાખવાની ફરજ પડી.

શેઠ પાઘડી–કોટ ઉતારીને એક વિરામાસન પર આડા પડ્યા અને ચાકરને ચાહ લાવવા હાક મારી.

એક ચાંદીની નકસીદાર પ્લેટમાં ચાંદીનાં પ્યાલા–રકાબી અને ચમચા, ચાંદીનો શ્યુગર પોટ તથા મીલ્ક જગ અને ચીનાઈ કીટલીમાં ચાહ આવ્યાં. એવા મૂલ્યવાન 'ટી–સેટ'ની સમૃદ્ધિનું પ્રદર્શન આવે પ્રસંગે જ કરવું જોઇએ, એ વિજળી ફોઈ જાણતાં હતાં.

શેઠે ત્રણે પ્યાલામાં ચાહ રેડી, કે તુરત આનંદલાલે પોતાના અને શ્યામલાલના પ્યાલામાં ખાંડ નાંખી. દૂધ પોતપોતાને માફક હોય તેટલું લેવાનો ચાહના રસીયામાં રિવાજ હોય છે, પરન્તુ શ્યામલાલના પ્યાલામાં દૂધ રેડવાની સેવા તો આનંદલાલે જ બજાવી. શ્યામલાલને ચાહ બનાવવાની તકલીફમાંથી બચાવી લેવામાં આનંલાલની વિવેકશીલતા સિવાય બીજું કશું કૃષ્ણલાલ શેઠના ધ્યાનમાં આવે તેમ નહોતું. તેમને તો પોતાનો જમાઈ જેમ રૂપાળો દેખાતો હતો, તેમ હોશિયાર પણ દેખાતો હતો, કારણકે તે પોતા કરતાંય ધનવાન વણિકનો પુત્ર હતો ! !

ચાહપાન થોડી વારમાં પતી ગયું. આનંદલાલે પાન બનાવ્યાં એટલી વારમાં શેઠે ઉઠી કબાટમાંથી એક હીરાજડિત કાંડાનું ઘડિયાળ, એક માણેકજડિત સોનાની વીંટી અને એક નાનું ખીસ્સા ઘડિયાળ બહાર કાઢ્યાં. જમાઇને તેણે કાંડા ઘડિયાળ ભેટ આપ્યું, આનંદલાલને વીંટી આપી અને મોટરના શોફરને ખીસ્સા ઘડિયાળ આપ્યું. પછી શેઠ કંકાવટી અને શ્રીફળ લેવા જરા અંદર ગયા.

શ્યામલાલે ઘડિયાળને ફેરવી–ફેરવીને જોયું. તે હીરાજડિત હતું એટલે મૂલ્યવાન તો હતું જ; કેટલું મૂલ્ય હશે તે કાંઈ શ્યામલાલને જોવાની જરૂર નહોતી; તેણે માત્ર તેની સોનાની ચેઈન ખોલીને કાંડા પર બાંધવા માંડ્યું, પણ એ જાડા કાંડાનું માપ મોટું જણાયું અને ચેન ટૂંકી પડી ! શ્યામલાલ ચ્હીડાઈ ગયો. તેણે આનંદલાલને ધીરેથી કહ્યું: " ઘડિયાળ હું પાછું આપું છું. મારે નથી જોઈતું. "

"કારણુ ?"

"ચેન ટૂંકી પડે છે."

"તો આપણે બીજી ચેન કરાવીશું, પણ ભેટની વસ્તુ પાછી ન અપાય." ચેતવણી આપતી આંખે આનંદલાલે શ્યામલાલને સમજાવ્યું. શ્યામલાલે મ્હોં કટાણું કરીને ચેન અને ઘડિયાળ ખીસ્સામાં મૂકયાં.

એટલામાં શેઠ અંદરથી આવ્યા. તેમણે જમાઇને કપાળે ચાંલ્લો કરી રૂપિયો અને શ્રીફળ આપ્યાં, એટલે બેઉ જણુ ઉઠી વિદાય થયા.

તુરત શેઠ પણ મોટરમાં બેસી મીલની ઓફીસ તરફ ઉપડયા.

અને વિભાના વિંધાયલા કલેજામાંથી તપ્ત રુધિર વહી રહ્યું હતું તેની કોઇને ખબર નહોતી, ચિંતા પણ નહોતી. તે તો પોતાના અભ્યાસખંડમાં પડી પડી આળોટતી હતી અને આંસુથી ગાલીચો ભીંજવતી હતી.



# ૫
# માનચંદ શેઠ



શ્યામલાલને પોતાની વિજયવાર્તા આનંદલાલને કહેવાની જે તક મળી નહોતી, તે મોટરમાં ઘર તરફ જતાં મળી. તેણે વિભા સાથેની મુલાકાતની વાત આનંદલાલને ગર્વિષ્ઠ મુખમુદ્રા સાથે કહી. પોતે વિભાને, તેના પિતાના ગૃહની સંપત્તિને અને તેમના મુફલીસપણાને કેવી રીતે ઉતારી પાડયાં, વિભાના ચિત્રને વખોડી કાઢીને તેને કેવી ઓશિયાળી બનાવી દીધી અને છેવટે તેની તીન-પાંચ કરવાની ટેવને કેવા ગુસ્સા સાથે દાબી દીધી એ વાત તેણે આનંદલાલને અંતરના ઉલ્લાસ સાથે કહી સંભળાવી. એ બધું સાંભળતાં જ આનંદલાલે

નિઃશ્વાસ નાંખ્યો અને તે બોલ્યો: "શ્યામલાલભાઈ! તમે મારી બધી બાજી ધૂળધાણી કરી નાંખી."

શ્યામલાલનો ઉત્સાહ એકદમ શમી ગયો. તેનું મ્હોં પડી ગયું. તેણે તો આનંદલાલ તરફની સાબાશીની આશા રાખી હતી, તેને બદલે આનંદલાલ પોતાને ઠપકો આપે છે એ જાણતાં તે ચૂપ બની ગયો.

વસ્તુસ્થિતિ એ હતી કે શ્યામલાલના પિતા માનચંદ શેઠે કેટલાક વખતથી આનંદલાલને પોતાની નોકરીમાં રાખીને તેને પોતાના પુત્રનો મિત્ર બનાવ્યો હતો. શ્યામલાલ શરીરે જેટલો વધી ગયો હતો તેટલો તે બુદ્ધિમાં ઓછો હતો. તે મેટ્રીક સુધી પહોંચ્યો હતો એ માત્ર કહેવાની જ વાત હતી. ગુજરાતી પહેલી ચોપડીથી માંડીને ઠેઠ અંગ્રેજી સાતમા ધોરણ સુધી તે નાપાસ થઈ થઇને ચડ્યો હતો! ધનવાનોના છોકરાઓને ભણવાની પરવા કરતા વગરભણ્યે ઉંચા-ઉંચા ધોરણમાં ચડયે જવાની આકાંક્ષા વિશેષ હોય છે, અને તેમનાં માબાપોને પણ ધનની મહત્તા એવી ઠસી ગએલી હોય છે કે તેમને સંતાનોના ભણતરની ઝાઝી પરવા હોતી નથી. મોટા પગારની નોકરીની ઝંખનાવાળાઓ જ વધુ ને વધુ ભણે, ગર્ભશ્રીમંતોને કાંઈ નોકરી કરવાની થોડી જ હોય છે! એટલે તેમને ભણવાની જરૂર હોય જ નહિ એવી એવાં માબાપોની સમજ હોય છે. છોકરાઓને સારા કુળની હોશિયાર કન્યા મળે એટલો જ તેમને છોકરાઓના ભણતર સાથે સંબંધ હોય છે; પરન્તુ ભણતર કેવળ પરીક્ષા ઉપર આધાર રાખે છે અને પરીક્ષામાં પસાર થવાની બાહ્ય કસોટી ઉપલા વર્ગમાં ચડવાથી થાય છે એટલે ઉપલા વર્ગમાં જવું તે જ ભણતર હોય છે, એવું સમજનારાં માબાપો સંતાનોને વર્ગ ચડેલા જોઇને હરખાઈ જાય છે. ભણતરથી સંતાનોની બુદ્ધિમાં કેટલો વધારો થયો તે જોવાની તેમને જરૂર જણાતી જ નથી, એટલે ભણાવવા માટે ખાનગી શિક્ષકોની પસંદગી કરતાં પણ લાગવગવાળા અને મોટા

પગારના શિક્ષકો કે જેઓ નાપાસ થએલાઓને પણ ઉપલા વર્ગમાં ચડાવવાની કલાકુશળતા ધરાવતા હોય તેવાને જ રાખવામાં તેઓ પોતાની લાંબી નજર પહોંચાડે છે. આ પ્રમાણે ધનને જોરે અભણ સંતાનોને ઉંચા વર્ગમાં ભણનારાઓ તરીકે ઓળખાવી શકાય ત્યાં સાચું ભણતર તો માત્ર ગરીબોને અને નોકરીઓ કરનારાઓને માટે જ અનામત રહેલું મનાય એમાં શું આશ્ચર્ય ? શ્યામલાલ આ જ રીતે મેટ્રીકના વર્ગ સુધી પહોંચ્યો હતો, જ્યારે તેનું જ્ઞાન અંગ્રેજી બે ધોરણ ભણેલાઓ જેટલું પણ નહોતું ! મેટ્રીકની ખાડમાંથી પુત્ર પંદર વર્ષે પણ બહાર નીકળવાનો નથી એવું માનચંદ શેઠની જાણ બહાર નહોતું. પુત્ર મેટ્રીક સુધી પહોંચ્યો એટલું જ તેને માટે સારી કન્યા મેળવવા અર્થે બસ હતું, એટલે શેઠે તેને મેટ્રીકના વર્ગમાંથી ઉઠાડી લઇને આનંદલાલને તેની પાસે મૂકી દીધો હતો કે જેથી તે તેને બોલવા–ચાલવાની રીતભાત શીખવે, તેને શિખામણો આપે, તેને સંસ્કારી બનાવે અને તેની બુદ્ધિના વિકાસમાં કાંઇક મદદગાર થાય. આનંદલાલ એ ફરજ પૂરી એકનિષ્ઠાથી બજાવતો હતો, પરન્તુ બુદ્ધિહીન મગજમાં તે બિચારો કેટલુંક ભરી શકે ? જ્યાં પાત્ર જ છીછરું હોય ત્યાં ગમે તેટલું જળ રેડચા છતાં તે તેમાં કયાંથી ટકી શકે ? પાંચ માણુસની વચમાં શ્યામલાલના મગજનું છીછરાપણું ખુલ્લું ન પડી જાય અને માનચંદ શેઠનો એ રૂપાળો દીકરો બહારથી ઢમઢોલ અને માંહેથી પોલંપોલ છે એવી વાત જણાઇ ન જાય તે માટે તે શ્યામલાલની સાથે જ રાતદિવસ રહેતો, બધા પ્રસંગો જાળવી લેતો અને શ્યામલાલને બોલવાની તકલીફમાં ઊતરવા દીધા વિના તે તેના માનને ભૂષણરૂપ મનાવવા યત્ન કરતો. શ્યામલાલની વાણી ઉપર તે સોનેરી ઢોળ પણ ઘણી વાર ચડાવતો અને તેના વર્તનને પોતાના દાબ વડે નિયમનમાં રાખવા મથતો. છતાં જ્યારે જ્યારે શ્યામલાલ સ્વેચ્છાથી કાંઇ કરી વાળતો ત્યારે ત્યારે મોટે ભાગે તે છબરડો જ વાળતો ! એવો છબરડો તેણે વિભાની સાથેની મુલાકાત વખતે વાળ્યો હતો તેથી આનંદલાલને બહુ લાગી આવ્યું. વિભાવરી ઉપર તેણે જ

શ્યામલાલને નામે પત્ર લખ્યો હતો કારણકે તેને શ્યામલાલ ઉપર સ્નેહ ઉપજાવવા માટે એવું પગલું જરૂરી લાગ્યું હતું. એવા પત્રથી ઉપજેલા સ્નેહનો કેફ બે ત્રણ માસ સુધી વિભાવરીમાં રહે અને પછી લગ્ન થઇ જાય, એટલે પછી કશી ચિંતા નહિ, એવી સમજથી તેણે આ માર્ગ લીધો હતો, પરન્તુ એ બધા યત્નો ઉપર શ્યામલાલે પાંચ મિનિટમાં જ પાણી ફેરવી દીધું એ જ આનંદલાલની નિરાશાનું કારણ હતું.

પેઢી પર પહોંચતાં શ્યામલાલ મોટા મુનીમ પાસે જઇને બેઠો અને ટોપી બાજુએ મૂકી ખીસ્સામાંથી રેશમી રૂમાલ કાઢી મ્હોં પરનો પરસેવો લૂછવા લાગી ગયો. આનંદલાલ અંદરના ઓરડામાં ગયો, ત્યાં શેઠ ચાહ પીતા ગાદી પર બેઠા હતા. શેઠે લાગલો જ પ્રશ્ન કર્યો: “ કેમ આનંદલાલ ! જમી આવ્યા ? ”

“ જી હા. કૃષ્ણલાલ શેઠે અમારો ઠીક સત્કાર કર્યો. શ્યામુભાઇને હીરાજડિત રીસ્ટ વૉચ આપ્યું, મને માણેકજડિત વીંટી આપી અને શૉફરને ખિસ્સા ઘડિયાળ આપ્યું. ”

“ ઠી...ક હવે, એમાં તે શી મોટી વાત હતી ? ” શેઠ તુચ્છકારસૂચક મુખમુદ્રાથી બોલ્યાઃ “ હીરાજડિત રીસ્ટવૉચ બહુ તો પાંચસો —સાતસોનું હશે, બીજું શું ? મેં મારી કમળાના વરને ત્રણ રતીના હીરાની વીંટી આપી હતી અને ૧૮૦૦ રૂપિયાની રતીના ભાવનો હીરો હતો. ”

શેઠને પોતાની સમૃદ્ધિની પ્રશંસા વહાલી હતી એ ચતુર આનંદલાલની જાણબહાર નહોતું. તે બિચારાને એવો ખ્યાલ હતો કે પાંચસો–સાતસોનું ઘડિયાળ આવે ટાંકણે ભેટ આપવામાં આવે તે સુંદર સત્કાર લેખાય; પણ શેઠને હિસાબે તે દમ વિનાની ભેટ હતી તેની હવે તેને સમજ પડી. મોટા મનુષ્યોનાં ત્રાજવાનાં કાટલાં કેટલાં વજનદાર હોય છે તે બિચારા બાજીતોળુ કાછીયાઓ ક્યાંથી સમજે ?

શેઠને પુષ્ટિ આપતાં હવે તેણે ફેરવી તોળ્યું: "એમ તો કૃષ્ણુલાલ શેઠ આપનાં પગરખાંમાં પગ ઘાલી શકે તેમ છે જ નહિ. ગમે તેવો મોટો હોય, પણ આખરે તો પાંચસો–હજાર મીલ મજુરીયાઓનો જ શેઠ ને? તેનાથી કાંઈ આપના જેવું નીપજે તેમ છે?"

માનચંદ શેઠની આત્મગૌરવવૃત્તિ હવે કાંઇક સંતોષાઇ. તેમણે આનંદલાલને કીટલીમાંથી ચાહ લઇ પીવા સૂચવ્યું અને પૂછ્યું: "વારુ, બીજું કાંઇ કૃષ્ણુલાલ શેઠ બોલ્યા?"

"ના, કશું નહિ. ઘરનો વિવેક પણ સાધારણ રીતે સારો હતો. પણ એક નાપસંદ વાત મારે આપને કહેવી પડે તેમ છે." આનંદલાલ કીટલીમાંથી પ્યાલામાં ચાહ રેડતો બોલ્યો.

શેઠે ચમકીને પૂછ્યું: "એવું શું છે?"

"વાત એમ છે કે શ્યામુભાઇએ જરા છબરડો વાળી નાંખ્યો છે. કાલે મેં ભાઇ પાસે એક પત્ર લખાવ્યો હતો–વિભાવરી ઉપર ખાનગી લખાવ્યો હતો."

"એમ?" શેઠના મુખમાં જરા સ્મિત દેખાયું. આનંદલાલની હોશિયારીને માટે એ સ્મિત અભિનંદનરૂપ હતું. વસ્તુતઃ શ્યામલાલને તો આનંદલાલે એ પત્ર વંચાવ્યો જ હતો અને લખ્યો'તો તથા તે ઉપર સહી કરી હતી પણ તેણે પોતે જ. શ્યામલાલથી બીજાના લખાવ્યા પ્રમાણે પત્ર પણ ન લખી શકાય તેવી તેની નાલાયકીની વાત તેના ધનવાન પિતાને કહેતાં આનંદલાલની વહેવારકુશળતાએ તેને અટકાવ્યો હતો; એટલે પત્ર પોતે જ લખ્યો હતો એ વાત તેણે શેઠ પાસે જરા પાઠાફેર કરવામાં ડહાપણ માન્યું હતું.

તે આગળ બોલ્યો: "વિભાવરી ભણેલી અને હોશિયાર છોકરી છે એટલે એ પત્ર વાંચીને નીચે શ્યામુભાઇને મળવા આવી. હું ઉંઘી ગયો'તો અને ભાઇ બંગલાના ઓરડાઓમાં કાંઈ કાંઇ જોતા ફરતા હતા. એવી એકાંત તક તેણે સાધી."

શેઠ હસ્યા. "છોકરી જબરી તો ખરી."

"હા, પણ શ્યામુભાઇએ છબરડો વાળ્યો ને! તે તેની સાથે વાતચીતમાં લઢી પડયા! તમે તો મુફલીસ છો, ને એક જ રસોઇઓ રાખી ઘરકામ હાથે કરો છો, ને ચિત્રો પણ હાથે દોરીને ઘરમાં ટાંગો છો, એવું કાંઈ કાંઈ તેને મ્હોંએ જ કહીને તેના મનોભંગ જેવું કરી નાંખ્યું; એટલું જ નહિ પણ જ્યારે વિભાવરીએ પૂછ્યું કે તમે અભ્યાસ કેમ મૂકી દીધો, ત્યારે ભાઇએ જવાબ આપ્યો કે એવી તીન-પાંચ કરવી નહિ! હવે વિભાવરીના મન પર આથી કેવી અસર થઈ હશે તેની તો શી ખબર પડે, પણ ભાઈ મારું કહ્યું બરાબર માનતા નથી, શિખામણ ધ્યાનમાં લેતા નથી અને આમ છબરડા વાળે છે ત્યારે મને બહુ નિરાશા થાય છે. તેમને સુધારવાને હું રાતદહાડો મથું છું, પણ મારી બધી મહેનતને એક પળવારમાં પાણી કરી નાંખે છે અને જ્યારે ઠપકો આપું છું ત્યારે કશો જવાબ નહિ દેતાં મ્હોં ચડાવીને મૂગા મૂગા સાંભળ્યા કરે છે. આજે તો એમણે મને બહુ જ નાસીપાસ કરી નાંખ્યો છે અને આથી હવે શું થશે તેનો વિચાર કરતાં હું મુંઝાઉં છું."

પુત્રના અવગુણની કહાણી માનચંદ શેઠને ગમી નહિ. પોતાનો પુત્ર ઓછી અક્કલવાળો છે એ શેઠની સમજમાં હતું, પરન્તુ પોતાનો એક નોકર પોતાના પુત્રના અવગુણ પોતાની સમક્ષ ગાય અને પોતે તે મૂગા મૂગા સાંભળ્યા કરે એ તેમનાથી વેઠી શકાય તેમ નહોતું. પોતાના દોષ કોઇ પોતાની સમક્ષ કહી બતાવે તે જેમ મનુષ્યને ગમતું નથી, તેમ સ્વજનના દોષ સાંભળવા પણ મનુષ્યને ગમતા નથી; અને ખાસ કરીને જ્યાં તમોવૃત્તિની રેલ વહી રહી હોય છે ત્યાં તો એ અપ્રિય સત્ય કહેનાર ઉપર દ્વેષવૃત્તિ જ જન્મે છે.

માનચંદ શેઠે આનંદલાલની વાત સાંભળીને મ્હોં ચડાવતાં કહ્યું: "માસ્તર! તેમાં તમે આટલી લાંબી ચોડી વાતો શાની કરો છો? મારો શ્યામુ પોતાની બૈરીને ધમકાવે તેમાં તેણે એવો તે કયો વાંક

કરી નાંખ્યો કે તમે આટલું મોયણુ ધાલીને વાત કરો છો!"

"શેઠ સાહેબ!" આનંદલાલ જરા સમયસૂચક બનીને બોલ્યોઃ "હું તેની ના ક્યાં કહું છું? ધનવાનની છોકરી, પણ આખરે તો શ્યામુભાઈની વહુ જ ને! તેને ધમકાવવાનો તેમનો અધિકાર છે, પરંતુ લગ્ન થયા પહેલાં ભાઇ જરા શાંત ભાવે વર્ત્યા હોત તો સારું હતું, એટલા માટે હું એમ કહું છું."

"પણ તમે તો કહો છો કે જાણે શ્યામુએ મોટો છબરડો વાળી નાંખ્યો! એમાં છબરડો શાનો? એ તે કઈ મોટી લખેશરીની દીકરી હતી કે તેને શ્યામુ ન ધમકાવી શકે? આજકાલ તે પૈસાવાળો થયો તેથી શું? અમે સાત પેઢીથી શરાફું કરતા આવ્યા છીએ અને ન્યાતમાં અમારું ઘર જેવું કુળવાન ગણાય છે તેવું તેમનું ઘર નથી. એ છોકરીએ દસે આંગળીએ દેવ પૂજ્યા હશે કે તે અમારા ઘરમાં આવવાને ભાગ્યશાળી થઈ! નહિતો અમે એ ઘરની કન્યા લઇએ જ નહિ, સમજ્યા?"

"હું ક્યાં એવું બધું જાણું છું, શેઠ સાહેબ? મારા મનમાં એમ કે એ ભણેલી છોકરી છે અને ભાઇને એવો અવિવેક કરતાં જુએ, તો જરા મનોભંગ થઇ જાય, અને લગ્ન પહેલાં આપણે એવું કરીએ તો આપણું સારું ન દેખાય; બાકી તો આપણે ઘેર આવી એટલે પછી શી ચિંતા છે? પછી તો આપણો તેના પર પૂરો અધિકાર એટલે ગમે તેમ વર્તીએ. કદાચ કૃષ્ણલાલ શેઠ જાણે..."

શેઠની ભ્રૂકુટી વધારે ઉગ્રતાથી મરડાઇ અને તે બોલ્યાઃ "જાણે તોય શું? શું હું એનાથી દબાયેલો છું? સાત વાર મારે પગે પડ્યા ત્યારે મેં તેનું શ્રીફળ લીધું છે. નહિતો એના ભાગ્યમાં મારા જેવા કરોડપતિનો પુત્ર ક્યાંથી હોય?"

આનંદલાલ સાવધાનતાથી બોલતો હતો અને વધારે ને વધારે નમ્ર બનીને શેઠને અનુકૂળ થવા યત્ન કરતો હતો, તોપણ પોતાનું પ્રત્યેક કથન શેઠને અવળું જ પડતું હતું, એટલે તેણે હવે શેઠને

વધારે કહેવાનું માંડી વાળ્યું અને ગુપચુપ ચાહ પીવા માંડયો.

શેઠ જરા શાંત થયા અને ચાહ પીને ઉઠયા. ઉઠતાં ઉઠતાં તે બોલ્યા: " છતાં તમને ઠીક લાગતું હોય તો શ્યામુ પાસે એકાદ બીજો પત્ર લખાવીને મામલાને સુધારી લેજો. "

આનંદલાલ એ ગર્વમૂર્તિને આશ્ચર્યથી જોઈ રહ્યો. જાણે કે કોઇ વેપારનો સોદો સુધારી લેવાની વાત હોય તેવાં શેઠનાં વચનો ઉપર તે ચ્હીડાયો પણ મૂગો બેસી રહ્યો. વિભાવરી જેવી હોંશિયાર છોકરીને એક બનાવટી પત્રથી બનાવી કાઢી, તેને પુનઃ પત્ર લખીને વધુ બનાવવાનો યત્ન કરવો એ કેવી મૂર્ખાઈ છે તે તે સ્હમજતો હતો, પરન્તુ ધનવાનોને કાંઇ તેની થોડી જ ખબર હોય છે? માલના સોદાગરોને શી ખબર હોય કે દિલના સોદા કેવળ જુદી જ રીતે થાય છે? એક વાર બુંદથી બગડી તે હોજથી પણ સુધરતી નથી તેવું સમજનારા અને આચરી જાણનારા જ જ્યાં થોડા હોય છે, ત્યાં સોનારૂપાની લગડીઓથી ઠાંસેલાં માનવકલેવરોમાં એવી સમજ શોધી પણ જડે ખરી?



૬

# વિભાવરી અને ચંદ્રવદન



કારમા બાણથી વિંધાયલી હરિણી ઉપર થઈને શીળી સંધ્યાના, શીતળ રાત્રિના અને ઉષ્માભર્યા પ્રભાતના વાયુ વાઇ ગયા. એ વાયુસ્પર્શથી તેને કળ વળી ખરી, પરંતુ ઘા ઉંડો હતો; તે રુઝાય તેવો નહોતો. એ ઘામાંથી કયાંસુધી રુધિર સ્ત્રવ્યા કરશે, કાળવહન સાથે એ રુધિરવહન બંધ થશે કે નહિ, કિંવા તે ઘા રુઝવનારો કોઈ વૈદ્ય-હકીમ મળશે કે નહિ, તેની એ હરિણીને ખબર નહોતી. હા, તેને એટલી ખબર હતી કે એ ખુલ્લા ઘામાંથી ઝરતા રુધિરથી

રંગાયલી ચુંદડી જ્યારે પોતે ઓઢશે, ત્યારે એનો કસૂંબલ રંગ આપ્તજનોને ખૂબ આનંદ આપશે અને તેઓ ગાશેઃ

રામ–સીતાની બેલડી, આનંદ ભલા !
જોઇ અંતર આનંદ હેલડી, આનંદ ભલા !

નવ વાગ્યા, એટલે ચંદ્રવદન નિયમ મુજબ આવ્યો. તે અભ્યાસ-ખંડમાં જઇ બેઠો. લીલા અને ચંપક હાજર થઈ ગયાં. વિભાને ચંદ્રવદને સંદેશો કહાવ્યો કે પોતે આવી ગયો છે. લીલા અને ચંપકનો અભ્યાસ શરુ થઇ ગયો, અર્ધો કલાક વીતી ગયો, પરંતુ વિભા ન આવી.

વિભાને થોડો વખત અભ્યાસમાં ચિત્ત પરોવી બેસવાની ઇચ્છા હતી. એ રીતે ચિત્તને થોડું વિષયાંતર સાંપડવાથી તેને સતત વહેતા ઘામાંથી કાંઈક વિશ્રાન્તિ મળવાનો સંભવ હતો. પરન્તુ માસ્તરની સમીપે જઈ બેસવાનું ધૈર્ય તેનામાં નહોતું. દુઃખી હૃદયનો સુસવાટો કદાચ પોતાથી અજાણતાં છોડાઈ જશે અને માસ્તર તે જાણશે, એવો તેને ભય રહેતો હતો. બે દિવસથી પુસ્તકોને હાથ લગાડ્યો નહોતો એટલે તે શોધવાં પડ્યાં. છેવટે પુસ્તકો હાથ લાગ્યાં, પણ પગ ઉપડતા નહોતા. એટલામાં ચંદ્રવદને પોતે બંધ દ્વાર ખખડાવ્યું અને કહ્યુંઃ “ વિભા ! વખત જાય છે, હું ક્યારનો આવી ગયો છું.”

“ આ આવી.” કહેતાં વિભાએ દ્વાર ઉઘાડ્યાં અને તે માસ્તરની સમીપે આવી એક ખુરશી પર બેઠી. તેણે સંસ્કૃત અભિજ્ઞાન શાકુંતલ અને તે સાથે તેનો ગુજરાતી તરજૂમો એ બેઉ પુસ્તક ઉઘાડ્યાં અને ચિત્તને તેમાં પરોવવા મથન કરવા માંડ્યું.

ચંદ્રવદન વિભાને જોઈ રહ્યો. તેના વદન પર ઉદાસી સ્પષ્ટ દેખાતી હતી.

તેણે પૂછ્યુંઃ “ કાલે,–ના, પરમ દિવસે આપણે જે ભાગ સમજી ચૂક્યાં હતાં, તે તો તેં વાંચી રાખ્યાં છે ને ?”

" ના."

" ત્યારે ?"

" હજી અત્યારે જ વાંચવા માંડું. છું."

વિભાએ આંખો ઉંચી કરી, માસ્તરની સામે જોઈ, બળાત્કારે સ્મિત કર્યું. પણ કેવું ફિક્કું એ સ્મિત ! ચંદ્રવદન કશી વધારે વાતચીત કરવાનું ધૈર્ય દાખવી શક્યો નહિ.

ચંપક અને લીલા અભ્યાસ કરતાં કરતાં સામેની ઘડિયાળ ઉપર નજર કરતાં હતાં. એક કલાકથી વધારે વખત તેમને અભ્યાસની બેડીમાં પુરાવું ગમતું નહિ, અને વિભા આજે મોડી બેઠી, એટલે તેઓ વિભા ઉપર મનમાં ચ્હીડાયાં હતાં. હવે માસ્તર વધુ વખત બેસવાના અને પોતાની કેદ લંબાવાની એમ તેમને થયાં કરતું હતું.

વિભાએ વિમનસ્કતાથી ચોપડીનાં પાનાં ઉથલાવવામાં સમય ગાળવા માંડ્યો. રોજ અભ્યાસસમયે તે કાંઈ પૂછતી, શંકાઓ કાઢતી, ચર્ચા કરતી, તેમાંનું કશું આજે તે કરતી નહોતી. બીજી બાજુએ ચોપડીમાંથી વારંવાર ઉંચી થતી લીલા અને ચંપકની આંખો ઘડિયાળ તરફ ટીકતી હતી. ચંદ્રવદનને હસવું આવ્યું. તે બોલ્યોઃ " આજે પણ કાંઈ ઉકાળાય તેમ લાગતું નથી. ચંપક, લીલા ! તમે તમારે જાઓ; અને વિભા ! તારે બેસવું છે ?"

" બેઠી તો છું."

" પણ આજે અભ્યાસમાં તારું ચિત્ત નથી; વળી તેં કાંઈ વાંચી રાખ્યું નથી, એટલે આગળ તો વધાય તેમ નથી."

" આજે તો નવો પાઠ નહિ જ લઇ શકાય એ સાચું છે; પણ...હવે કાંઈ નહિ, પછી વાત !"

" ઠીક." ચંદ્રવદને પતાવ્યું. તે ઉઠ્યો. લીલા અને ચંપક ક્યારનાં દફ્તર ઉઠાવી ચાલતાં થયાં હતાં.

જતાં જતાં ચંદ્રવદનથી પૂછ્યા વિના રહેવાયું નહિ: "પછીની વાત આજે જ કહી દે તો કાંઈ વાંધો છે?"

"ના, કશો જ નહિ. લ્યોને કહી દઉં. મારો વિચાર હવે અભ્યાસ બંધ કરવાનો છે."

ચંદ્રવદન ચમક્યો. વિભાનો એ વિચાર ઓચિંતો થયો હતો. જે વિચારનું ગઇ કાલે સ્વપ્ન પણ નહોતું, તેનો આજે સાક્ષાત્કાર કેવી રીતે થયો, એ જ ચંદ્રવદન માટે એક કોયડો થઈ પડ્યો. પરંતુ તત્કાળ તેની બુદ્ધિએ એ કોયડો ઉકેલી નાંખ્યો. વેવીશાળ થઇ ગયું, પતિ મળી ચૂક્યો; પારખ થઈ ગઈ પછી સોનાને વધારે ને વધારે અજવાળવાની શી જરૂર? એ જ મનોભાવથી વિભા અભ્યાસ બંધ કરવા ઇચ્છતી હોવી જોઇએ, એમ ચંદ્રવદને જોયું. તે હસ્યો અને બોલ્યો: "તારા જેવી સંસ્કારી બાળાને પણ શું એમ લાગે છે કે, હવે વધુ અભ્યાસની જરૂર નથી?"

"હા."

"નવાઇની વાત છે. અજ્ઞાન લોકો તો જાણે એમ માને કે છોકરીને ક્યાં નોકરી કરવા જવું છે કે વધારે ભણવું? વેવીશાળ થઇ ગયું એટલે પત્યું! પણ તનેય એમ લાગે છે તે નવાઈ જેવું છે."

વિભા ચૂપ રહી. તેણે ચોપડીમાં જ આંખો પરોવી રાખી.

ચંદ્રવદન આગળ બોલ્યો: "ભણતરને સ્ત્રીઓને માટે કમાણીનું સાધન ભલે ન બનાવવું હોય, તોપણ એ એક પ્રકારની માનસિક કેળવણી છે—કલ્ચર છે, તેથી મનઃસૃષ્ટિની ક્ષિતિજ વિશાળ બને છે અને ગમે તેવા દુઃખી જીવનને પણ સુખે નિર્વહવાની શક્તિ માણસને પ્રાપ્ત થાય છે; એટલે સ્ત્રીઓને માટે પણ ભણતર કેવળ નકામી વસ્તુ નથી."

આ નાનુંસરખું ભાષણ સાંભળીને વિભા પુસ્તકમાંથી આંખોને ઉંચી કરી માસ્તર તરફ તીવ્ર દૃષ્ટિએ જોઈ રહી.

માસ્તરને એ દૃષ્ટિ અપૂર્વ લાગી. તેણે વિભાની એવી આંખો

કોઈ વાર જોઈ નહોતી. તેમાં તીવ્રતા તો હતી જ, પરન્તુ એ તીવ્રતાની પાછળ કોઈ એવી આગ સળગી રહી હતી કે જેનો મર્મ ચંદ્રવદન સમજી શકતો નહોતો. તે જવા માટે ડગલું ભરતાં થોભી ગયો. વિભાએ પુસ્તકો બંધ કરી મેજ ઉપર મૂક્યાં. તે બોલી: "માસ્તર! તમે અપેક્ષારહિત વાત કરો છો. ભણતર હંમેશાં આશીર્વાદરૂપ બનતું નથી–કોઈ વાર તે શાપરૂપ પણ બને છે."

"ભણતરની અપૂર્ણતાથી તેમ થાય."

"ભણતર હમેશાં અપૂર્ણ જ હોય છે. તે પૂર્ણ કદાપિ થતું નથી. પૂર્ણ તો કેવળ પરમેશ્વર હોય છે. ગમે તેટલું ભણેલો માણસ દુઃખી થાય છે ત્યારે તમારા જેવા કહે છે કે એ ભણતરની અપૂર્ણતાનો દોષ! એ કરતાં દુઃખનું સંવેદન જ ન્યૂન કરાવે તેવું અજ્ઞાન શું ખોટું?"

"વિભા! આ તું શું બોલે છે?" ચંદ્રવદનના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. તેણે કોઈ વાર વિભાના આવા ઉદ્ગારો સાંભળ્યા નહોતા. આજે જ એવા ઓચિંતા અનુભવથી રંગાયલી વિભા આવું કેમ બોલે છે તે તે સમજી શકયો નહિ એટલે તેણે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"હું બરાબર બોલું છું માસ્તર! હું એમ નથી કહેતી કે સૌને માટે અજ્ઞાન આશીર્વાદરૂપ હશે, અને સૌને માટે ભણતર શાપરૂપ હશે; પણ કોઇને માટે તે સ્થિતિ હોય અને હું તે કોઇમાંની એક છું."

એમ બોલતી વિભા ઉઠી. માથા પરથી ખસી ગયેલો સાડીનો છેડો તેણે સમો કર્યો.

ચંદ્રવદન દિગ્મૂઢ બની ગયો. વિભાના શબ્દોની પાછળ કાંઈ વિલક્ષણ મર્મ છે એવી તેને ગંધ આવતી હતી. વિભાએ મેજ પરથી પુસ્તકો ઉપાડી પોતાના ખંડ તરફ ડગલું ભર્યું. તે જતી હતી અને ચંદ્રવદનની ઉત્સુકતા તીવતર બની. તે બોલ્યો: "વિભા!"

વિભાએ પાછું વાળીને જોયું. તેની આંખો સજળ હતી.

ચંદ્રવદનની ઉત્સુકતા તીવ્રતર બની. તે બોલી: "વિભા! શું

છે? હું કશું સમજી શકતો નથી, કશું અનુમાન કરી શકતો નથી; છે શું?"

રખેને કોઈ આવી જશે અને પોતાનાં આંસુ જોઈ જશે, એવી બીતિથી તેણે આંખો લૂછી. તેના હૃદયનો ઘા સ્મરણના આઘાતથી પાછો ખુલ્યો હતો અને તેમાંથી ધગધગતું રુધિર વહેતું હતું. એ રુધિરપ્રવાહ કંઠમાંના શબ્દોને બહાર નીકળવાનો અવકાશ આપતો નહોતો. છેવટે થોડી વાર વિરમી તે બોલી:

"માસ્તર! અત્યારે તો તમે જાવ. કોઈ વાર વળી કહીશ. આજે મારાથી નહિ બોલી શકાય." એ શબ્દોમાંય રોદન હતું તે ચંદ્રવદન પારખી શકતો હતો.

"ભલે, હું જઇશ; પરન્તુ તારા આજના ઉદ્દગારો મને ખાવા, ઉંઘવા કે વર્ગમાં કશું કામ કરવા નહિ દે." ચંદ્રવદને પોતાની ઉત્સુકતાની તીવ્રતાનો ખ્યાલ આપ્યો.

"તો ખાશો નહિ, ઉંઘશો નહિ, કામ કરશો નહિ!" જાણે વિભા રૂઠી હોય તેમ બોલી.

"તો ભલે તેમ!" કહી ચંદ્રવન ચાલ્યો. ખંડની બહાર નીકળ્યો.

વિભાએ આવેશમાં કહી તો નાંખ્યું, પણ તેને પાછો વિચાર થયો. માસ્તરની સહૃદયતાને તે પિછાણતી હતી. તેની સુજનતાનો તેને પરિચય હતો. જ્યારે આટલું પોતે તેને કહી ચૂકી છે, તો બધુંય કહેવામાં શી હરકત છે, એવું વિચારીને તે દ્વાર ભણી દોડી. બહાર નીકળીને તે બોલી: "અરે માસ્તર!"

ચાલ્યા જતા ચંદ્રવદને થોભીને પાછું વાળી જોયું. વિભાની આંખોએ તેને પાછો બોલાવ્યો. તે પાછો વળ્યો અને વિભાની પાસે પહોંચ્યો. વિભા બોલી: "જરા થોભો."

તે પોતાના ખંડમાં ગઈ. શ્યામલાલનો પેલો પત્ર તેણે મેજના ખાનામાંથી બહાર કાઢ્યો. જે વાત આ ઘરમાં પોતા સિવાય બીજું કોઈ જાણતું નહોતું, તે વાત એક પરાયા માણસને જણાવવાનું સાહસ તે કરતી હતી, એમ એ પત્ર હાથમાં લેતાં તેને થયું.

પણ માનવસ્વભાવથી તે પર નહોતી. ગાનના પ્રત્યેક ધ્વનિને ઝીલનાર કર્ણસંપુટ વિના ધ્વનિ શૂન્યમાં અથડાઈ પાછો પડે છે, ઝીલનાર વનસ્પતિ વિના અભ્રોને વરસવાનું ગમતું નથી, અને વિકાસ ઝંખતા ચિત્તની પ્રત્યેક ઊર્મિને સંવેદન કરનાર વિના ચેન પડતું નથી. વિભાની ઊર્મિને ઝીલનાર આ ગૃહમાં કોણ હતું? માસ્તરમાં તેને એ સંવેદનશીલતાનો ભાસ થતો હતો. એ ભાસે તેને આ અપૂર્વ સાહસ કરવા પ્રેરી હતી. હા, પોતે ગઈ કાલથી આવેશમાં આવી ગઈ હતી તેનું તેને ભાન હતું, એ આવેશ તેને સાહસિક બનાવી રહ્યો હતો તેની તેને સમજ હતી, પરંતુ હવે તે બેપર્વા બની હતી; લૂંટાઈ ગયેલા મનુષ્યને ચોરની શી પર્વા?

પત્ર લઇને અભ્યાસખંડમાં આવી તેણે પત્ર માસ્તરના હાથમાં મૂકીને કહ્યું: "ઘેર ગયા પછી આ પત્ર વાંચજો, તેમાં સહી કરનારને ઓળખી લેજો, તેનો તમને પરિચય થયો છે એટલે તમે તુલના કરજો અને પછી આવતી કાલે મને પત્ર પાછો આપજો. બસ, પછી મારે મુખેથી મારે તમને કશું જ કહેવું નહિ પડે."

ચંદ્રવદને મૂગા મૂગા પત્ર લીધો, સીરનામું જોયું અને પત્ર ગજવામાં મૂકયો.

"ઠીક, હું જઉં છું."

ચંદ્રવદન વિશેષ ઉત્સુક બન્યો. એ પત્ર વાંચવાને તે અધીરો બન્યો હતો. માર્ગમાં એ પત્ર વાંચવો કે વિભાએ કહ્યા મુજબ ઘેર ગયા પછી જ વાંચવો તેની ધડ–મથલ કરતો તે ટ્રેન પર પહોંચ્યો.

ટ્રેનમાં પત્ર આરામથી વાંચી શકાય તેમ હતું, પરંતુ ઘેર જઇને જ વાંચવાની સૂચનાની અવગણના કરવાનું તેને ગમ્યું નહિ. જે પત્રથી વિભા આટલી ઉશ્કેરાઈ ગઈ હતી, તે પત્ર ગંભીર હોવો જાઇએ, તેને તો ઘેર જઇને સ્વસ્થ ચિત્તે જ વાંચવો જોઇએ, એમ તેના સંયમશીલ મને સ્વીકારી લીધું.



## ૭

# ગલને નહિ ગણકારનારું માછલું !



ચંદ્રવદન પોતાની ઓરડી પર આવ્યો અને તાળું ખોલી તેણે દ્વાર ઉઘાડયાં, ત્યારે અંદર બે પત્રો પડેલા હતા. એક ટપાલમાં આવેલો હતો અને બીજો કોઈ માણસ આવીને નાંખી ગયેલો હોય એમ જણાતું હતું, કારણકે તે ઉપર ટપાલની ટીકેટ નહોતી અને તેની ઉપર પેન્સીલથી ચંદ્રવદનનું નામ લખેલું હતું. કોઇની અગત્યની ચીઠી હશે એમ ધારીને તેણે તે પરબીડિયું ફોડયું, તો માંહેથી એક નાનીસરખી ચીઠી નીકળી. તેમાં લખ્યું હતું:

શ્રીમાન્ ચંદ્રવદનભાઈ!

હું આપને જરા મળવા આવ્યો હતો, પરન્તુ આપ મળ્યા નહિ એટલે પાછો જઉં છું; પાછો દસેક વાગતાં ફેરો ખાઇ જઇશ. આપ મળશો તો ઠીક છે, નહિતો વળી કાલે વાત. કાંઇ ખાસ કામ નથી.

લી.

નવસ્નેહાંકિત

આનંદલાલના જયભારત.

"ઓહો ! આ તો પેલો આનંદલાલ, શ્યામલાલનો મિત્ર !" એમ મનમાં બોલી, તેણે પત્રને મેજ ઉપર મૂકયો.

"કયારે ઓરડી ઉપર પહોંચું અને વિભાએ આપેલો પત્ર વાંચું" એ વિચારને ઘૂંટતો ઘૂંટતો જ ચંદ્રવદન ઓરડી પર પહોંચ્યો હતો, એટલે આનંદલાલવાળી ચીઠી વાંચીને બાજુ પર મૂકતાં, તુરત જ તેણે ગજવામાંથી એ પત્ર કાઢયો અને કોટ-ટોપી ઉતાર્યા વિના જ ખુરશી પર બેસી પત્ર વાંચવા માંડયો.

શ્યામલાલનો જે પત્ર વિભા ઉપર આવ્યો હતો, જે પત્રે વિભાને આનંદની ઉંચામાં ઉંચી ટોચે મૂકી દીધી હતી અને જે

પત્રે તેના કર્ણસંપુટમાં સંસારસમુદ્રની સફરના સફળ પ્રારંભની મંગળ નોબતો બજાવવા માંડી હતી, તે જ એ પત્ર હતો. પત્ર વાંચતાં તેમાંથી ઝરી રહેલી રસિકતાના સીકર ચંદ્રવદનને રોમાંચિત કરતા હતા. તેણે આખો પત્ર આદિથી અંત સુધી વાંચ્યો, બીજી વાર વાંચ્યો અને તે ઉંડા વિચારમાં પડી ગયો.

જે શ્યામલાલે આવો રસિક પત્ર પોતાની ભાવિ પત્ની ઉપર લખ્યો હતો, તે શ્યામલાલનો પરિચય ચંદ્રવદનને થયો હતો. તે તદ્દન મૂર્ખ હતો એવી છાપ તેના મન પર પડવા પામી નહોતી. તે ઓછાબોલો અને શરમાળ જુવાન હોવો જોઇએ, અને વળી સાસરે પહેલી જ વાર આવ્યો હોવાથી તે બહુ જ સંકોચથી વર્ત્યો હોવો જોઇએ એવો તેનો ખ્યાલ બંધાયો હતો. એ જ શ્યામલાલ જો આટલો રસિક જુવાન છે, તો પછી વિભાની આંખોમાં આંસુ શા માટે હતાં? તેના વદન ઉપર દુઃખની રેખાઓ શામાટે હતી? તે અજ્ઞાનને કેમ ઝંખતી હતી? અને એ અજ્ઞાનની ઝંખનાના કારણ તરીકે વિભાએ પોતાને આ પત્ર શામાટે આપ્યો હતો? એમાં એવું શું હતું કે જેથી તેને અભ્યાસ બંધ કરવાનો એકાએક નિશ્ચય કરવો પડે? આ પત્ર ઉપરથી શું વિભા કાંઇ ગેરસમજમાં તો નહિ પડી હોય? તેને એ પત્ર સોંપતી વખતના વિભાના ઉદ્દગારો સાંભર્યાઃ "તેમાં સહી કરનારને ઓળખી લેજો, તેનો તમને પરિચય થયો છે એટલે તમે તુલના કરજો." તે મનમાં બોલ્યોઃ "હા, પણ આમાં તુલના કરવા જેવું શું છે? શ્યામલાલે આમાં એવું શું લખ્યું છે કે જે ગેરવાજબી હોય? તેણે કાંઈ મર્યાદા ઓળંગી નથી, અરસિકતા દાખવી નથી, વિભાને ખોટું લાગે તેવું કશું લખ્યું નથી; પછી તેની તુલના શી કરવી?" તે મનમાં મુંઝાવા લાગ્યો અને વિચારમાં ને વિચારમાં યાંત્રિક રીતે મેજનું ખાનું ખોલી તેમાં તેણે પત્ર મૂકવા માંડ્યો.

પણ તત્ક્ષણ તે ચમક્યો. મેજ પર આનંદલાલની ચીઠી પડી હતી, તેના અક્ષરો અને વિભા ઉપરના શ્યામલાલના પત્રના અક્ષરો

જાણે એક જ બીબામાં ઢાળેલા હોય તેવા લાગતા હતા! ચંદ્રવદન પાછો જુદા જ વિચારમાં ડૂબી ગયો. ચિત્તની અનિશ્ચિત અવસ્થામાં તેણે બેઉ પત્રો પાસે પાસે રાખીને અક્ષરોનો મરોડ સરખાવી જોયો. ખરેખર, બેઉ પત્રો આનંદલાલના હસ્તાક્ષરે જ લખાયા હતા!

અને પછી ચંદ્રવદનની વિચારસરિતાએ જુદો જ વળાક લીધો. શ્યામલાલના ઓછાબોલાપણામાં, આનંદલાલની વચ્ચે જવાબ આપવાની રીતભાતમાં, જેમ બને તેમ ટૂંકો જ જવાબ આપવાની શ્યામલાલની પદ્ધતિમાં અને વિભાના પત્રમાંની રમૂજથી કેવળ ઉલટા જ પ્રકારના તેના અતડાપણામાં તેને ભેદ ભાસવા લાગ્યો. તેનું એ વર્તન અને આ પત્રમાં પ્રતીત થતો તેનો સ્વભાવ, એ બેઉની તુલના કરવાનું જ વિભાનું સૂચન હવે તેના ખ્યાલમાં આવ્યું. તે બધું સમજી ગયો. શ્યામલાલનું સાચું સ્વરૂપ વિભાના લક્ષમાં કોઈ પણ રીતે આવી ગયું હોવું જોઇએ અને એ સ્વરૂપ તથા પત્રમાંના સ્વરૂપ વચ્ચેનું અંતર જોતાં તે અત્યંત નિરાશ થઇ ગઇ હોવી જોઇએ એવો નિશ્ચય તે સહજમાં કરી શક્યો અને તેણે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

એટલામાં આનંદલાલ આવ્યો. "સાહેબજી!" કહી તેણે હસતે મુખે બે હાથ જોડી નમ્રતા દાખવી.

ચંદ્રવદને ઝડપથી મેજનું ખાનું બંધ કરી વાળ્યું અને હસતે મુખે આનંદલાલનો સત્કાર કરતાં કહ્યું: "આવો આવો, મી. આનંદલાલ! હજી હમણાં જ તમારી ચીઠી મળી." ચંદ્રવદને આનંદલાલને ખુરશી બતાવી.

ખુરશી પર બેસતાં આનંદલાલે ખૂબ લટકાં કરવા માંડચાં. જાણે ચંદ્રવદનની સાથે તેની જૂની અને અત્યંત ગાઢી મિત્રતા હોય એવા શબ્દો બોલવામાં અને અભિનયો કરવામાં તેણે મણા રાખી નહિ. અને "શ્યામુભાઇ"નું નામ તો તે વારેવારે વાતચીતમાં લાવવા લાગ્યો.

"ચંદ્રવદનભાઈ! આપણો માત્ર એક જ દિવસનો પરિચય થયો છે, ત્યારથી મારું અને શ્યામુભાઇનું તો જાણે તમે મન જ હરી લીધું છે! તમારું સૌજન્ય, જ્ઞાન અને નમ્રતાની શી વાત કહું! મોટરમાં ઘેર આવતાં શ્યામુભાઇએ મને ઠેઠ સુધી તમારી જ પ્રશંસા સંભળાવ્યા કરી; અને સાચું કહીશ ભાઈ! મારો પણ તમારા માટે સારો અભિપ્રાય બંધાયો હતો." એમ કહી આનંદલાલે ડોકું ડાબી બાજુએ ઢાળી જરા સત્યવાદીનો અભિનય કર્યો.

ચંદ્રવદન એટલા જ શબ્દો ઉપરથી આનંદલાલને પરખી ગયો. ગઈ કાલના લાંબા પરિચયથી અને પુષ્કળ વાતોથી તેની જે સાચી ઓળખાણ ચંદ્રવદનને પડી નહોતી, તે ઓળખાણ આજના દિને ખુલેલી નવી દૃષ્ટિના તેજથી હવે તેને પડી. કોઈ પણ મહત્ત્વના હેતુપુરઃસર તે પોતાની પાસે આવ્યો છે, એવું કળી જતાં તેને વાર લાગી નહિ. પરંતુ ચંદ્રવદન ઉતાવળો નહોતો. તે તેને તેના પૂરબહાર-માં ખીલવા દેવા માંગતો હતો. તેણે કહ્યું: "મનુષ્યમાં સુજનતા જોવા માટે પણ તે જોનારમાં સુજનતા જોઇએ. મારામાં તમે અને શ્યામુભાઈ સુજનતા જુઓ છો, તે પણ તમારી જ સુજનતાનું પ્રતિબિંબ છે."

"ખરેખર, જાણે મૂર્તિમંત સૌજન્ય બોલી રહ્યું છે. તમારા મળતાવડા સ્વભાવની ચિત્તાકર્ષકતાથી શ્યામુભાઈ તો બહુ જ પ્રસન્ન થએલા. પણ તે તો મને તેમણે ઘેર જઇને કહ્યું તારે સમજાયું."

"તેમણે શું કહ્યું?" ચંદ્રવદન એ સાકરપીરસુ ગ્રેજ્યુએટને નાણવા યત્ન કરી રહ્યો હતો.

"તેમણે કહ્યું કે ચંદ્રવદન માસ્તરને હવે આપણે પરાયા નહિ સમજવાના, તે આપણા મિત્ર થયા અને મૈત્રી બાંધવા જેવા જ તે સજ્જન મનુષ્ય છે."

"એમ?"

"હા; જોકે મને તેમણે ખુલ્લા શબ્દોમાં તો ન કહ્યું, પણ હું અનુમાન કરું છું કે તમે વિભાવરીના શિક્ષક છો, એટલે વિભાવરી પરના તેમના મમત્વને કારણે તમારી પ્રત્યે પણ તેમનો પૂજ્યભાવ કે પક્ષપાત થયો હોવો જોઇએ; નહિતો એક જ મુલાકાતમાં મનુષ્યમાં એકદમ આવો મિત્રભાવ જાગે નહિ; કેમ તમે શું ધારો છો ?"

"જો લુચ્ચો !" ચંદ્રવદન મનમાં બોલ્યો: "વિભા ઉપર શ્યામલાલને નામે પત્ર લખનાર હવે શ્યામુને નામે મનેય બનાવવા ઇચ્છે છે !" પણ પ્રકટ રીતે તો ચંદ્રવદને કહ્યું: "એમ પણ હોય ! પરન્તુ મુલાકાત દરમિયાન તો તે એટલું થોડું બોલ્યા......"

આનંદલાલે ચંદ્રવદનને પૂરું બોલવા પણ ન દેતાં વચ્ચે કહેવા માંડયું: "હા, ભાઇ ! હા. એમના હદ ઉપરાંતના શરમાળપણાની તો હું તમને શી વાત કહું ? ઇશારો કરવાથી જો ચાલી શકે તો મોઢે એક શબ્દ પણ ન બોલે, એટલા શરમાળ છે. મારી સાથે વાતચીત કરતાં પણ એમની એ જ ઢબ. માત્ર મારી સાથે મિત્રભાવ જામી ગયો એટલે કાંઇક ખુલ્લા દિલથી બોલે છે ખરા, છતાં કેટલુંક તો મારે માત્ર અનુમાનથી જ સમજી લેવાનું હોય છે."

"ત્યારે તો બહુ ગૂઢ સ્વભાવના માણસ !"

આનંદલાલને લાગ્યું કે પાછું આડું વેતરાય છે ! શ્યામલાલના મૌનને શરમાળ સ્વભાવના પડદાથી ઢાંકવાના તેના યત્નનો અતિરેક થવા લાગતાં તે ચેત્યો અને વાતને સંભાળી લેતાં બોલ્યો: "ઓછા પરિચયવાળાને પહેલાં એમ લાગે ખરું, પરન્તુ વાસ્તવિક રીતે તે માત્ર ઓછાબોલા એટલું જ; પેટમાં જરાયે પાપ નહિ કે સ્વભાવમાં કશી ગહનતા–ગૂઢતા નહિ. પણ આ તો બધી આડી વાત થાય છે. હું આપને એક ભેટ આપવા આવ્યો છું અને એ જ મારા આવવાનો આશય છે." એમ કહી આનંદલાલે ગજવામાંથી એક લાંબી દાબડી કાઢીને મેજ પર મૂકી. તે તેણે ખોલી, તો માંહે

એક ફાઉન્ટન પેન દેખાઇ. તે સોનાની રીંગોથી શોભતી હતી, તેનો રંગ મનોહર હતો, કદે તે મોટી હતી; ચાલીસેક રૂપિયાથી ઓછી કિંમતે એ પેન મળી ન શકે એવું ચંદ્રવદન જોઈ શકયો.

"પણ મને આ ભેટ શાની ?"

"વાત એમ છે કે પોતાના વેવીશાળની ખુશાલીમાં શ્યામુભાઇએ બધાય મિત્રોને કાંઈ કાંઈ ભેટો આપી છે. મને સોનાનું ઘડિયાળ આપ્યું છે. બીજા કોઇને વીંટી, કોઇને કાંઇ, એમ ઓછામાં ઓછી વીસેક ભેટો તેમણે મિત્રોને વહેંચી છે. તમારી વર્ગણા પણ તેમણે મિત્રમાં કરી, એટલે તમને પણ ભેટ પહોંચાડયા વિના કેમ ચાલે ?"

ચંદ્રવદન સમજી ગયો. એ ભેટ નહોતી પણ લાંચ હતી અને તેના બદલામાં ભવિષ્યમાં વિભાને ભ્રમાવવાની નોકરી પોતાની પાસેથી લેવા માટેની આ જાળ બિછાવવામાં આવે છે તેમ તે તુરત સમજી ગયો. તેને આનંદલાલ ઉપર બહુ જ ક્રોધ ચઢ્યો. તેના કપાળ પરની નસો ખેંચાઈ, મ્હોં પર લોહી ધસવા લાગ્યું અને આંખોમાં લાલ રેખાઓ આવી પહોંચી. તેને સમજતાં વાર લાગી નહિ કે શ્યામલાલ એક બબૂચક છે અને વિભાને તેની કોટે બાંધવામાં કાંતો પૂરી ઠગાઇ થઈ છે અથવા મૂર્ખતા થઈ છે. એ ઠગાઈ કે મૂર્ખતાનો ભોગ વિભા હવે પૂરી રીતે બને તે માટે જાળ ગોઠવવાને વિભા પર બનાવટી પત્ર લખવામાં આવ્યો હતો અને તેમાં પોતાને મદદગાર બનાવવાને આ મૂલ્યવાન ફાઉન્ટન પેનની લાંચ ધરવામાં આવે છે.

"હું આ દુષ્ટનું અપમાન કરું ? તેને મૂગો મૂગો હાંકી કાઢું ? તેના મ્હોં પર તમાચો ચોડી દઉં ? શું કરું ?" એ વિચારમાં ચંદ્રવદન મૂગો મંતર બની ગયો.

ભેટ સ્વીકારવામાં ચંદ્રવદન આનાકાની કરે છે, તેમ જોઇને આનંદલાલ બોલ્યોઃ "ભાઇસાહેબ ! આ ભેટ તમારે સ્વીકાર્યે જ

છૂટકો છે. શ્યામુભાઇના પ્રેમનો અનાદર તમારાથી નહિ થઈ શકે; અને તમે જાણો છો કે હવે તમારો અને તેમનો સંબંધ વધારે નિકટનો બનવાનો. જો તમે તેમની ભેટ નહિ સ્વીકારો તો તે તમને જીંદગીભર ટોણા માર્યા કરશે."

"આ બદમાશને હું શો જવાબ દઉં?" ચંદ્રવદનનું અંતર એવો ચિત્કાર કરતું હતું. તેનો ક્રોધ માતો ન્હોતો. પરન્તુ એ ક્રોધને શમાવ્યે જ છૂટકો હતો તેમ તે જાણતો હતો, કારણકે વિભાનું જેની સાથે જીવન જોડાવાનું હતું તેને માઠું લગાડવા જેવું કાંઈ પણ કૃત્ય કરવું એ વિભાને માટે જ દુઃખ ઊભું કરવા બરાબર હતું એમ તેને લાગતું હતું.

આનંદલાલનું કે શ્યામલાલનું અપમાન કરવાથી બગડેલી બાજી કાંઈ થોડી જ સુધરવાની હતી? નિરાશાથી તેનું હૃદય રડવા લાગ્યું. એ મૂક રોદનના જળબિંદુઓથી ક્રોધાગ્નિ ઠરી જવા લાગ્યો અને તે બોલ્યોઃ "આનંદલાલભાઈ! મારાથી એ ભેટ નહિ સ્વીકારી શકાય. શ્યામલાલભાઇને મારા પ્રણામ કહેજો અને આવા અવિનય માટે તે મને માફ કરે એમ કહેજો."

"નહિ ચાલે, નહિ, ચંદ્રવદનભાઈ! એમ નહિ જ ચાલે. તમારે એ ભેટ સ્વીકારવી જ પડશે!" મમતાદર્શક સ્વરે ઠપકો આપતાં આનંદલાલે આગ્રહ કર્યો.

એને પતાવવાનો ટૂંકો માર્ગ ચંદ્રવદને શોધી કાઢ્યો અને કહ્યું: "મને તમારે કાંઈ પણ ભેટ આપવી હોય, તો હું સીધી રીતે તમારી પાસેથી નહિ લઉં. વિભાવરીને તે મોકલી આપજો અને તે જો મને તે આપશે, તો હું સ્વીકારીશ."

"હેં!!!" આનંદલાલ ચમકી ગયો. તે ડાચું વિકાસી રહ્યો. નાવ ભરદરિયે ડૂબવાની ખબર પડતાં ઉતારુને જેવી ચિંતા થાય તેવી ચિંતા તેના વદન ઉપર ઓચિંતી પથરાઈ ગઈ. તેના મમતાભર્યા આગ્રહનો સ્વર એકદમ પલટાઈ ગયો અને તે બોલ્યોઃ "વળી

એ નવો મુદ્દો તમે ક્યાંથી શોધ્યો ? એમાં વિભાવરીને વચ્ચે લાવવાની શી જરૂર ?"

"તમે જાણો છો ને, એના ભાવિ પતિ પાસેથી મારાથી સીધી ભેટ ન લેવાય. વખત જતાં તેનો કોઈ કેવો અર્થ કરે, કોઈ કેવો અર્થ કરે. એ કરતાં પ્રકટ રીતે જ ભેટ લીધી હોય તો કશી ચિંતા નહિ. મારું તો ભેટ લેવાનું દિલ નથી, પણ જ્યારે તમારો બહુ આગ્રહ છે, ત્યારે મારે એ ભેટ લેવી એમ મને લાગે છે, પણ તે યોગ્ય માર્ગે જ."

આનંદલાલને હવે પોતાની જાળનાં બધાં દોરડાં તૂટી જતાં લાગ્યાં. તેણે જાળને સંકેલી લેતાં પેનને પાછી ગજવામાં મૂકીને કહ્યું: "હશે ભાઈ, જેવી તમારી મરજી! હું તો આ બધું શ્યામુભાઇને કહીશ અને તેમને ઠીક લાગે તેમ તે કરે. પણ ચંદ્રવદનભાઈ! મને લાગે છે કે તમે આમ સીધી ભેટ લ્યો, તેમાં કશું ખોટું ન લેખાય."

"ના, આનંદલાલ! મને એ ઠીક નથી લાગતું. કદાચ લઉં અને પછી તે તમને પાછી મોકલવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, તો પછી તમને અત્યારના કરતાંય વધારે ખરાબ લાગે, ખરું કે નહિ?"

આનંદલાલ મૂગો મૂગો ઉઠ્યો, અને "સાહેબજી!" કહી ચાલતો થયો.

ધનવાનો માછલાં પકડવામાં કેવા કુશળ હોય છે, તેનો ખ્યાલ કરતાં ચંદ્રવદનની નજર અત્યારસુધી ભુલાઈ ગયેલા બીજા પત્ર ઉપર પડી. તેણે તે હાથમાં લીધો. સરનામાના અક્ષરો જોયા અને તેને આશ્ચર્યનો અનુભવ થયો. વાંકા-ચુંકા અને કોઈ બાઈના હાથે લખાયલા જેવા તે અક્ષરો હતા. તેણે કાગળ ફોડ્યો અને સમજાયું કે એ તો તેની ભાવિ ધર્મપત્નીનો પત્ર હતો.



# ૮
# ભણતરનો શાપ !



ચંદ્રવદને પત્ર વાંચવા માંડ્યો, પણ તેમાંનું લખાણ બંધ બેસાડતાં તેને બહુ તકલીફ પડી. એક આખા ફુલ્સકેપ કાગળ ઉપર કાળી શાહીથી અને બુઠ્ઠી થઈ ગએલી બરુની કલમથી મોટા મોટા અક્ષરે લખેલો તે પત્ર હતો. કાના–માત્રા કે હ્રસ્વ–દીર્ઘનું કશું ઠેકાણું નહોતું, અનેક અક્ષરો પડી ગયેલા હતા, દસ ઠેકાણે ડબકા પડ્યા હતા, બે ઠેકાણે શાહી ઢોળાઈ હતી અને લીંટીઓ નદીપ્રવાહનું અનુકરણ કરીને દોડતી હતી ! પત્ર આખા કાગળની ચારે બાજુએ ભર્યો હતો. શુદ્ધ ભાષામાં તેનું લખાણ નીચે પ્રમાણે બંધ બેસાડી શકાતું હતું:

"સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને પૂજ્યારાધે શેઠજી સાહેબ શ્રી પાંચ, શેઠજી ચંદ્રવદન ઓતમજીની ચિરંજીવી ઘણી ઘણી હજો. એતાન શ્રી ગામ સરધારથી લખીતંગ તમારી દાસી, ભવોભવની અર્ધાંગના, હરકોરનું પાયેલાગણું વાંચજો. જત લખવાનું એ છે જે તમો અમારા માથાના મુગટ છો, કાળજાની કોર છો, મનડાના મોર છો, ભાગ્યાના ભેરુ છો, પ્રાણના નાથ છો, પ્યારાપ્રીતમ છો, અને અમ નોધારાના આધાર તમો એકલા જ આ સંસારમાં છો. અમે તમારી દાસી છીએ, અર્ધાંગના છીએ, ધરમનાં ધણીઆણી છીએ અને તમારાં દોર્યાં દોરાવાનારાં છીએ. પણ અમને ઘણું માઠું લાગે છે કે તમે અમને એકકે ખાનગી કાગળ લખવાની ફુરસદ મેળવી શકતા નથી, એટલે અમારે તમારું સરનામું મેળવીને તમને કાગળ લખવો પડે છે તે જાણજો.

"બીજું લખવાનું એ છે કે તમે અમને સંભારતાય નથી. સંભારતા હો તો આવું ન હોય. અમારા પડોશમાં દેવકોર ડોશીની દીકરી દિવાળી રહે છે, તેનો વર મુંબઈમાં રહે છે. તે તો ઘણી વાર

પારસલમાં કપડાં મોકલે છે, ખાવાનાના ડબા ને કરંડીયા મોકલે છે, પોતાની છબી પડાવીને મોકલી છે, વળી અંબોડા ઉપર ઘાલવાનો રૂપાનો કેવડો પણ મોકલ્યો છે. તમે તો કાગળનો કકડોય લખતા નથી. અમારું તમારા પર હેત છે પણ તમારું અમારા પર હેત નથી. જો તમારું હેત હોય તો અમારે માટે એક રેશમી સાડી, જરીભરેલું પોલકું, ઝાલરવાળો ઘાઘરો, કાનનાં ઇમીટેશનનાં લવીંગીયાં, રૂપાનો કેવડો, રૂપાની કુંચીઓનો ઝૂડો આંકડા સાથે, મુંબઇનો હલવો, નારંગી–મુસંબી, લીલી દરાખનો દાબડો, એક મોટું આભલું, ગુલાબનું અત્તર, લવંડરનો નહાવાનો સાબુ, કામીનીયા જાતનું તેલ અને તે ઉપરાંત તમને બીજું જે કાંઈ ગમે તે પણ જરૂરાજરૂર ટપાલમાં પારસલ કરીને મોકલી દેજો. સરનામું મારા નામનું કરશો મા. મારું સરનામું કરશો તો મારે લજાવું પડશે, માટે મારા નાના ભાઇનું સરનામું કરજો અને એના જ નામથી કાગળ લખજો. તેની નિશાળમાં કાગળ મળે એવું ઠેકાણું કરજો. વળી પારસલમાં મારા ભાઇને માટે વાંચવાની ગજરામારુની ચોપડી, એક રેશમી રુમાલ અને રબ્બરનો દડો મોકલજો. મારી નાની બેનને રમવા માટે ચાવીવાળી ઢીંગલી અને ચાવીવાળી મોટરગાડી જરૂરાજરૂર પારસલમાં મૂકી દેજો. સાથે એક દશ રૂપીઆની નોટ પણ અમારે વાપરવા બીડી દેજો. અમારા ઉપર તમારું હેત હોય તો આટલું જરૂર મોકલજો. તમારી છબી પડાવેલી હોય તો તે જોવાનું અમને મન થયું છે.

" તમારા બાપા અમારે પહેરવાનું ઘરેણું અને કપડાં આપી ગયા છે પણ બધુંય હલકું–હલકું કર્યું છે. રેશમી સાડી ત્રણ મહીનામાં જ ચીરાઇ ગઈ છે. જરીવાળું પોલકું મેલું થએલું તે ધોયું તો બધો કસબ ઝરી ગયો. બંગડીઓ તૂટી ગઈ છે. એક ચૂડી ખોવાઇ ગઈ છે. ઝાંઝરની ઘુઘરીઓ ખરી પડી છે એટલે પહેરતી જ નથી. આવું હલકું હલકું આપીને અમારા બાપાજીને ફોસલાવ્યા. તમે તમારા બાપાને ઠપકો લખજો અને ફરીથી બધું ઘરેણું કરાવી

આપે તેવું લખજો. અમે પહેર્યાં વિના રહીએ છીએ અને સગપણ કર્યાં પછી અડવા હાથ–પગ લઈને ગામમાં ફરતાં અમને શરમ આવે છે તે જાણજો.

"બે વરસથી મેં ભણવા માંડ્યું છે. બીજી ચોપડી મેં પૂરી કરી છે તે જાણજો. તમે ઝાઝું ભણ્યા પણ અમને કાગળ લખતા નથી એવું તે કેવું ભણતર ભણ્યા છો ? કે પછી મુંબઈની મોહનીમાં ફસાઈ ગયા છો તે અમારાથી સમજાતું નથી. શેઠીયાઓને ઘેર ભણાવવા જાવ છો તો સાચવજો. મુંબઈમાં તો જીવતી ડાકણો રહે છે તે ભાયડાને ભરખી જાય છે એવું અમારા ગામમાં સંભળાય છે, તે સાચું છે કે ખોટું તે લખજો. પણ અમને તમારી બહુ જ ચિંતા થાય છે. વૈશાખ મહીનામાં લગન કરવાનું છે એમ મારા બાપા મારી બાને કહેતા'તા. હવે ત્રણ મહીના બાકી રહ્યા છે તે બરાબર સાચવીને રહેજો અને કોઇના ભરમાવ્યા ભરમાશો નહિ. દસકત તમારી પ્રાણપ્યારી હરકોરનું પાયેલાગણું વાંચજો."

પત્ર પૂરો કરતાં અને અર્થ સમજીને વાંચતાં એક કલાક થયો, એ એક કલાક સુધી ચંદ્રવદન માંડમાંડ ધૈર્ય ટકાવી શક્યો. પત્ર પૂરો થયો, એટલે તેને મેજ પર ફેંકીને તે આરામખુરશીમાં પડ્યો. તેણે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

કૉલેજમાં અભ્યાસ કરતી વખતે ચંદ્રવદને અનેક સ્વપ્નમંદિરો ચણી રાખ્યાં હતાં, તે અત્યારે ભાગીને ભૂકો થઇ ગએલાં લાગ્યાં. કેન્ટ અને એરીસ્ટોટલ, ટોલ્સટોય અને વિવેકાનંદના વિચારોનું પાન કરી ચૂકેલા એ નવજુવાનને ગળે એક ગામડાની અભણ અને કુસંસ્કારી કન્યા વળગાડવામાં આવી હતી કારણકે તે એક ધનવાનની પુત્રી હતી ! ચંદ્રવદનના પિતા ઓતમજી દોશીએ એ કન્યા પસંદ કરી હતી. તે ધનવાનની પુત્રી હતી જ, પણ રૂપાળી હતી, મોટી બધી હતી, એકદમ ઘરનો ભાર ઉપાડી લે તેવી હતી, તેથી ચંદ્રવદનને પૂછ્યા વિના જ તે સરધાર જઇને ગોળ ખાઇ આવ્યા હતા. તેમણે

પોતાના પત્રમાં કન્યા સંબંધી જે માહીતી લખી હતી તે ઉપરથી તો ચંદ્રવદનને ખાસ નિરાશા જેવું લાગ્યું નહોતું, કારણકે તેમાં લખ્યું હતું કે–"હરકોર સારી પેઠે ભણેલી છે;" પરન્તુ હરકોરના પત્રમાંથી સંસ્કાર, ભણતર, વિચારો અને તેના પિતાની આભાસી ધનિકતા બધુંય સ્પષ્ટ થતું હતું. હરકોર જ્યારે ભણેલી છે અને સારા ખાનદાનમાં ઉછરી છે, ત્યારે પોતે તેને સંસ્કારી ધર્મપત્ની બનાવી શકશે એવો જે સંતોષ ચંદ્રવદને પિતાનો પત્ર મળતાં માની લીધો હતો તે અત્યારે સૂકા ઘાસની પેઠે ભડભડ બળી જતો હતો. પુત્રની જીવનસખીને પસંદ કરતાં પિતાએ પોતાને પૂછવું જોઇતું હતું એમ તે માનતો હતો, પરન્તુ જ્યારે તેમણે પૂછ્યા વિના જ આ સંબંધ બાંધ્યો હતો, ત્યારે તે નાબૂદ કરીને બંડખોર બનવામાં તેને ઉચ્છૃંખલતા ભાસતી હતી, અને તેથી જ હરકોરને સંસ્કારી બનાવવાનો શ્રમ વેઠવાને તે તત્પર બન્યો હતો; પરન્તુ હવે તેને એ શ્રમમાંય કશી સાર્થકતા લાગી નહિ.

પુરુષને સ્ત્રી જોઇએ, સ્ત્રીને પુરુષ જોઇએ, એવા પરંપરાગત પશુસંસ્કારવાળી દુનિયાએ આજે પોતાના જીવનને ધૂળધાણી કરવાનું જાણે કાવતરું રચ્યું હોય તેમ ચંદ્રવદનને લાગ્યું. શું તે ખરેખર કાવતરું હતું?

ચંદ્રવદન વિચારમાં પડ્યો અને તેણે પોતાના પિતાનો જૂનો પત્ર શોધી કાઢ્યો. તેમાં લખેલી વીગતમાં આ વેવીશાળની જે સર્વોપરિ ઇષ્ટતાઓનું સમર્થન કરવામાં આવ્યું હતું, તેનું તેણે પૃથક્કરણ કરવા માંડ્યું. હરકોર રૂપાળી હતી, એટલે તે સસરાનું ઘર શોભાવે તેવી અને પતિને માટે રૂપાળી પૂતળી બનવાની યોગ્યતાવાળી હતી. તે ધનવાનની પુત્રી હતી એટલે તેનો પિતા સારી પેઠે દર–દાગીના અને કપડાં આપે તેમ હતું, તેથી એ પૂતળીને શણગારવા માટે સસરાને કે પતિને ખર્ચ કરવું પડે તેમ નહોતું. ચંદ્રવદનની પત્ની થવાની તેની બીજી અને કદાચ સર્વોપરિ લાયકાત એ હતી. તે મોટી

બધી હતી, એટલે શરીરે પહોંચતી, જલ્દી સંતાનોત્પત્તિ કરે તેવી અને માંદી ન પડે તેવી-ડાકટરનાં બીલો બચાવનારી હતી, તે ઓતમજી દોશીની પુત્રવધૂ થવાની તેની ત્રીજી લાયકાત હતી. તે એકદમ ઘરનો ભાર ઉપાડી લે તેવી હતી, એટલે ચંદ્રવદનની માતાને માથેથી રાંધણું અને ઘરનું બીજું વહીતરું ઊતરી જાય તેમ હતું. તે ચંદ્રવદનની માતાને સાસુપણાનો વિશિષ્ટ લ્હાવો આપવા માટે બસ હતું. તે સારી પેઠે ભણેલી હતી, તેમ ગ્રેજ્યુએટ પુત્રને સમજાવવા માટે લખવાની અપૂર્વહિતચિંતક પિતાને આવશ્યકતા લાગી હતી. વખત જતાં ચંદ્રવદન પિતાને પૂછે કે એ ચોપડી ભણેલી છોકરીને સારી પેઠે ભણેલી કેમ જણાવી, તો ઓતમજી દોશી તેનો જવાબ આપી શકે તેમ હતું કે આપણી ન્યાતના ગોળમાં કોઇ છોકરીને ભણાવતું જ નથી અને તારી માય કશું ભણી નથી, છતાં હરકોર તો આટલું ભણી છે તે કંઇ થોડું કહેવાય? અને ધનવાન કુટુંબ એટલે ઉંચું ખાનદાન, ઉંચું ખાનદાન એટલે ઉત્તમ સંસ્કાર, એવી સામાન્ય લોકમાન્યતા જ અત્યારે ચંદ્રવદનને ગળે ડૂમો બઝાડી રહી હતી.

"હું પિતાને શો દોષ આપું? પોતાની અક્કલ પ્રમાણે તેમણે મારું ભલું થાય તેમ કર્યું. હા, મારા જેવા ગ્રેજ્યુએટને જીવનમાં ફસાવી મૂકનારું એ કાવતરું છે, પરંતુ તે પિતાજીનું નહિ, સમાજનું છે. સમાજનું પણ કાવતરું શામાટે? અસંસ્કારી કે કુસંસ્કારી સમાજની વચ્ચે જન્મનાર હું આટલું ભણ્યો અને નવા સંસ્કારોમાં તે ઉછર્યો તે કુયોગનો જ એ દોષ છે. હરકોરની પડોશણ દિવાળીના પતિ જેવો હું હોવો, થવો કે રહેવો જોઇતો હતો; હું ભણ્યો જ શામાટે? જ્યાં ન્યાતની હરકોરોને માટે જ યોગ્ય પતિઓ ઘડાવા જોઇએ, ત્યાં મારું ભણતર જ શું મને શાપરૂપ નથી?"

આ ઉદ્ગાર કાઢતાં જ ચંદ્રવદન ચમક્યો. થોડી વાર પહેલાં જે વિચારસરણી વિભાની હતી અને જેનો પોતે ખૂબ વિરોધ કર્યો હતો, તે જ વિચારસરણી, ઉપસ્થિત થએલી નવીન પરિસ્થિતિમાં, તેની

પોતાની બની ગઇ હતી! વિભા અજ્ઞાનને ઝંખતી હતી: પોતે ભણતરને શાપરૂપ માનતો હતો!

તે હવે કંટકોનો દંશ અનુભવતો વિચારપ્રવાહમાં અથડાવા લાગ્યો. તેની દૃષ્ટિગોચર ક્ષિતિજમાં અંધકાર ભર્યો હતો; એ ક્ષિતિજની પેલે પાર તેને ગાઢ તિમિર સિવાય બીજી કલ્પના આવી શકતી નહોતી; મહાપુરુષોનાં વચનોના કોઇ દીપ્તિમાન કિરણને સળગાવીને ચિત્તમાં પ્રકાશ કરવા તે મથતો, પરન્તુ પરિસ્થિતિના નક્કર અંધકારમાં મળેલો વિનાશક વાયુ એ કિરણને વારે વારે બુઝાવી દેતો હતો, અને અંધકારના લોઢથી ઊછળતો સાગર જ તેની દૃષ્ટિને ભરી દેતો હતો.

ભણેલી હરકોરને સંસ્કારી બનાવવાના તેના પહેલાંના કોડ હવે ઝાંઝવાનાં જળની પેઠે વાયુમાં જ પીગળી ગયા હતા. અભણ અને કેવળ કુસંસ્કારની મૂર્તિ સમી હરકોરને સંસ્કારી બનાવવાની શક્તિ તેને પોતામાં જણાતી નહોતી. તે શાળાના છોકરાઓને સંસ્કારી બનાવવા મથતો, પરન્તુ તેઓ સુસંસ્કારી બને કે ન બને તેની જવાબદારી તેને શિરે નહોતી; તેઓને સુસંસ્કારી બનાવવામાં તેને પોતાને કાંઈ સ્થૂળ લાભ નહોતો અને તે માટેના યત્નોની નિષ્ફળતામાં તેને કાંઈ સ્થૂળ ગેરલાભ નહોતો. શાળામાં સારા મનાતા શિક્ષકોની સામાન્ય મનઃસ્થિતિ એ ચંદ્રવદનની મનઃસ્થિતિ હતી. પરન્તુ હરકોરની સંસ્કારિતા ઉપર તો તેના આખા જીવનના સુખદુઃખનો આધાર હતો. ચંદ્રવદન શ્રમસાધ્યતાને માનતો પરન્તુ તે નિતાંત તપસ્વી નહોતો. તે ઉગતી પ્રજાનો સારો શિક્ષક થવાનો ઉત્સાહી હતો, પરન્તુ જીવનસાફલ્યના તેના વિચારોમાં અર્થહીન બલિદાન કે તપશ્ચર્યાને સ્થાન નહોતું.

"હવે શું થાય?" એ પ્રશ્ને તેને ખૂબ મૂંઝવ્યો. પોતાની વિચારસરણી તેને કુંઠિત થઈ જતી લાગી. ભૂખ ઊડી ગઈ. શાળામાં જવાનો ટાઈમ થયો હતો તે તે ભૂલી ગયો. હરકોરની કલ્પનામૂર્તિને

જોઈ રહ્યો. તેની ઘૃણાજનકતાથી તેને આંખો મીંચી જવાનું મન થયું; પરંતુ આંખો મીંચતાં જ આંખોમાંથી ટપક્ ટપક્ કરતાં બે અશ્રુબિંદુઓ પડ્યાં.

બિચારો ચંદ્રવદન ! જો તે જાણતો હોત કે એ હરકોરને પોતાને ગળે બાંધતાં પોતાના પિતાએ વહેવાઈ પાસેથી છાની રીતે પાંચસો રૂપિયાનું પોટલું બાંધ્યું હતું અને પુત્રીને માટે ગ્રેજ્યુએટ વર મેળવવા માટે એ પોટલું પોતાના સસરાએ બંધાવ્યું હતું, તો તેની આંખોમાં અશ્રુબિંદુ ન હોત, પરંતુ એ કાવતરા સામે ગુલાલભરી આંખનો ફુત્કાર હોત.



## ૯
## કૃષ્ણલાલ શેઠ



મનુષ્ય જ્ઞાનથી મહાત્મા કે અજ્ઞાનથી અલ્પાત્મા બનતો નથી. પ્રત્યેક મનુષ્ય પાસે પોતાના જ્ઞાનનું નાનું કે મોટું ભંડોળ હોય છે, પરન્તુ એ ભંડોળનો તે જેવો અને જેટલો ઉપયોગ કરે છે તેટલું આત્મતત્ત્વ તે પ્રકટાવી શકે છે. જ્ઞાનના સાગર સમા પંડિતો અને વિદ્વાનો આ જ કારણથી જગતમાં કોઇ વાર અલ્પાત્માઓ જેવા હોય છે અને પ્રાકૃત જનસમાજમાંના અલ્પજ્ઞો કોઇ વાર સાચા મહાત્માઓ પણ હોય છે. જ્ઞાનનો જીવન સાથે સંવાદ સાધવામાં જ સાચી શક્તિ રહેલી હોય છે, એટલે જેની જેટલી શક્તિ હોય છે તેટલું જ્ઞાન તે આત્મસાત્ કરી શકે છે અને બાકીનું તેનું બધું જ્ઞાન ભરાઈ ગએલા ઘડા ઉપર થઇને વહી જતા પાણીની પેઠે વહી જાય છે; તેની શક્તિ તેને જીરવી શકતી નથી. જગતમાં જ્ઞાની અલ્પાત્માઓ જેટલા જોવામાં આવે છે, તેટલા અલ્પજ્ઞ મહાત્માઓ જોવામાં આવતા નથી, કારણકે જ્ઞાનને જીવન સાથે

આત્મસાત્ કરવાની ક્રિયા મનુષ્યની દૃષ્ટિથી અગોચર હોય છે તેમજ કષ્ટસાધ્ય હોય છે, જ્યારે જ્ઞાનની સ્થૂલ પ્રાપ્તિ એટલી કષ્ટસાધ્ય હોતી નથી અને મનુષ્યની દૃષ્ટિને ગોચર થઈ શકે છે. આ કારણથી જેટલા જ્ઞાનીઓ દુનિયામાં દેખાય છે તેટલા મહાત્માઓ દેખાતા નથી.

કૃષ્ણુલાલ શેઠની વિદ્યાશક્તિ, તેમનું સામાન્ય જ્ઞાન, વહેવારુ ડહાપણુ અને લૌકિક ઉદારતા એ બધું જોતાં તેમને હરકોઈ માણુસ શાણુા અને સ્વધર્મનિષ્ઠ સેવક તરીકે ઓળખ્યા વિના રહેતું નહિ. તેમના જીવનમાં ઘણું ઘણું આકર્ષક તત્ત્વ દેખાતું હતું અને તે જનસમાજની દૃષ્ટિની બહાર રહ્યું નહોતું. કોલેજમાં છએક માસ ભણીને પછી તુરત ધંધામાં જોડાવાની તેમને ફરજ પડી હતી. તેમના પિતાજીના મૃત્યુના કારણે તેમને કોલેજ છોડવી પડી હતી. પિતાનો વેપાર–ધંધો સાધારણુ હતો, તે કૃષ્ણુલાલે વધારીને દસગણો કરી નાંખ્યો હતો અને ઉત્તરોત્તર ધંધામાં તેમને ફતેહ જ મળ્યા કરી હતી. પિતા પચાસ હજારના આસામી લેખાતા, આજે કૃષ્ણુલાલ શેઠ પંદર–વીસ લાખના લક્ષાધિપતિ લેખાતા. કાંઈક કેળવણીનો સંપર્ક, કાંઈક અર્ધ-શ્રીમત્તા, કાંઈક સ્વાશ્રયથી ધંધા તથા સમૃદ્ધિમાં કરેલો વધારો, અને કાંઇક જીવનના અનેક અનુભવોમાંથી મેળવેલું ડહાપણુ, એ બધા ગુણોને યોગે કૃષ્ણુલાલ જનસમાજમાં, પોતાના ધંધાદારીઓના મંડળમાં અને ન્યાત–જાતમાં એક શાણુા અને પ્રતિષ્ઠિત સજ્જન લેખાતા. તે સ્વધર્મનિષ્ઠ પણુ લેખાતા. સ્વધર્મનાં દેવસ્થાનોના ઉદ્ધાર માટે તેમણે ધન વાપર્યું હતું, જૈન મુનિરાજોનાં સુખસગવડ માટે તેમણે પુષ્કળ પૈસાનું દાન કર્યું હતું, કાઠિયાવાડમાંના પોતાના વતનના ગામમાં એક મોટી ધર્મશાળા બંધાવી હતી અને જ્ઞાનનાં અનેક પુસ્તકો છપાવીને તેની છૂટથી લ્હાણી કરી હતી. આટલી ઉદારતા છતાં કૃષ્ણુલાલને કોઈ ઉડાઉ કહી શકે તેમ નહોતું, બલકે ઘણી વાર તે કંજૂસની પદવી પામતા ! વેપાર–ધંધામાં તે કેવળ કરકસરથી આગળ વધ્યા હતા, એટલે કરકસર એમના જીવનનો મુખ્ય સિદ્ધાંત હતો. મુંબઈમાં તે બે મીલોના

એજંટ હતા; એઉ મીલોનો વહીવટ તે જાતે કરતા; મીલોમાં મેનેજર, સેક્રેટરી અને અનેક કલાર્કો હતા, પરન્તુ મેનેજર સુદ્ધાંત શેઠને પૂછ્યા વિના એકકે લ્હેણુ-દેણનો સોદો ઉતારી શકતો નહિ; અને કદાચ કોઈ સોદો મેનેજરે કર્યો હોય, તેમાં પોતાને પૂછવામાં ન આવ્યું હોય અને જરા પણ ખોટ કે ઓછો નફો જણાતો હોય, તો તેનો ટોપલો મેનેજરને માથે ઓઢાડતાં શેઠ અચકાતા પણ નહિ. મીલના નોકરોને વ્યર્થ ત્રાસ આપવા શેઠ ઇચ્છતા નહિ, પણ બાર કારકુનોનું કામ દસ કારકુનો પાસેથી લેવામાં તેમને પોતાનું સાચું કરકસરિયાપણું દેખાતું. માંદો પડેલો કારકુન દસ–બાર દિવસથી વધારે વાર ગેરહાજર રહે કે તુરત તેને ત્યાં શેઠની ચીઠી પહોંચી જતી કે તમને નોકરી-માંથી કમી કરવામાં આવ્યા છે. શેઠ દયાળુ હતા, શ્રાવક પણ હતા, પરન્તુ માંદા કારકુનની જગ્યાએ નવો કારકુન રાખવો પડે, તો મીલને બેવડું ખર્ચ થાય અને મંદીના જમાનામાં તે ન પોસાય, એવું વહેવારુ ડહાપણ શેઠને કારકુનની માંદગી દરમિયાન માનવતા દાખવવાનું ભુલાવી દેતી. છતાં કૃષ્ણલાલ શેઠે ઘણાં દાનો કર્યાં હતાં, અનેક સ્થળે તેમની કીર્તિની ધ્વજાઓ ફરકતી હતી તથા આરસની તખ્તીઓમાં તેમનું કોતરાયેલું નામ દીપતું હતું.

અને તેમનું ગૃહજીવન પણ તેમની શાણા, પ્રતિષ્ઠિત તથા ધર્મિષ્ઠ સજ્જન તરીકેની કીર્તિને દીપાવતું હતું. તેમની ઉમર અત્યારે અડતાળીશેક વર્ષની હતી. તેમને બે પુત્રીઓ તથા એક પુત્ર એટલાં સંતાનો હતાં. ધનવાન પુરુષને એ વયે પરણવું હોય તો તે સહેલાઇથી પરણી શકે; કદાચ થોડું ખર્ચ કરવું પડે પણ તેની શેઠને કાંઈ ચિંતા નહોતી; છતાં તેમણે પરણવાની સાફ ના પાડી હતી. પોતાની પુત્રી જેવડી કન્યાને પરણવું, પુત્ર–પુત્રીઓની ઉપર સાવકી માતા લાવવી, ઘરમાં કંકાસનું બીજ રોપવું, એ કયા ડાહ્યા માણસને ગમે ? જ્યારે તે રાંડ્યા ત્યારે તો મુંબઈના અને કાઠિયાવાડના તેમના ન્યાતીલા-ઓમાં તેમના ભાવિ લગ્નની ઘણીએ વાતો થવા લાગી ગઈ હતી.

ન્યાતની મોટી મોટી કન્યાઓનું વસતીપત્રક પણ ન્યાતના ચોવટિયાઓ જીભની અગ્રે રાખીને અનેક ચોકઠાં ગોઠવાઈ જવાની વાતો કરતા હતા. ન્યાતના યુવકો એ વાતોથી ખળભળાને છાને ખૂણે એકઠા થઈ નક્કી કરતા હતા કે જો કૃષ્ણલાલ શેઠ હવે પરણે અને ન્યાતની કોઈ કુમારિકાનો ભવ બગાડે, તો તેમની સામે પગલાં લેવાં, પિકેટિંગ કરવું, વિરુદ્ધ પ્રચારકાર્ય કરવું અને તેમને ફજેત ફજેત કરી મૂકવા. પરંતુ કૃષ્ણલાલ શેઠે કોઈના ડરથી નહિ, પણ પોતાની દીર્ઘ દૃષ્ટિથી જ પરણવાની ના કહી હતી, અને ત્યારથી ન્યાતના યુવકો પણ ન્યાતના એક આદર્શ સજ્જન તરીકે તેમની પ્રશંસા કરતા થયા હતા.

આવા ચતુર પુરુષે વિભાવરીનું વેવીશાળ માનચંદ શેઠના શ્યામલાલ વેરે કેમ કર્યું હશે, તેવો પ્રશ્ન ચંદ્રવદનને અને ન્યાતના બીજા જે માણસો શ્યામલાલને બરાબર ઓળખતા હતા તેમને પણ થયા કરતો હતો. પરંતુ કૃષ્ણલાલ શેઠ પોતે માનતા નહોતા કે પોતે એમાં જરા પણ ભૂલ કરી છે. એટલું ખરું કે શ્યામલાલનું કમ-અક્કલપણું સંપૂર્ણ રીતે કૃષ્ણલાલના ખ્યાલમાં આવી શક્યું નહોતું, કારણકે તે મેટ્રીક સુધી પહોંચેલો, શરીરનો તંદુરસ્ત અને રૂપાળો જુવાન છોકરો હતો, છતાં તે ભોળો અને ઓછી આવડતવાળો છે એટલું તે જાણતા હતા જ; પણ ભોળપણ અને ઓછી આવડત તો માત્ર ધન કમાવામાં જ આડાં આવે છે અને શ્યામલાલને ધન કમાવાની જરૂર પડે તેમ નહોતું એવી કૃષ્ણલાલ શેઠની ગણત્રી હતી; એટલે એ ભોળપણ અને ઓછી આવડત વિભાના વર તરીકેની શ્યામલાલની લાયકાતમાં ઊણપ આણનારાં નહોતાં. કૃષ્ણલાલ શેઠે ન્યાતમાં બીજે ઘણે ઠેકાણે વિભાને માટે નજર નાંખી હતી, પણ ક્યાંક વિદ્યા હતી ત્યાં ધન નહોતું, ક્યાંક ધન હતું ત્યાં તંદુરસ્તી નહોતી, વિદ્યા અને તંદુરસ્તી હતાં ત્યાં હલકું કુળ હતું, અને ધન, વિદ્યા, તંદુરસ્તી તથા પ્રતિષ્ઠા બધુંય હતાં, ત્યાં પોતાની ન્યાતનો ગોળ નહોતો ! ન્યાત એક એવું વર્તુળ હતું કે જેના પરીઘની બહાર

કૃષ્ણુલાલ શેઠ સ્વપ્ને પણ જઇ શકે તેમ નહોતું. એ પરીધમાંથી જ તેમને વિભાને માટે એવો વર શોધવો હતો કે જે કુળવાન હોય, ધનવાન હોય, તંદુરસ્ત હોય અને ભણેલો પણ હોય; પરન્તુ ભણતર એ ધનની ગેરહાજરીમાં જ આવશ્યક વસ્તુ છે એવો ખ્યાલ-વિદ્યાનો ઉપયોગ ધન કમાવા પાછળ જ કરવાનો ખ્યાલ–આ ધનવાનના મગજમાં વજ્રલેપ થઈ ગયો હતો એટલે છેવટે તેણે વિભાને માટે શ્યામલાલની જ પસંદગી કરી હતી. વેવીશાળ કર્યાં પૂર્વે પુત્રીને પૂછી જોવા જેટલી સમાજજાગૃતિ તે સમયે નહોતી, અને ભલે અત્યારે મુંબઇવાસી, છતાં મૂળે કાઠિયાવાડના જ પાણીમાં ઉછરેલા માછલાને એ પાણીની બહારનો પ્રકાશ જોવાની જરૂર જ લાગી નહોતી.

ભોજન, ઉંઘ અને આરામ સિવાયનો મોટો ભાગ કૃષ્ણુલાલ શેઠ મીલોના કામમાં જ ગાળતા. અવકાશના બધા સમયનો સારી રીતે ઉપયોગ કરવાને અને ફાજલ પડતા પૈસાને કમાતા કરવાને તેમણે કાનપુર, કલકત્તા અને મદ્રાસમાં “ ચંપકલાલ એન્ડ કંપની ” ના નામથી કાપડ વેચવાની એજન્સીઓ કાઢી હતી અને એ એજન્સીઓનો નફો મીલો ખાતે નહિ જતાં શેઠના પોતાના જ ગજવામાં પડતો હતો. આ ઉપરાંત શેઠના પિતાના નામની એક શરાફી પેઢી ચાલતી હતી અને મીલોનો નાણાં સંબંધી વહીવટ એ પેઢી દ્વારા ચાલતો એટલે પેઢીને જે આડત કે વ્યાજ–વટાવનો ગાળો મળતો, તે પણ શેઠના પોતાના જ ગજવામાં જતો. હજી એકાદ મીલસ્ટોર્સની કંપની કાઢવાનો અને કોલસાની એજન્સી લેવાનો શેઠનો ઇરાદો હતો કારણકે મીલોમાં વપરાતો સ્ટોર્સ અને કોલસા એ બેઉ ઉપર બીજા વેપારીઓને કમીશન રળાવવું, તે કરતાં તે બીજે જ નામે પોતે રળી લેવું શું ખોટું, એવો વિચાર શેઠને વારંવાર આવ્યા કરતો હતો. તેમના ઉદ્યમશીલ સ્વભાવ મુજબ બધાં ખાતાંઓની સંપૂર્ણ દેખરેખ વિના તેમને ચેન પડે તેમ નહોતું, અને હવે જો મીલસ્ટોર્સની કે કોલસા વેચવાની કંપનીઓ કાઢવામાં આવે તો રાત્રિના આનંદ-વિનોદ

ઉપર કાપ મૂકયા વિના ચાલે તેમ નહોતું, તેથી જ તેમણે હજી આ સાહસો ઉઠાવ્યાં નહોતાં.

શ્રાવક કુટુંબના નિયમ મુજબ તે રોજ સાંજે છ વાગ્યા પહેલાં ભોજન કરતા અને પછી આનંદ, વિનોદ અને આરામ માટે ફરવા નીકળતા. આનંદ–વિનોદ વિના થાકેલા મગજને તાજગી મળતી નથી, એકધારા જીવનનો કંટાળો ઊતરતો નથી, સ્વાસ્થ્ય બગડે છે અને ચિત્ત અપ્રસન્ન રહ્યા કરે છે. બાળ, યુવા અને વૃદ્ધ સૌને તાજગી માટે આનંદ–વિનોદની આવશ્યકતા હોય છે જ, પરન્તુ જેઓ એનું મૂલ્ય નહિ સમજતાં દિવસ અને રાત જીવનકલહમાં ગાળ્યા કરે છે તેઓ સ્વાસ્થ્યને બગાડે છે અને સ્વભાવને પણ બગાડે છે. શેઠ આ બધું સમજતા અને આ વયે પણ તે આનંદ–વિનોદમાં જરૂરી સમય ગાળતા.

આનંદ–વિનોદને માટે શેઠ કોઇ વાર ધનવાન વેપારીઓની એક કલબમાં જતા, કોઈ વાર 'હેંગીંગ ગાર્ડન'માં જતા, કોઈ વાર બંદર પર ફરવા જતા, કોઇ વાર સીનેમામાં જતા અને કોઈ વાર 'ફેરી બોટ' માં બેસી દરિયાની સહેલ પણ કરતા. તાજેતરમાં ફેરી બોટની સહેલ તેમને બહુ ગમી ગઇ હોય એમ જણાતું હતું, કારણ કે તે ઘણી વાર રાત્રે બંદર પર લોકોના જોવામાં આવતા અને કલાકો સુધી તેમની મોટર રાહ જોઇને ઊભી રહેતી.

આજે બોટમાંથી ઊતરીને તે મોટરમાં બેસવા જતા હતા ત્યારે બંદર પર ઊભેલો એક જુવાન તેમને આશ્ચર્યથી જોઈ રહ્યો અને મનમાં બબડ્યો: "અહો, આ તો કૃષ્ણુલાલ શેઠ! તે ફરીથી પરણ્યા કે શું?"

તેમની સાથે એક જુવાન સ્ત્રી હતી. સ્ત્રીની સાથે જ તે બોટ પરથી ઊતર્યા હતા અને તેની સાથે જ તે મોટરમાં બેસીને હંકારી ગયા.

જુવાન પુનઃ મનમાં બબડ્યો: "પણ એમાં નવાઈ શું? ધનવાનોને એક કરતાં એકવીસ કન્યાઓ મળે!"

અને દોડી જતી મોટરને જોતો જોતો તે ચાલ્યો ગયો.



# ૧૦

# પ્રિયંકરા



ઘડિયાળ ટકોરા કરતી હતી. એક પછી એક અગિયાર ટકોરા થયા.

"ઓહો ! અગિયાર વાગી ગયા ! પ્રિયંકરા ! ઉઠ, ઉઠ, મારે હવે જવું જોઇએ."

"ઉંહું !"

"કેમ, ઉંહું ?"

"નહિ જવા દઉં !" કહેતી પ્રિયંકરા કૃષ્ણુલાલ શેઠના ખોળામાંના પોતાના મસ્તકને જરા આઘું લઈ બેઉ હાથે શેઠની કમરને ગાઢ બાથ લઈને તેમની તેમ સૂઈ રહી. શેઠના ખોળામાંથી માથું નહિ ખસેડવાનો કે શેઠને સોફા ઉપરથી જરાએ નહિ ચસકવા દેવાનો જાણે તેનો ઇરાદો હતો.

પ્રિયંકરાની સુંવાળી દેહલતા ઉપર હાથ ફેરવતાં કૃષ્ણુલાલે કહ્યું: "એમ ન કર, ચાલ ઉઠ જોઇએ. આજે તો બહુ મોડું થયું; સાંતાક્રુઝ પહોંચતાં મને મધરાત થશે."

"ભલે દિવસ ઉગી જાય !" પ્રિયંકરાએ સૂતાં સૂતાં જ કૃષ્ણુલાલનાં નેત્રોની સાથે નેત્રો મિલાવતાં જવાબ આપ્યો.

શેઠ હસ્યા. "તું તો દિવસે દિવસે ગાંડી થતી જાય છે, પ્રિયંકરા ! મારાથી અહીં રાતભર રહેવાય ?"

"કેમ ન રહેવાય ?"

"જો પાછી વધારે ગાંડી બની !"

"તમે જ મને ગાંડી બનાવી મૂકી છે. આમ હવે નહિ ચાલે."

"કેમ વારુ ?"

"તમે રોજ બે–ચાર કલાક આવીને જતા રહો, પછી મારું શું? મારો દિવસ જતો નથી. મને એકલાં ગોઠતું નથી."

"તારી બા છે, નોકર છે."

"એ બધાંને શું હું પૂજું? મને તમે ગાંડી બનાવી છે, તો તમારે જ ડાહી બનાવવી પડશે. ગમે તેમ કરો, પણ હવે અહીં રાત રહેવાની સગવડ કરો."

"તે તો ન બને."

"કેમ ન બને?"

"મારી પ્રતિષ્ઠા જાય, તેટલા માટે તો મેં તને પરણ્યા વિના જ અહીં રાખી છે. હું ધારત તો તને પરણી શકત નહિ?"

"એટલે એમ કે તમારે પ્રતિષ્ઠા છે, મન છે, મોજ છે, બધુંય છે; મારા અંગમાં તો જાણે મન જેવી કોઇ વસ્તુ જ નહિ હોય!"

"કેમ ન હોય? દરેક માણસને મન હોય."

"તો પછી તમે મારા મનને ગાંડું કેમ બનાવ્યું? તમે મને વચન આપ્યું હતું તે સાંભરે છે? એક લગ્નવિધિ સિવાય બીજી બધી રીતે તમે મારા પતિ થયા છો."

"હા, તે સાચું; પણ પ્રિયંકરા! તને દુઃખ થાય એવું હું નહિ કરું. મારી પ્રતિષ્ઠાને હાનિ ન થાય, તું મારી ને મારી રહે અને તને સંતોષ થાય એવો કાંઇ માર્ગ બતાવ."

"માર્ગ તો હું બતાવું છું કે તમે અહીં રહો; ભલે જમવાને સાંતાક્રુઝ જજો."

"ના, ના, એમ નહિ. મારા વિના તને દુઃખ થાય છે એ જાણીને મનેય દુઃખ થાય છે, તો કાંઇ વચલો રસ્તો બતાવ."

"તમે જૂઠું બોલો છો. તમને દુઃખ નથી થતું. એક કુમારિકાના દિલના દુઃખની તમને ખબર છે?"

"કેમ ન હોય?"

"ન જ હોય, કારણકે તમે કુમારિકા નથી; તમે પરણ્યા નથી; તમે પરણ્યા નહિ હો ત્યારે કુમાર હશો, પણ કુમારિકા નહિ હો."

શેઠ હસ્યા. પ્રિયંકરાની તર્કપટુ વાણીએ શેઠને ખૂબ આનંદ આપ્યો. તેમણે પ્રિયંકરાનું મસ્તક બેઉ હાથે ઉંચું લઇ ચુંબન કર્યું.

"બોલોને, તમને કુમારિકાના દિલના દુ:ખની ખબર છે?"

"ખબર છે એમ તો કહી શકું, પણ અનુભવ તો કયાંથી હોય? અનુભવ માટે તો સ્ત્રીનો અવતાર લીધે જ છૂટકો!"

"હાં! હવે સમજ્યા. ત્યારે સાંભળો, હું કુમારિકા છું. મારા દિલનો તમને અનુભવ ન હોય, માટે હું કહું છું કે તમારે હવે અહીં જ રહેવું."

શેઠ ચૂપ બની ગયા.

"જવાબ આપોને! હા કહોને! હોઠ ઉઘાડો!" પ્રિયંકરાએ પોતાની આંગળીઓ વડે શેઠના હોઠને બળાત્કારે ઉઘાડવાનો યત્ન કરવા માંડયો. થોડા યત્ને હોઠ ન ઉઘડયા એટલે તે બેઠી થઈ અને બેઉ હાથે શેઠના હોઠ ખુલ્લા કરીને બોલી: "હવે હા કહો!"

પ્રિયંકરાની રમૂજે અને રમતિયાળપણાએ શેઠને ખૂબ હસાવ્યા, પણ તે હકાર ન ભણ્યા.

"હસો છો ખરા, પણ હા નથી કહેતા."

"હા કહેવાય તેમ નથી, ગાંડી! તું જાણે છે કે હું આરુબદાર વેપારી છું, શરાફ છું, ત્રણ સંતાનોનો પિતા છું, લોકદૃષ્ટિએ વિધુર છું, વિધવા બહેનનો ભાઇ છું અને વરસ દહાડા પછી કદાચ દાદો પણ થઇશ! હું તારે ત્યાં પડ્યાપાથર્યો રહું તો લોકમાં મારી શી દશા થાય તે તું જાણે છે? લે, આ બધી તને સાચી વાત કહી દીધી."

"પણ મારી સાચી વાત તમે ભૂલી જાઓ છો ને! સાંભળો, હું આબરુદાર પિતાની પુત્રી છું, દુર્ભાગ્યે પિતા મરણ પામ્યા એટલે માતાની છત્રછાયામાં છું; ગરીબાઈને કારણે માતાએ મને પરણાવવાને બદલે તમને સોંપી છે, પણ તે તમારું રમકડું બનાવવા માટે નહિ;

મારા સુખ માટે પણ હું તમારી થઇને રહી છું. તમે ઘેર ભૂખ્યા આવો અને હું તમને પીરસી, હસતીરમતી, વાતો કરાવતી જમાડું એવા મનેય કોડ છે. દુર્ભાગ્યે એ કોડ પૂરા થતા નથી તો ખેર, પરંતુ તમારો ખૂબ–ખૂબ સહવાસ પણ મને ન મળે? તમારી સાથે ધરાઇને વાતો કરું એટલો સમય પણ તમે મને ન આપો? તમે તમારી પ્રતિષ્ઠાને રડો છો, પણ એક કુમારિકા બાળાના સ્વામી-સહવાસઘેલા ચિત્તડાને કેમ ભૂલો છો, મારા શેઠસાહેબ?" અને પ્રિયંકરાએ લાડમાં જ શેઠનો કાન પકડીને જરા આમળ્યો.

"માફ કર, પ્રિયંકરા! તારી બધી વાત સાચી છે. પુરુષના ચિત્તને સ્ત્રીનો સહવાસ પ્રફુલ્લિત કરે છે, તો સ્ત્રીને પણ પુરુષનો સહવાસ પ્રફુલ્લિત કરે જ અને સ્ત્રી પણ એવા સહવાસને વાંછે જ. મને તારી દયા આવે છે, ખરેખર દયા આવે છે; જરા ઉનાળો આવવા દે; વિભાનાં લગ્ન કરીને આપણે સાથે ઉટાકામંડ કે નૈનિતાલ જઇને રહીશું અને બે માસ સુધી ચોવીસે કલાકનો સહવાસ સેવીશું; બસ, પછી છે કાંઈ? હવે તો રાજી થઇને?"

પ્રિયંકરા હસી. શેઠને તેનું હસતું વદન જોઇને આનંદ થયો. ભ્રભંગ કરી આંખો નચાવી પ્રિયંકરા બોલી: "ફોસલાવતાં સારું આવડે છે, હોં! ત્રણ માસ પછીની વાત આજથી કહીને મને ફોસલાવો છો, પણ ત્રણ મહિના કેટલા લાંબા છે તે જાણો છો? તમારી વિભા તે જાણે, તમે ન જાણો."

શેઠ અબોલ રહ્યા. પ્રિયંકરા વિભાનું નામ વચ્ચે લાવી તે શેઠને ગમ્યું નહિ, પરંતુ મનના એ ચચણાટનું સંવેદન થતાં પહેલાં તો તે ઉઠવા લાગ્યા, અને પ્રિયંકરાએ હાથ પકડી પાછા બેસાડ્યા.

"હજી શું છે?"

"બપોરે તો તમે મીલમાં હો છો ને?"

"હા."

"બપોરે ચાહ ક્યાં પીઓ છો?"

" મીલની ઓફીસમાં જ."

" ત્યારે કાલથી રોજ તમારે ચાહ પીવા માટે અહીં જ આવવું." પ્રિયંકરાના મુખમાંથી આજ્ઞા નીકળી.

આ ચતુર છોકરીની કળાઓની જાળમાં ગુંથાતાંય કૃષ્ણુલાલ શેઠનું ચિત્ત મોજ અનુભવતું હતું. તેમણે પ્રિયંકરાની આજ્ઞા માન્ય રાખી, ત્યારે જ શેઠના વિદાયગીરીના ખરીતાને પ્રિયંકરાના ચુંબનની મહોર વાગી.

મનુષ્યની જાતીય ક્ષુધા કેવળ દેહની જ હોતી નથી, દિલની પણ હોય છે. દિલની ક્ષુધાનો અંત દેહની ક્ષુધાતૃપ્તિથી આવે અને ન પણ આવે; દેહક્ષુધાની તૃપ્તિ એ હમેશાં દિલની ક્ષુધાની તૃપ્તિ નથી હોતી. જાતીય ક્ષુધાનું ફાંટાબાજપણું જગતમાં વિધવિધ અનર્થો નીપજાવી રહ્યું છે. દંપતીઓના જીવનને અને સંસારને તે છિન્નભિન્ન કરે છે. બાહ્ય દૃષ્ટિનાં સજોડાંને તે કજોડાં બનાવે છે, પુરુષને ગૃહ-જીવનમાં અસંતુષ્ટ કરે છે, સ્ત્રીમાં પતિ તરફ અણગમો જન્માવી પતિના મિત્ર પ્રત્યે અનુરાગ જન્માવે છે, વૃદ્ધના ધોળામાં ધૂળ મેળવે છે, ભણેલાના ભણતરને ભુલાવી દે છે અને અમલદારોના અમલદારીના કેફને ઉતારી એકાદ નાચીજ બજારુ સ્ત્રીદ્વારા પાણી ઊતરાવે છે! દેહની એકતા છતાં દિલની એકતા જ્યાં નથી થતી, દિલની બેટરીઓમાંનાં રાસાયનિક મિશ્રણો સમરસ થઇને વિદ્યુત્ નથી નીપજાવી શકતાં, ત્યાં જાતીય ક્ષુધા અણસંતોષાયલી જ રહે છે. આમ અનેક રીતે એ માનવજીવનમાં અરાજકતા પ્રસારે છે.

છતાં એ જાતીય ક્ષુધાનો સ્વીકાર સ્વમુખે કોઇ કરતું નથી! તેમાં અવિવેક, અસભ્યતા, અનીતિ અને અસંયમ મનાય છે અને જાતીય ક્ષુધા હોવી એને જ દુર્ગુણ માનવામાં આવે છે! આ પરં-પરાગત ભૂલને પરિણામે માનવના બાહ્ય અને આંતર જીવનની વચ્ચે એક એવી દિવાલ ઊભી થાય છે કે જેથી તેની માનવતાનું મૂલ્ય ઇતર મનુષ્યની દૃષ્ટિ આંકી શકતી નથી અને આંકે છે તો તે મૂલ્ય

સાચું કે ખોટું હોવાની કોઇ ખાત્રી આપી શકતું નથી. બહારથી નીતિમાન માણુસ અંદરથી તેવો જ હશે તે જેમ કોઇ કહી શકતું નથી, તેમજ બહારના અનીતિમાન મનુષ્યમાં કાંઈ ગુણવિશિષ્ટતા હશે તે પણ કોઇ છાતી ઠોકીને કહી શકતું નથી. જીવનમાં આ દંભાચારનો પ્રચાર માનવને કેટલો માનવતાવિહીન બનાવે છે તેનો વિચાર ભાગ્યે જ કોઇ કરતું હશે.

કૃષ્ણલાલ શેઠે નાણાં ખર્ચીને અઢાર વર્ષની એક સ્વરૂપસંપન્ન બ્રાહ્મણ કુમારિકાને બારેક માસથી પોતાની પ્રિયતમા બનાવી હતી, કારણકે નવી પત્ની પરણીને તેની જવાબદારી ઉઠાવવા તે તૈયાર નહોતા. નવી કુમારિકા પત્ની પોતાની જ ન્યાતમાંથી અને પોતાના જ ગોળમાંથી તેમને મળી શકત કે નહિ એ પ્રશ્ન હતો, પરન્તુ જો મળી શકે તોપણ તેમને પરણવું નહોતું; કુમારિકા ન મળી શકે અને વિધવા મળે તો તેમનાથી પરણાય જ નહિ; તેમને માત્ર જવાબદારી વિના એક સ્ત્રી જોઈતી હતી અને આ રીતે તેમણે એ માર્ગ કાઢ્યો હતો. પોતાના તન અને મનના આરામ માટે સ્ત્રી જોઈએ એમ તો તેમને પોતાના મનમાં સ્વીકારવું પડયું હતું, પરન્તુ પ્રતિષ્ઠા જાળવવાને તેમણે જે માર્ગ લીધો હતો તે માર્ગ કોઈના જાણવામાં આવવા દીધો નહોતો. સાંજ પડયા પછી તે રોજ મોટરમાં પ્રિયંકરાને લઇને ફરવા નીકળતા, પરંતુ તે તે વખતે એવી રીતે વેશ બદલી નાંખતા કે તેમને કોઈ વાણીઓ માને જ નહિ, પછી ઓળખી તો શકે જ કોણ ? બહુ જ હોશિયાર માણુસ કદાચ તેમને ઓળખે, પણ અલબેલી મુંબઈનગરીમાં એવી રીતે કોઈ ઓળખે તેથી પ્રતિષ્ઠાને હાનિ ન થાય એવી શેઠની સ્વાભાવિક સમજ હતી.

પરંતુ તન અને મનના આરામ માટે વિજાતીય સહચારની જે આવશ્યકતા તેમને પોતાને જણાઇ હતી, તે આવશ્યકતા બીજાને પણ હોય એમ કૃષ્ણલાલ શેઠ પોતાના મનમાં પણ સ્વીકારવા તૈયાર નહોતા. લોકોએ દુનિયાના બધાય નીતિના નિયમો પાળવા જોઇએ,

પરણેલાં પતિ–પત્નીએ હળી મળીને એક બીજામાં સંતોષપૂર્વક રહેવું જોઈએ, એમ તે માનતા. જે મનનો આરામ પોતાને જોઇતો હતો તે સૌને જોઈએ એવો તેમને ખ્યાલ જ નહોતો. કોઈ મેલાવડાઓમાં પુરુષો બીજાની સ્ત્રીઓની સાથે હસી–હસીને વાતો કરતા તે જોઇને શેઠને સૂગ ચડતી અને તેમને તે નિર્લજ્જ માનતા, કોઇ સ્ત્રી જુવાન પતિને છોડીને બીજાઓની સાથે થનગન નાચતી વાતો કરતી તે જોઇને શેઠને તેનો તે વ્યભિચાર લાગતો અને એવો વ્યભિચાર કરવાનું તેને મન જ કેમ થતું હશે તે તેમને સમજાતું નહિ. જો પોતાના જ મનોભાવનું પૃથક્કરણ તેમણે કર્યું હોત, તો એ બધું તે સમજી શકે તેમ હતું; પરન્તુ દંભાચારને પોષી રહેલું તેમનું માનસ એવી માનવતાથી વિહીન બની ગયું હતું, એટલે તેમની દષ્ટિ એટલે દૂર જઇ શકતી નહિ.

અને હા, જો એ માનસ એટલું પતિત ન થયું હોત, તો તેમણે વિભા જેવી પુત્રીને માટે પતિ તરીકે ઓછી આવડતવાળો અને ભોળો શ્યામલાલ ન જોયો હોત, જમાઇની ધનવત્તા અને તંદુરસ્તી પુત્રીને બધાંય સુખો આપી દેશે એવી ગણત્રી તેમણે ન કરી હોત, પ્રિયંકરાના દિલની ક્ષુધા તેના મુખેથી જ સાંભળવા છતાં તેના જેટલી જ વયની વિભાના દિલને યાદ પણ નહિ કરવા જેવી તુચ્છ મનોદશા તેમનામાં આવીને ન વસી હોત.



## ૧૧

## અંતરનાં ગુહ્યની ધીરધાર



મોટાં નગરોમાં અનેક વિભક્ત અને સંયુક્ત કુટુંબો હોય છે, પરન્તુ તેનું જો પ્રમાણ કાઢવામાં આવે તો જણાઇ આવે કે ઘણેખરે સ્થળે કૌટુમ્બિકતા હોતી નથી. નાનાં ગામોનાં કુટુંબોમાં કૌટુમ્બિકતા વિશેષ દેખાશે પરન્તુ સ્થિતિરક્ષકતાએ જાળવી રાખેલી એ કૌટુમ્બિકતા હોય છે.

એ કૌટુમ્બિકતાનાં સદંશોનું જ્ઞાન નહિ હોવાને લીધે તેને ધસાતાં–ભુંસાતાં વાર લાગતી નથી કિંવા તે વિકૃત પણ ત્વરાથી થાય છે અને તેમાંથી અનર્થો નીપજે છે. કુટુંબનો આશય કૌટુમ્બિક સંસ્કારોનો વારસો ઉત્તરોત્તર પ્રજામાં રેડતા રહેવાનો છે. કુટુંબનો વડીલ, કિંવા સંસ્કારી સ્ત્રીપુરુષ કુટુંબની પ્રત્યેક વ્યકિતના સંપર્કમાં રહ્યા કરે, બધી વ્યક્તિઓને પોતાની સમીપે એકત્ર કરી તેમનામાં સામુદાયિક રીતે સંસ્કારની ધારા વહાવે અને એ રીતે બધી વ્યક્તિઓનો પણ પરસ્પર સંપર્ક સાધીને તેમને એકબીજાથી અતડા બનતાં અટકાવે. પ્રત્યેક વ્યક્તિના મનોભાવ, માનસિક પ્રગતિ ને વિકૃતિ, હોંશ અને કોડ, ઉત્સાહ અને ઉદાસીનતા, શોખ અને ટેવ એ બધાંનું ધ્યાન કૌટુમ્બિક વડીલ રાખતો રહે અને તેમનામાં ઉત્સાહ પ્રેરી આગળ વધારે કિંવા અનર્થની ચેતવણી આપી અટકાવે, તેના ઇષ્ટ મનોભાવને સંતોષે કિંવા અનિષ્ટ મનોભાવને સન્માર્ગે વાળવાનું સમજાવે. ઉચ્ચ કૌટુમ્બિક સંસ્કાર આ રીતે રેડવામાં આવતા, ત્યારે આનુવંશિક સંસ્કારોવાળી પ્રજા થતી અને વંશનું મહત્ત્વ પણ તેથી જ સ્થપાયેલું. આજે તેના લીસોટા માત્ર રહ્યા છે. નાનાં ગામોમાં પ્રવૃત્તિ ઓછી હોય છે એટલે સવારે નાસ્તા વખતે કે રાત્રે ભોજન પછી ઘરનો વડીલ છોકરાંઓને પોતાની આસપાસ એકઠાં કરી કાંઈ–કાંઈ વાર્તાવિનોદ કરે છે પરન્તુ આ રીવાજ પણ હવે ત્યાં ભુંસાતો જાય છે. મોટાં શહેરોમાં તો કૌટુમ્બિક જનોનો પરસ્પર આટલો સંપર્ક પણ નાશ પામતો જાય છે. સૌ પોતાની જ પ્રવૃત્તિમાં મશગુલ હોય છે અને પોતપોતાના જ તાનમાં મસ્તાન હોય છે! વડીલને ધંધાની કે નોકરીની સગવડ જ લક્ષ્ય હોય છે; છોકરાંઓને પોતાના ભણતર કે ગમ્મત સિવાય બીજું કશું કર્તવ્ય જ હોય એમ લાગતું નથી; અને સ્ત્રીવર્ગને ઘરકામ કે કુથલી–તડાકા વિના બીજું સૂઝતું નથી. આખા કુટુંબને એક જ સમયે કલાક–બે કલાક સાથે બેસીને વાતો કરવાનું મળે એવો સમય તો મહિને–બે મહિને પણ ભાગ્યે જ આવે, એવી

વસ્તુસ્થિતિમાં પરસ્પરનો સંપર્ક ઘસાય છે, લાગણીઓ શિથિલ બને છે, વ્યક્તિગત અતડાપણું વધે છે, પોતાના સંસ્કારો બાળકોમાં રેડવાનો સુયોગ વડીલને પ્રાપ્ત થતો નથી કે તેમનાં ઊર્મિ–અભિલાષો જાણવાનો અવસર મળતો નથી.

કૃષ્ણલાલ શેઠનું કુટુંબ પણ એ જ પરિસ્થિતિમાં સંડોવાયલું હતું, પરન્તુ એ પરિસ્થિતિમાં કાંઈ ઇષ્ટતા–અનિષ્ટતા છે કે નહિ તેનો તેમણે કદાપિ વિચાર કર્યો નહોતો. ધંધાની પ્રવૃત્તિ એ તેમનો ખોરાક હતો અને પિયંકરાને ત્યાં બે–ચાર કલાક ગાળવા એ તેમનો વિરામ હતો. સ્હવારે ચાહ–નાસ્તો લઇને તે સાંતાકુઝને બંગલેથી નીકળી પડતા તે અગીઆર વાગે પાછા જમવા આવતા. સ્હવારના ત્રણ કલાક તે મીલોમાં જઈ ટપાલ તપાસી તેની વ્યવસ્થા કરતા. જમીને એક વાગે તે ઘેરથી નીકળી કાપડની એજન્સીની ઓફિસે થઈ પાછા મીલમાં જતા અને ત્યાં ચાહ પીતા, પરન્તુ હવે તો ચાહપાન માટે પ્રિયંકરા પાસે જવાનું ઠર્યું હતું. સાંજે તે પોતાની શરાફી પેઢી પર લટાર મારી, બીજા દિવસ માટેની નાણાં પ્રકરણી તજવીજ રાખી ઘેર જમવા જતા. રાત્રે તે ફરવા નીકળતા તે ઘેર અગીઆર કે બાર વાગે પ્હોંચીને ઉંઘી જતા.

શેઠ પોતાની આ દિનચર્યા નિયમિત રીતે કર્યા કરતા. તેમાંનો સ્વલ્પ પણ સમય તેમણે પોતાનાં સંતાનો માટે જુદો કાઢ્યો નહોતો; હા, એ સમય દરમ્યાન એ સંતાનો કે તેમની વતી વિજળીબાઈ કાંઈ પૂછે–ગાછે તો શેઠ તેનો જવાબ આપતા અને માંગવામાં આવે તે ચીજની વ્યવસ્થા કરી આપતા. તેમાંના કોઇની માંદગી આવી પડે તો શેઠ તે જાણી લેતા અને નર્સ, ડોકટર તથા દવા દારુની વ્યવસ્થા કરીને પોતાની દિનચર્યા નિયમિત રીતે પૂરી કરતા. ઘેર રાંધી ખવડાવવા માટે રસોઈઓ હતો, ભણાવવા માટે માસ્તર હતો, કામકાજ માટે ચાકરો હતા, ફરવા જવા મોટરો હતી; એ પ્રમાણે બધી સગવડ શેઠે કરી આપી હતી, પછી સંતાનોને બીજું કાંઈ

જોઇએ એવી તેમને ખબર નહોતી. તોપણ તેમને વખતસર પરણા-વવાં જોઇશે એ તેમના ધ્યાન બહાર નહોતું, એટલે તેમણે વિભાને ઠેકાણે પાડી હતી અને વખત થતાં બીજાંને પણ ઠેકાણે પાડવાનું તે ભૂલે તેમ નહોતું. ઘણું કરીને રોજ સ્હવારે ચાહ વખતે એક જ ખંડમાં સૌ એકઠાં મળે એમ બનતું ખરું, પરંતુ સૌ એકઠાં મળે જ એવો કાંઈ નિયમ નહોતો. બંગાળી કુટુંબની પેઠે જ્યાંસુધી બધાં હાજર થાય નહિ ત્યાંસુધી ચાહપાન શરુ થઈ શકે નહિ એવું કડક શિસ્તપાલન નહોતું. સૌને પોતાની સમીપે એકઠાં કરી તેમની સાથે વાતો કરવી કે ઘડીભર વિનોદ કરવો એવું કોઈ લક્ષ્ય ચાહ-પાનના તેમના કૌટુમ્બિક મેલાવડામાં હતું જ નહિ; તેથી જ્યારે ચાહ કાઢવામાં આવે, ત્યારે ચંપક બિછાનામાં ઘોરતો હોય કે લીલા બગીચામાં કૂદતી હોય, તો તેમના વિના પણ શેઠ ચાહ પીને વખત-સર ઘેરથી મીલ પર જવા માટે નીકળી પડતા.

વિભા, લીલા અને ચંપક ત્રણેના જુદા જુદા અભ્યાસખંડો અને શય્યાખંડો હતા. તેઓ પોતાની સગવડે રસોડામાં પાટલે જઇ બેસતાં અને રસોઇઓ તેમને પીરસતો. તેઓને પરસ્પર વાતચીત કરવા જેવો તો કોઇ ખાસ વિષય હોતો નહિ અને વિજળી ફોઇને તેમની માંદગી વિષે કે તેમને શું જોઇએ છે એ સિવાય બીજું કશું પૂછવાનું હોતું નહિ. આ પ્રમાણે બધાં એકમાર્ગી અને એકલ-શૂરાં બનતાં; પરન્તુ તે બધાંમાં જે કાંઈ પણ ભાઈ–બહેનનો મમત્વ-ભાવ જાગ્યો હતો તે તેઓની ચંદ્રવદન માસ્તર સમક્ષની એકત્રિત હાજરીને આભારી હતો.

પોતાના વેવીશાળથી વિભાને જે કાંઈ કષ્ટ થયું હતું અને તેના ચિત્તમાં જે સતત ઉદ્વેગ વહેવા લાગ્યો હતો, તેની જરાસરખી ગંધ પણ ઘરમાં કોઇને આવી નહોતી. તેના વદન ઉપર ઉદ્વિગ્નતાની રેખાઓ અચૂક હતી, પરન્તુ તેના પિતાને તે દેખાઇ નહોતી અને તેની ફોઇને તેનું કશું કારણ દેખાતું નહોતું, એટલે તે ઉદ્વિગ્નતાની

રેખાઓ નહિ હોય પણ વિભાની સ્વાભાવિક ગંભીરતાની રેખાઓ હશે એમ એ જાડી બુદ્ધિની વાણિયણે માની લીધું હતું.

ગૃહના આવા શુષ્ક અને અતિગંભીર વાતાવરણમાં એક માત્ર ચંદ્રવદન જ વિભાના માનસિક કષ્ટ પ્રતિ સહાનુભૂતિમય માનસ ધરાવતો હતો. એ માનસના તંતુ–અણુનો પરિચય વિભાને અભ્યાસ દરમ્યાન થયો હતો. ઓચિંતું અને પહેલી જ વાર તેણે પોતાના અંતરનું ગુહ્ય ચંદ્રવદનના વિશ્વાસને ધીર્યું હતું.

બીજે દિવસે ચંદ્રવદન આવ્યો; ત્રણે બાઈબહેન લગભગ સાથે જ અભ્યાસખંડમાં હાજર થઈ ગયાં; ચંદ્રવદન સાથેની આગલા દિવસની વાતચીતનું અનુસંધાન લીલા અને ચંપકની હાજરીમાં આગળ ચલાવવાનું બને તેમ નહોતું. નિર્દોષતાને પણ જગત સમક્ષ નિર્દોષતા સિદ્ધ કરવી પડે એવી સમાજની દૃષ્ટિને વિભા અને ચંદ્રવદન ઓળખતાં હતાં.

અન્યથી અજ્ઞાત એવું એક ગુહ્ય વિભા અને ચંદ્રવદન વચ્ચે જન્મ પામ્યું. એ ગુહ્યને ધીરતાં વિભાએ ચંદ્રવદન પ્રત્યે વિશ્વાસ દાખવ્યો હતો. વિશ્વાસ વિશ્વાસને જન્મ આપે છે.

ગુહ્યને ગુહ્ય તરીકે હૃદયસંદૂકમાં પૂરી રાખતાં અને પરાયા વિશ્વાસની પાત્રતાનું ભાન થતાં, જે પરસ્પર સદ્‌ભાવનાં કિરણો પ્રકટે તે વિભા અને ચંદ્રવદનમાં પ્રકટયાં હતાં, પણ તે કેવળ નિર્દોષ હતાં.

એ સદ્‌ભાવે જ ચંદ્રવદનને પોતાનું ગુહ્ય વિભાને ધીરવાનું મન કરાવ્યું. ગુહ્યને ગુહ્ય તરીકે જાળવવા માટેના સદોષ આચરણમાં પણ ચંદ્રવદનને નિર્દોષતા ભાસી અને તેને વિભાએ સોંપેલો પત્ર તથા તે સાથે હરકોરનો પોતા પર આવેલો પત્ર એ બેઉ એક અભ્યાસની ચોપડીમાં દાબી એ ચોપડી–ચંપક તથા લીલાની હાજરીમાં–વિભાના હાથમાં મૂકી. વિભાએ ચોપડી લઈને તે ઉઘાડી. ચોપડી ઉઘાડતાં જ તેણે બે પત્રો જોયા. પોતાના પત્રને તેણે

ઓળખી લીધો પણ બીજો પત્ર તે ઓળખી શકી નહિ, છતાં તે પરનું સીરનામું જોઇને તે જરા વિચારમાં પડી. ચંદ્રવદનની પત્ર પહોંચાડવાની આ વિદગ્ધતાભરી રીતિથી પહેલાં તો વિભા ચમકી ગઈ. પોતાનું કે ચંદ્રવદનનું કશું દોષયુક્ત આચરણ હતું જ નહિ; પત્રો પણ નિર્દોષ હતા; છતાં આ ચોરી–છૂપી શામાટે ? તેણે જરા વિચાર કર્યો અને તેને સમજાયું કે, સમાજદૃષ્ટિ પ્રકટ સાચી નિર્દોષતા સહી શકે તેમ નથી અને અપ્રકટ સદોષતા સામે તેને સૂગ નથી !

તે એ બેઉ પત્રોને ચોપડીમાં જ દબાવી રાખીને, હસતી આંખે માસ્તર ભણી જોઇ, તેની વિગ્ધતા સમજી અભ્યાસમાં પરોવાઈ. પરંતુ અભ્યાસ હવે તેના મનને રુચે તેમ નહોતું. પહેલાં અભ્યાસમાં જ રોકાઈ રહેલી વૃત્તિ હવે ભાવિ જીવન–દિશાભિમુખ બની હતી. અભ્યાસ વૃત્તિમાંથી ખસી ગયો હતો.

વિભામાં જે ઉત્સુકતા જાગી હતી, તે પોતા પરનો પત્ર વાંચીને ચંદ્રવદનને શી લાગણી થઈ તે જાણવાની હતી. પોતાને એ બનાવટી પત્રથી ઠગવામાં આવી છે એવી વિભાની ખાત્રી હતી; ચંદ્રવદન પણ તેમ માનતો હતો કે નહિ, તે તેને જાણવું હતું. ચંદ્રવદને પોતા પર આવેલો પત્ર ચોપડીમાં મૂકયો હતો તે કોનો હતો, શામાટે તે પોતાને આપવામાં આવ્યો હતો, તે પણ તે જાણવા આતુર બની હતી; તે આતુરતા તો થોડી વાર પછી પત્ર વાંચવાથી શમે તેવો સંભવ હતો; પરન્તુ પેલી ઉત્સુકતા તો ચંદ્રવદન સાથે એકાંતમાં થોડી વાતચીત કરવાની તક મળે તો જ શમે તેમ હતું. એ તક કેવી રીતે મેળવવી ? લીલા અને ચંપક અઇ કાલે જેમ વહેલાં ઉઠીને વિદાય થયાં હતાં, તેમ આજે પણ થાય, તો પાછળ માસ્તર અને વિભાને થોડી વાતચીત કરવાનું મળે; પરન્તુ આજે તે તક ન મળી. અભ્યાસનો સમય પૂરો થયો અને શિક્ષક તથા વિદ્યાર્થીઓ એકી સાથે જ છૂટાં પડયાં.



## ૧૨

## समानशीलव्यसनेषु सख्यम्



વિભાએ પોતાના અભ્યાસખંડમાં પાછાં ફરીને તુરત જ ચંદ્રવદને આપેલો પોતાના સરનામાવાળો પત્ર ઉખાળ્યો, અને વાંચવા માંડ્યો. તેને પણ આખો પત્ર બંધ બેસાડતાં બહુ વાર થઇ અને તેનો મથિતાર્થ સમજવાને તે બીજી વાર વાંચવો પડ્યો. પત્ર વાંચી રહીને તેણે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો : "ગરીબ બિચારા માસ્તર ! તેમની કોટે પણ પત્થર જ બંધાયો છે !"

વિભાને પોતાનું મનોદુઃખ સાલતું જ હતું, તોપણ તેને ચંદ્રવદનની દયા આવ્યા વિના રહી નહિ. પોતાને જેમ અજ્ઞાન સુખપ્રદ લાગતું હતું, તેમ માસ્તરનેય અજ્ઞાન સુખપ્રદ લાગે છે કે નહિ, તે તે જાણતી નહોતી, બેઉ વચ્ચે તે વિષે વાતચીત થઇ નહોતી; પરંતુ તે અનુમાન કરી શકતી હતી કે આ હરકોરની સાથે જીવન વીતાડવાનો વિચાર માસ્તરને પણ પોતાના ભણતર ઉપર તિરસ્કાર ઉપજાવનારો થઈ પડવો જોઈએ.

અને તેનું તે અનુમાન બીજે જ દિવસે સાચું પડ્યું. ચંદ્રવદન ભણાવવા માટે આવ્યો અને તુરત જ વિભા આવી. ચંપક તથા લીલાને આવતાં વાર થઈ, તેટલો સમય તેમને પોતાના વિચારોનો વિનિમય કરવા માટે મળ્યો.

વિભાએ ચંદ્રવદનને તેનો પત્ર પાછો આપ્યો અને પૂછ્યું : "મારો પત્ર વાંચીને સરખામણી કરી ?"

"કરી, અને તેથીએ વિશેષ માહિતી મેળવી. અને મારી ઢીંગલીનો પત્ર વાંચ્યો ?" ચંદ્રવદનના મુખમાં સ્મિત સ્ફુર્યું પણ એ ફીક્કું સ્મિત હતું–તૂટી પડતા હૃદયનું સ્મિત હતું.

તેવા જ સ્મિત સાથે વિભા બોલી : "વાંચ્યો. સાચું કહું તો મારું અને તમારું સંકટ એકસરખું છે; તમને શું એમ નથી લાગતું ?"

"લાગે છે, અને મને પણ હવે મારું ભણતર સાલે છે."

વિભાના વદન ઉપર વિજયનું તેજ આવ્યું. તે ક્ષણભર માસ્તરને જોઈ રહી. પોતે અને પોતાની સામે ઊભેલો પોતાનો વિદ્યાગુરુ એક-સરખી જ્વાળામાં સળગતાં હોય અને પરસ્પર જાણે પૂછતાં હોય કે 'હવે શું કરવું?' તેમ તેઓ મૂક ઊભાં.

ખુરશી પર બેસતાં વિભા બોલી: "પણ તમે વધુ માહિતી શી મેળવી, તે તો કહો."

ચંદ્રવદને આનંદલાલવાળો બધો પ્રસંગ કહી સંભળાવ્યો અને વિભાનું મ્હોં લાલલાલ થઈ ગયું. તેની હવે ખાત્રી થઈ કે પોતાને શ્યામલાલને ગળે બાંધવામાં ખરેખર એક કાવતરું જ રચવામાં આવ્યું છે અને પોતાના પિતાની બેદરકારીનો લાભ લેવામાં આવ્યો છે.

વિભા દાંત પીસીને બે ક્ષણ મૂગી રહી. તેના વદન ઉપર વિશેષ લાલાશ ચડતી હતી. ભ્રકુટી વારંવાર ઠરડાતી હતી. આંખોમાં રક્તિમા છવાતી હતી. ક્રોધાન્વિત ચંડિકાનું રૂપ તે ધીરે ધીરે પકડતી જતી હતી. ચંદ્રવદન ચોપડીનાં પાનાં ફેરવતો વારંવાર તેના વદન ભણી જોતો હતો.

પાંચેક ક્ષણ ચાલી ગઈ અને તે ઉઠી: "માસ્તર, હું આજે બેસવાની નથી. મારી તબિયત સારી નથી." એમ કહી તે ઉઠી ગઈ. તેની ધમધમાટીભરી ચાલ ચંદ્રવદન જોઇ રહ્યો. તેને લાગ્યું કે આનંદલાલવાળો પ્રસંગ પોતે વિભાથી છાનો રાખ્યો હોત તો ઠીક હતું.

એટલામાં લીલા અને ચંપક આવ્યાં. લીલાએ પૂછ્યું: "વિભા બહેન ક્યાં?"

"એમની તબિયત આજે સારી નથી. તમે તમારો અભ્યાસ ચલાવો." ચંદ્રવદને સૂચના કરી.

વિભાની મનઃસ્થિતિ ઓચિંતી ઉગ્ર બની ગઈ હતી કારણકે તેને હવે ખાત્રી થઈ ચૂકી હતી કે પોતાના જીવનનું બલિદાન લેવાની એક કુટિલ જાળ પોતાની આસપાસ રચવામાં આવી હતી. એ

જાળ શ્યામલાલના પિતા અને આનંદલાલે રચી હતી અને જાણ્યે-અજાણ્યે પોતાના પિતાએ તેમાં સાથ આપ્યો હતો એમ તે માનવા લાગી. આવી જાળને શું કપાળે હાથ દઇ તાબે થવું અને ભાગ્યને દોષ દઇ જીંદગીભર આંસુ પાડવાં? તેનામાં એકાએક પ્રતિકાર-વૃત્તિ જાગી.

અને વિભાની વિચારમાળાએ એકદમ પલટો લીધો. જે જ્ઞાન તેને પહેલાં શાપરૂપ લાગતું હતું, તે જ હવે આશીર્વાદરૂપ લાગ્યું. તે મનમાં બોલી: "હા, વિભા અજ્ઞાન હોત, તો તે એ જાળમાં ફસાત અને ભાગ્યને દોષ દઈ જીંદગીને ધૂળધાણી થવા દેત; પણ વિભા તેવી નથી; તે એ જાળમાં નહિ ફસાય, પોતાના જીવનને ધૂળધાણી નહિ થવા દે!"

એ વિચારપલટાએ વિભાને વિચારની ઉંડી ગર્તામાં ફેંકી. તેની દૃષ્ટિ સમીપે અનેક અણધાર્યાં દૃશ્યો આવીને ઊભાં. હાથપગ બાંધીને પુત્રીને પરણાવતાં માબાપ, પરણી લેવા માટે ફોસલાવતાં સગાં, આબરુના બલિદાનથી થરથરતાં વડીલો, પરણવા ના પાડતી કન્યાનું વગોણું કરનારા ન્યાતીલાઓ અને મોટાં મોટાં મથાળાં સાથે પાછી ફરેલી જાનની રસદાયક કહાણી છાપતાં છાપાંઓ તેની દૃષ્ટિ સામે તરવર્યાં અને તેનું અંતર ધ્રૂજી ઉઠયું.

જીવનભર વડીલોના દાબમાં, કૌટુંબિક રીત-રીવાજોના બંધનમાં, મોભો અને પ્રતિષ્ઠાના પરંપરાગત ખ્યાલોમાં ઉછરેલી વિભાના મગજમાં એક બંડખોર વિચાર ઉદ્‌ભવ્યો ખરો, પરંતુ તેનાથી તે જીરવાયો નહિ. તે અકળાઇ અને રડી પડી. હૃદયને હૂંફ આપનાર માતા નહોતી, મોટી બહેન નહોતી, સમજુ ભાઈ નહોતો; તે એકલી કાંઈ પણ કરવા સમર્થ હોય એમ તેને લાગ્યું નહિ.

પિતા અને ફોઇ એ બે જ તેનાં વડીલો હતાં. પિતાએ તો આ વેવીશાળ પૂરી સમજણથી કર્યું હતું અને ફોઇને પોતે કશું સમજાવી શકે કે પોતાના વિચાર માટેનો ટેકો તૈયાર કરી શકે એમ તેને લાગ્યું

નહિ. ક્રોધનો ઊભરો શમતાં વદનની લાલાશ ઉડી ગઇ, અને નિરાશાના આક્રમણે તેને ફીક્કી બનાવી મૂકી.

આખો દિવસ વિચારમાં ગાળીને તેણે એક વિચાર દૃઢ કર્યો. ફોઈને આડકતરી રીતે કાંઈ પૂછી જોવું એવો એ વિચાર હતો. રાત્રે ચંપક, લીલા અને નોકરચાકર ઉંઘી ગયાં ત્યાંસુધી તે ફોઇના સૂવાના ઓરડામાં બેસીને ફોઇ સાથે કાંઇ કાંઇ વાતો કરી રહી. પછી તેણે તક જોઇને પૂછ્યું: "ફોઇબા! આપણી ન્યાતમાં કરેલાં વેવીશાળ શા કારણથી તૂટે?"

"તૂટે જ નહિને! એવું વળી શાથી પૂછવું પડયું?"

"સહજ જ. પણ જો કોઇ કારણથી વેવીશાળ તૂટે નહિ તો પછી કેટલાંકનો તો ભવ બળી જાય. ધારો કે વર આંધળો થાય, તોય શું તેને કોઇ બાપે કન્યા પરણાવવી જ જોઈએ?"

"ના, એમ નહિ. નાનપણનું વેવીશાળ હોય, વર કે કન્યામાં કોઈ માંદગીથી કાંઈ ખોટ આવી હોય, વરનો કે કન્યાનો જન્મારો એળે જાય એવો કોઈ મહારોગ હોય, તો ન્યાત વિચાર કરીને વેવીશાળ ફોક કરી શકે."

"પણ ધારો કે વર નાલાયક કે ગાંડો હોય, તો?"

"આવું કેમ પૂછે છે?" ફોઈને આજે વિભાની વાતમાં કાંઈક નવીનતા લાગતી હતી.

"સહજ પૂછું છું."

"જોજે, આવું બીજા કોઇને મોઢે બોલતી નહિ, નહિતો લોકો વહેમાશે અને કાંઈ કાંઈ વાતો કરશે. જોકે શ્યામલાલમાં કશી ખામી નથી, પણ તું જ આવું પૂછે એટલે કોઇને વહેમ આવે કે નહિ?" ફોઇએ વિભાને દબડાવીને ચૂપ કરી દીધી.

વિભા પોતાને કેવળ એકલી—અટૂલી જોવા લાગી. ચોમેર તેને એવો અંધકાર ભાસતો હતો કે જેને તેનાં વિચારકિરણો ભેદી શકતાં નહોતાં. અંધકારને ભેદવા તે મથતી હતી, પરન્તુ પ્રત્યેક ક્ષણે પાછી

પડતી હતી અને અંધકાર વજ્રમય દિવાલની પેઠે અભેદ્ય જ રહેતો હતો. મધરાત થઈ, પિતાજી બહાર ફરીને ઘેર આવ્યા તથા સૂઈ ગયા, ત્યાંસુધી તે જાગતી જ બિછાનામાં આળોટતી હતી.

બીજે દિવસે ચંદ્રવદન આવ્યો. તેનું વદન વિભાને આગલા દિવસ કરતાંય આજે વધારે વિવર્ણ લાગતું હતું. વિભા તેના હૃદયની આરપાર તેનું દુઃખ જોઈ શકતી હતી, એટલું જ નહિ પણ પોતાના દુઃખનું સંવેદન ચંદ્રવદનનું હૃદય કરી રહ્યું છે એમ પણ તે જોઈ શકતી હતી.

અભ્યાસનો રસહીન સમય વ્યતીત થઈ ગયો અને બધાં છૂટાં પડ્યાં. જતાં જતાં માસ્તરે વિભાને એક પુસ્તક આપ્યું અને કહ્યું કેઃ–"આ પુસ્તક જોઈ જજો." વિભાએ પુસ્તક લીધું અને પોતાના અભ્યાસખંડમાં જઇ ઉઘાડ્યું, તો અંદરથી એક ચીઠી નીકળી. તેમાં લખ્યું હતું:

"વિભા! કાલે મેં તને આનંદલાલવાળી જે બધી વાત કહી તે સાચી જ છે, પરન્તુ તે કહેવા માટે મને પાછળથી ખૂબ પસ્તાવો થયો. તે વાત સાંભળીને તને બહુ ક્રોધ ચડ્યો હતો અને તું ઉઠી ચાલી ગઈ, એ જોતી વખતે મને લાગ્યું કે મેં એ વાત ન કહી હોત તો ઠીક હતું. શ્યામલાલ તારે કોટે બંધાયો છે તો હવે તે લગ્ન નિભાવી જાણવું એ તારું કર્તવ્ય છે; એ કર્તવ્ય બજાવવામાં તને બળ અને ઉત્તેજન મળે એવું કાંઈ કરવું તે મારી ફરજ હતી, તેને બદલે તો તને ઉશ્કેરાવાનું મેં કારણ આપ્યું, એ માટે મને પસ્તાવો થાય છે. લી. ચંદ્રવદન."

વિભા ચંદ્રવદનના નિખાલસ સ્વભાવને ઘડીભર પ્રશંસી રહી અને તુરત તેણે એ ચીઠીનો જવાબ લખી નાંખ્યો:

"માસ્તર સાહેબ! તમારી નિખાલસતા ધન્યવાદને પાત્ર છે, પરન્તુ તમે તમારી ફરજ મને અજ્ઞાન રાખવામાં સમાયલી માનતા

હો, તો તે બરાબર નથી. સાચી પરિસ્થિતિ મને જણાવીને જ તમે તમારી ફરજ બજાવી છે. જો મને અજ્ઞાનનો આશીર્વાદ મળ્યો જ નથી, તો પછી થોડા સરખા મારા અજ્ઞાનને કારણે તમે મને કેવી રીતે સંતોષ મનાવી શકવાના હતા? હવે તો મને એમ લાગે છે કે જે કાંઈ શક્તિ અને સંપત્તિ મનુષ્ય પાસે હોય તેનો ઉપયોગ તેણે કેવળ શુષ્ક સંતોષ માનવામાં ન કરતાં સુખને માટે મથન કરવામાં કરવો જોઇએ. તમને શું એમાં જ માનવતા નથી લાગતી? મનુષ્યે પ્રાપ્ત પરિસ્થિતિમાં જ સંતુષ્ટ રહેવા માંડયું હોત, તો શું તે જરાએ વિકાસ કરી શકયો હોત? તે વધારે ને વધારે સુખ માટે યત્ન કરતો રહ્યો તેથી જ તે કાંઇક પ્રાપ્ત કરી શકયો છે અને બીજાઓને પણ સુખ પ્રાપ્ત કરાવી શકયો છે. અભ્યાસને અંગે આવી ઘણી ચર્ચા આપણી વચ્ચે થઇ છે, તે બધી અત્યારે મારા ચિત્તમાં ઊભરાઈ આવે છે. હવે મારે કેવી રીતે મથન કરવું તે જ પ્રશ્ન છે અને મને કાંઈ સૂઝતું નથી. તમે શું કાંઈ એવો વિચાર ન સુઝાડો કે જેથી અંધકારની કોટે પ્રકાશ-શ્યામને ગળે વિભા બંધાતી બચી જાય? લી. વિભાના પ્રણામ."

ચંદ્રવદને આપેલા પુસ્તકદ્વારા જ તેને વિભાએ એ ચીઠી પહોંચાડી. એ રીતે ચીઠીપત્રીનો વહેવાર શરુ થયો અને છૂટથી ચાલવા લાગ્યો. એ છૂપી ચીઠીઓ આપવામાં અને લેવામાં ધીરે ધીરે બેઉને રસ પણ પડવા લાગ્યો.

પરંતુ એ ચીઠીઓ કોઇ પ્રેમપત્રિકાઓ નહોતી. બેઉની વચ્ચે લગ્ન, તેની ઇષ્ટતા અને આવશ્યકતા, લગ્નમાં જોડાનારાંઓના ગુણ-સ્વભાવની સમતા-વિષમતા, લગ્ન અને જાતીયતાનો સંબંધ, દાંપત્ય જીવનમાં જાતીયતાનો હિસ્સો, માનવની સર્જનાત્મક વૃત્તિ, લગ્ન પછી જીવનમાં જન્મતી વિષમતા અને તેનાં કારણો, ઇત્યાદિ અનેક જાતીય અને સામાજિક વિજ્ઞાનની બાબતો વિષે લાંબો પત્રવહેવાર ચાલવા માંડયો. પત્રોમાં એવી બાબતોની ચર્ચા કેવળ પ્રાસંગિક

પણ હતી. લગ્ન વિષેની ચર્ચાને અંગે જ એક યા બીજો મુદ્દો ઉઠતો અને પછી તે મુદ્દા વિષે પ્રશ્નોત્તરી ચાલતી તેથી પત્રવહેવાર ખૂબ લંબાતો. ચંદ્રવદને જાતીય અને સામાજિક વિજ્ઞાનના પોતાના અભ્યાસનો નિષ્કર્ષ એ પત્રોમાં પ્રસંગોપાત ઉતાર્યો હતો. વિભાને તે વાંચતાં ખૂબ રસ પડતો હતો. જે વિષય તેને કોઈ વડીલ, સખી કે શિક્ષક પાસેથી શીખવાનો ન મળ્યો હોત, કિંવા જે વિષય પરત્વે તે કોઈને કશું પૂછી શકી ન હોત કે કોઈ તેને જવાબ આપી શકયું ન હોત, એટલું જ નહિ, પણ જે વાતો પૂરતી સ્પષ્ટતાથી ચંદ્રવદને પણ સ્વમુખે કહી ન હોત, તે બધી વાતો તેને ચંદ્રવદનના પત્રમાંથી જાણવાની મળતી. તે સંબંધે પોતાને ઉઠતી શંકાઓ તે સામો પત્ર લખીને રજુ કરી શકતી અને એ શંકાઓનું સમાધાન પણ ચંદ્રવદન કરતો.

કેટલાક દિવસ સુધી આવો પત્રવ્યવહાર ચાલ્યા પછી પહેલાં વિભામાં સ્નેહાંકુર ઉગ્યો અને તેનું એક પત્રમાં દર્શન થયું કે તુરત ચંદ્રવદન ચમકયો.

વિભા પોતાની શિષ્યા હતી, વાગ્દાનમાં શ્યામલાલને અપાઈ ચૂકી હતી, ધનવાન પિતાની પુત્રી હતી; તેના સ્નેહને પાત્ર પોતે નથી એમ તેને સ્પષ્ટ દેખાવા લાગ્યું; અને તેણે વિભા ઉપર ચીઠી લખવાનું બંધ કર્યું.

પરન્તુ એ મૌનને પરિણામે વિભાએ જે કરુણોત્પાદક પત્ર ચંદ્રવદનને લખ્યો, તે પત્રે તેના માનસતંત્રને અસ્તવ્યસ્ત કરી મૂકયું. વિભાના માનસિક સંકટનું તીવ્ર સંવેદન તેને એ પત્રે કરાવ્યું. તેના આર્દ્ર હૃદયમાંથી એક સેર ફૂટીને વિભાના હૃદયમાંથી ઝરી રહેલા સ્રોત સાથે મળવા લાગી, અને તેમાંથી જે એકરસ પ્રવાહ વહેવા લાગ્યો તેમાં ઉભયના માનસિક સખ્યનાં વર્તુલો રમી રહ્યાં.



## ૧૩

# " વિભા ! તારી એ સ્વપ્નસૃષ્ટિને સંકેલી લે ! "



" પ્રભો ! આંખો દઈ અંધકાર રેડયા
" શું કાળજું ક્રૂર કીધું ?
" આપી ચરણો ને લોહબંધ ભીડયા
" શું ક્રોધનું ઝેર પીધું ? "

વિભાનો પત્ર પરબીડિયામાંથી કાઢીને ઉઘાડતાં જ મથાળે એક નાનીશી કવિતા લખી હતી તે ચંદ્રવદનની નજરે પડી. તેની ચાર પંક્તિઓ વાંચીને તે કવિતા આગળ વાંચવા લાગ્યો:

" આપી કાયા ને ચિત્ત બાધર શાને ?
" વિષમતા વ્હાલી તને ?
" દીધી વાચા ને વેણુ ધર ન કાને ?
" નમેરા થવું શું ગમે ? "

ચંદ્રવદન આગળ વાંચતો જરા અટકયો: " ખરેખર, નવી રચેલી કવિતા છે; મેં વાંચેલી કોઇ પણ કવિતા આ નથી. ત્યારે શું વિભાને કવિતા કરતાં આવડી ?" એ પ્રશ્ન પોતાના મનને પૂછતાં તેણે આગળ વાંચવા માંડયું:

" જીવન પ્રેરી, ઝીલે ન મન ભાવે,
" વિયોગનો યોગ સાધે ?
" યોગી ! જાગેલી કુણ્ડલિની માંહે
" મરણનો રોગ વાધે ! "

"હેં !!" ચંદ્રવદન છેલ્લી પંક્તિ વાંચીને ચમકયો. આખી કવિતા પોતાને જ સંબોધીને લખાઇ હતી. તેમાં વિભાના જ મનના

ઉદ્‌ગારો હતા, તે ચંદ્રવદન તુરત સમજી ગયો. તે મનમાં બોલ્યોઃ "વિભા! આ તું શું લખે છે?" તેણે આગળ પત્ર વાંચવા માંડ્યોઃ

"મારા માસ્તર સાહેબ!

"મારા છેલ્લા પત્રના જવાબમાં તમે મૌન જાળવી બેઠા છો, તેનો અર્થ હું સમજું છું. એ મૌનનો અર્થ સમજતાં મારા અંતરમાં જે રોદન પ્રકટ્યું તે રોદન મેં ઉપર આલેખ્યું છે. એ રોદન તમારા દિલને કેટલું સ્પર્શશે તે હું જાણતી નથી. પરંતુ મને તો સંતોષ થયો છે કે મારે તમને જે કાંઈ કહેવું હતું તે મેં એ નાની સરખી કવિતામાં કહી દીધું છે.

"તમે નિર્દય તો નથી જ એવું હું જાણું છું. તમારી દયાળુતા કેટલી વ્યાપક બની શકે તેનો વિચાર તમને થયા કરતો હશે, પરંતુ તમારી દયાળુતા ઉપર જેટલો મારો અધિકાર છે તેટલો ઇતર કોઇનો નથી. માતા-પિતાએ મને જન્મ આપ્યો છે, પરન્તુ પાંખો તો તમે જ આપી છે, એ પાંખોથી કેવી રીતે ઊડી શકાય તે તમે જ સમજાવ્યું છે અને ઊડતાં ઊડતાં હિમાલયની ટોચે જઇ બેસવાનો અભિલાષ જેવો મને છે તેવો જ તમને છે; સમાન અભિલાષવાળાં આપણે સાથે કેમ ન ઊડીએ? તમારી ઊડવાની કલા હું સાથે રહીને જોઉં અને તે પ્રમાણે શીખું, મારી કલા તમે જુઓ અને ભૂલ હોય તે સુધારો કે શીખવા જેવું હોય તો શીખો, એ મારો મનોરથ છે. એ મનોરથ તો જ પાર પડે કે જો તમારી દયા ઉપર તમારી શિષ્યાનો જ સર્વોપરિ અધિકાર હોવાનું તમે માન્ય રાખો.

"હું 'દયા' શામાટે ચાહું છું તે તમે સમજો છો. હું કેવી મુંઝાઉં છું તે તમારી જાણ બહાર નથી. તમે તો હરકોર બહેન સાથે ચાલવા, દોડવા કે ઊડવા જેવું સંયમી મન ધરાવી શકતા હશો, પરન્તુ હું એટલી અકળાઇ છું કે એ સંયમ ગુમાવી બેઠી છું; અને મને સંયમ જોઈતો પણ નથી. મનને સંયમની પાછળ રોકવા

કરતાં મનોરથ પૂર્ણ કરવાને તરફડવા પાછળ રોકવામાં વધારે સારો પુરુષાર્થ છે એમ હું સમજું છું. આ વિષમ પરિસ્થિતિમાંથી મારે બચવું છે; તમારે બચવું છે કે નહિ તે હું જાણતી નથી, એટલે જ હું તમારી દયા ચાહું છું અને એ દયા ઉપરનો મારો અધિકાર સિદ્ધ કરવા મથું છું. મારા એ મથનમાં–એ માટેની દલીલમાં કદાચ પૂરતું બળ નહિ હોય, પરંતુ દલીલ કે મથન એ વાણીનો વિષય છે–દિલનો નથી. દિલને દલીલમાં ઉતારતાં મને બરાબર આવડતું નથી.

" દાંપત્યનાં અનેરાં સુખો માનસિક સમતામાંથી જન્મે છે એ તો હું સમજતી હતી. પરંતુ દાંપત્યનો ખરો લ્હાવ કેવળ હૃદયના અને સર્વસ્વના દાનમાં જ રહેલો હોય છે એ તમે સમજાવ્યું ત્યારથી મારા અંતરમાં જે વિજળીનો ઝબકારો થયો છે તેના પ્રકાશની હું શી વાત કહું ! એ પ્રકાશમાં હું મારો માર્ગ કેવળ સીધો જોઈ શકું છું. ઘણાં દંપતીજીવનો જોઈને મને વિચાર થયાં કરતો હતો કે સંસારાટવિ ખરેખર અટવિ જ છે, તેમાં ઘણી ગૂંચવણો, મુશ્કેલીઓ અને આડી–દોઢી કેડીઓ છે, પરંતુ હવે મને એ અટવિ કેવળ સરલ કુંજગલી જેવી મનોહર લાગે છે. તેમાં મારે ફરવું છે–જરૂર ફરવું છે, પરંતુ મારા સર્વસ્વના દાનને બગલમાં મારી મને ઘસડી જનારની સાથે નહિ, મારા પર માલકીહક્ક કરી મારા સર્વસ્વ ઉપર અધિકાર જમાવનારની સાથે નહિ; મને તો એવો સખા જોઇએ છે કે જે 'જયા'ને 'જયંત' રૂપે મળ્યો હતો. તમે વિભાના જયંત નહિ બનો ?"

ચંદ્રવદને ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તેને વિભાના હૃદયને વાંચતાં કાંઈ કાંઈ થઈ જતું હતું. તેના અભિલાષો, તેનાં સ્વપ્ન, તેના મનોરથ જોઈ તેના હૃદયમાં આર્દ્રતા રેલાતી હતી. એ બાળાના દુઃખમાં અને પોતાના દુઃખમાં ભલે સમાનતા રહી, પરન્તુ પોતામાં દુઃખ

વેઠવાનું જે બળ હતું તે બળ વિભામાં નથી એવું સમજવાથી તેનું અંતર દ્રવવા લાગ્યું. એક કાચી કુમળી કળીની પાંખડીઓ પોતે વિકસાવી હતી, તેનામાં પોતે સૌરભ ભરી હતી, મનોરમ રંગો ધારણ કરતાં પોતે જ તેને શીખવ્યું હતું, અને હવે જ્યારે તે એક સુગંધી મનોહર પુષ્પ બન્યું હતું, ત્યારે તેને લગ્નની સોયથી વીંધીને તેનો પિતા એક બબૂચકને અર્પણ કરવાનો હતો; અને તેના રંગ સૌરભ કે સુકોમળતાને ઓળખ્યા વિના તેની માત્ર પાંદડીઓને જ ચૂંથવા સિવાય તેને વિભાનો બીજો કશો ઉપયોગ નહોતો ! ચંદ્રવદન કમકમી ગયો. પોતાના આપ્તજનને રાક્ષસ ખેંચી જાય અને તેને બચાવવાને કોઇ ઝાવું મારે તેવું ઝાવું મારવાને ચંદ્રવદન તૈયાર થયોઃ "પણ વિભા ! હું શું કરું? " તે લાચાર–હતાશ–હતબુદ્ધિ થઇને આરામખુરશીમાં જ ડોકું નાંખીને પડ્યો.

કેટલીક વારે આંખે આવેલાં આંસુ લૂછીને તે સ્વસ્થ થયો. હજી વિભાનો પત્ર પૂરો વંચાયો નહોતો. તે તેણે આગળ વાંચવા માંડ્યોઃ

"મારા ચંદ્ર ! અંધારા જગતમાં તમે જ પ્રકટીને મને જીવનની કેડી બતાવી છે. એ કેડી ઉપર પ્રવાસ કરવા માટે હું તમને મારો હાથ ધીરવા ચાહું છું, અને શું તમે તે ગ્રહણ નહિ કરો ? શું તમારે વિયોગની યોગસાધના કરનારા યોગી બનવું છે ? પણ યોગીરાજ ! તમારી આ કુણ્ડલિની જાગ્રત થઈ ચૂકી છે. તે તમારા હૃદયપદ્મને ભેટીને જ શાંત થશે અને જો તેને તેમ કરતાં તમે રોકશો તો મૃત્યુના રોગને વશ થવું એ જ તેની અંતિમ દશા છે, એ ન ભૂલશો ! "

"અરરર ! વિભા !" ચંદ્રવદન મનમાં બોલ્યોઃ "ખરેખર, તું બહુ આકળી બની ગઇ છે. તારા હૃદયના આવેગને ઝીલવાની મારામાં શક્તિ નથી; હું તને ગ્રહણ કરું એ મનોરથ પાર પડી શકે જ

શી રીતે ? ના, ના, વિભા ! તું ઘેલછાભર્યાં સ્વપ્નોમાં માત્ર રાચે છે, તારાથી એ ન બની શકે તેવું છે અને મારાથી પણ ન બની શકે તેવું છે. પિતાની પાસે એક અક્ષર પણ નહિ બોલી શકતી, કોઈની એક હાક થતાં દબાઈને બેસી રહેતી, મારી સાથે બોલતાંય લજ્જાળુતાથી અને ભયથી સંકોચાતી નાનીશી વિભા મોટી મોટી વાતો કરે છે એ શું હસવા જેવી વાત નથી ? હા, સ્વપ્નો તો સૌને સેવતાં આવડે પણ સ્વપ્નોને સાર્થક કરવાં એ શું નાનીશી રમત છે ?"

ચંદ્રવદને વિભાને પત્ર લખવા માંડ્યો:

" ભોળી વિભા ! પ્રભુ આંખો આપે છે છતાં ચોપાસ અંધકાર ફેલાવી રાખે છે અને ચરણો આપ્યા છતાં લોહશૃંખલા પહેરાવી રાખે છે, તેનું કારણ એ નથી કે તે ક્રૂર છે કે ગુસ્સાખોર છે; તેના પ્રત્યેક કાર્યમાં અનંત દયાળુતા અને માનવી પ્રત્યે ઉપકારકતા રહેલી છે; આપણે પામર માનવીઓ તેને સમજી શકતાં નથી, એટલે તેને વિષમતા જ વહાલી હશે એમ માની બાળો દઈએ છીએ કે તેનો વાંક કાઢીને આપણા ડહાપણની ખુમારીમાં રાચીએ છીએ.

" તેમાં તેની ઉપકારકતા શી છે, એમ તું મને પૂછીશ. હું પણ તારા જેવો જ પામર માનવી છું, એટલે તને શું સમજાવું ? પણ મારું શ્રદ્ધાશીલ ચિત્ત માને છે કે તેમાં પણ તેની કાંઈ ઉપકારક યોજના જરૂર હોવી જોઈએ.

" અને વિભા ! હું તો માનું છું કે સંસાર એ એક તપોવન છે અને પ્રત્યેક સંસારી તપસ્વી છે. તે પોતાની તપશ્ચર્યા વડે પોતાને વધુ ને વધુ તપાવતો ઉજ્જવલ અને દિવ્ય બને છે. હું તો માનું છું કે તારે અને મારે વિષમતામાંય સાંત્વન શોધીને એવી તપશ્ચર્યા કરવી જોઈએ કે જેથી પરિણામે આત્મકલ્યાણ જ સધાય.

" માટે વિયોગના યોગીને યોગસાધના જ કરવા દે; સમય

જતાં જાગેલી કુણ્ડલિની પોતે સુષુપ્ત થઈ જાય એવો યોગી આશીર્વાદ છે."

ચંદ્રવદને વિભાના પત્રનો જવાબ લખ્યો અને તેને ફરીથી વાંચી જોતાં તે હસી પડચો. વિભા જેવી ચતુર બાળાને આવી ગાં. ફીલસુફીથી સમજાવી શકાય જ નહિ એમ તેના ધ્યાનમાં આવ્યું વધારે તો તેને એ સાલ્યું કે તેણે એ જવાબમાં જે કાંઈ લખ્યું હ તે બધું કૃત્રિમ હતું; જે વસ્તુ તે પોતે માનતો નહોતો તે વસ વિભાને મનાવવાને તેણે નરી વાગ્જાળ ગૂંથી હતી! વિભાના જ્વલંત જીવંત અને હૃદયગર્જનથી ગાજતા પત્રનો આવો જવાબ લખતાં શરમાયો અને તેણે લખેલો પત્ર ફાડી નાંખ્યો. તેણે બીજો પ લખવા માંડચો:

"વિભા!

"તારો પત્ર વાંચવાથી આ દિલ ઉપર શી અસર થઇ છે તે તને હું શી રીતે જણાવું? તારા વિકાસનો હું સાક્ષીભૂત છું અને તું છુંદાય તેનો પણ હું સાક્ષીભૂત બનું એ શું નાનોસૂને હૃદયદાહ છે? જીવન સંબંધી મારા અસંતોષને હું સંયમવડે જીરવી શકીશ એમ તું માને છે; હું પણ મારા મનને એમ મનાવી રહ્યો છું, પરંતુ મારી માન્યતામાં મને પૂરી શ્રદ્ધા નથી એ વાત આજે હું તારી પાસે પહેલી વાર જણાવું છું. મારી એ શ્રદ્ધા ડગતી હતી અને તારા જ્વલંત પત્રે તેને વધારે ડગાવી છે. સંયમમાં પુરુષા નથી એમ તું ન માનતી; તેમાં પુરુષાર્થ છે, પરન્તુ એ સંયમ કોઈ ઉચ્ચ ધ્યેયાભિમુખ હોવો જોઈએ. ખાડમાં પડેલો મનુષ્ય સંયમ રાખીને અનિચ્છાએ સડચા કરે એવા સંયમમાં પુરુષાર્થ નથી. તાર જેટલો જ પુરુષાર્થ મને પ્રિય છે.

"પરન્તુ પુરુષાર્થ એ અવિચારપૂર્વક કૂવામાં કૂદી પડવા જેવ ન હોય. તારું સૂચન મને એવું અવિચારપૂર્ણ લાગે છે, વિભા! તા

ચિત્તમાં જે સ્વપ્નો રમી રહ્યાં છે તેની હું કદર કરું છું, પરન્તુ સ્વપ્નસૃષ્ટિ એ જીવન્ત સૃષ્ટિ નથી, એ તું સમજે છે. એ સ્વપ્નનો સાક્ષાત્કાર કરવાને મનોબળ જોઇએ તે તારામાં હું જોઈ શકતો નથી, અને મારામાં તો નથી જ, એ હું નમ્ર ભાવે સ્વીકારું છું.

" તારો સખા હું ? હા, જે સખ્યને તું ઝંખે છે, તે સખ્ય-વિનાનો મારો આત્મા ચીમળાય છે એ હું અનુભવી રહ્યો છું, અને આજસુધી નહિ કહેલું તે અત્યારે કહું છું. અમર હો એ આપણું અંતરનું સખ્ય; પણ સખ્યના સ્થૂળ સાક્ષાત્કાર માટે જોઈતા બળવિનાનાં હું અને તું કશું કરવા સમર્થ નથી, માટે વિશેષ નહિ તો મારા ઉપર કૃપા કરવાને ખાતર, વિભા ! તારી એ સ્વપ્નસૃષ્ટિને સંકેલી લે ! "

ચંદ્રવદનનો એ પત્ર નિયમ મુજબ એક ચોપડી દ્વારા વિભાને મળ્યો, પણ તેથી શું તે નાસીપાસ થઇ ? ના, તેથી તો તેનામાં નવો ઉલ્લાસ પ્રકટ્યો ! જે સખ્યને પોતે ઝંખતી હતી તે જ સખ્યને ચંદ્રવદન પણ ઝંખતો હતો, એવી પ્રતીતિ જ વિભાના ઉરને ઉલ્લાસપૂર્ણ બનાવવા માટે પૂરતી હતી.

પત્ર વાંચીને વિભાએ તે પોતાના મેજના ખાનામાં મૂકયો, એટલામાં લીલા દોડતી આવી અને બોલીઃ " બ્હેન, ચાલ ! ચાલ ! ફોઇબા બોલાવે છે. "

" શું કામ છે ? "

" તારી સાસુ આવ્યાં છે; નોતરું આપવા આવ્યાં છે. "

" શાનું વળી ? " વિભાની ભ્રૂકુટી ચઢી.

" મારે ને તારે તેમને ત્યાં આવતા રવિવારે જમવા જવાનું !"

" જા, કહેજે કે મને તાવ ચડયો છે એટલે સૂઇ રહી છું. " એમ કહી ઉઠીને વિભા પલંગમાં જઈ પડી અને રજાઈ ઓઢતાં બોલીઃ " જોજે હોં લીલા ! મેં કહ્યું તેમ જ કહેજે. "

લીલા એ સંદેશો લઇને ચાલી ગઈ.



# ૧૪
# એક ચિંતા અને પછી બીજી



ફોટોગ્રાફર અનંતરાવ ફડકે મુંબઇમાં બહુ જાણીતો લેખાતો ફોટોગ્રાફર નહોતો, પણ તે પોતાના કામમાં નિષ્ણાત, મહેનતુ, કાળજીવાળો, નમ્ર અને વિશ્વસનીય ધંધાદારી હતો. જેકોબ સર્કલમાં તે એક નાનો સ્ટુડીઓ કાઢીને પોતાનું કામ કર્યે જતો હતો અને તેની ઘરાકી સાધારણ પ્રમાણમાં હતી. મુખ્યત્વે દક્ષિણીઓ અને થોડા મદ્રાસીઓ તેના ઘરાકો હતા અને પોતાની લાગવગ, નમ્ર સ્વભાવ તથા વિવેકી વાતચીતથી તે પોતાનું ગાડું ગબડાવ્યે જતો હતો. તેની વિશ્વસનીયતાને કારણે કોઈ કોઇ વાર મુંબઇના એક ડેપ્યુટી પોલીસ કમિશનર મી. પારપીયા તેને અગત્યના દસ્તાવેજોના ફોટોગ્રાફો અને તેની મોટી પ્રતિકૃતિઓ (એન્લાર્જમેન્ટો) નું કામકાજ આપતા, તેમાંથી તેને ઠીક ઠીક કમાણી થતી. પારપીયા અને અનંતના પિતા કૃષ્ણરાવ ફડકે પોલીસખાતામાં નોકરો હતા અને મિત્રો હતા; અને આજે જોકે કૃષ્ણરાવ ફડકે મૃત્યુ પામ્યા હતા, તો-પણ પારપીયાએ પોતાના મિત્રના પુત્રને બનતી મદદ કરવાને એ રીતે પોતાનો સહાનુભૂતિભર્યો હાથ લંબાવ્યો હતો અને અનંતે પોતાની કાર્યકુશળતાથી પારપીયાનો ચાહ જીતી લીધો હતો.

પારપીયાની સૂચનાથી તેના હાથ હેઠળનો એક જુવાન સબ-ઈન્સ્પેકટર જ્યારે અનંત પાસે ફોટોગ્રાફો લેવા આવ્યો ત્યારે અનંત કેટલાક ફોટોગ્રાફો કાર્ડ ઉપર ચોડવાના કામમાં ગુંથાઇ ગયો હતો. તેના મ્હોં પર ઉતાવળ અને અધીરાઇ હતી; આંગળાંમાં અસાધારણ ત્વરા હતી; તે વારંવાર ઘડિયાળ સામે જોયા કરતો હતો અને ફોટોગ્રાફોની કીનારીઓ ઝડપભેર કાપીકૂપી તેને સરખી કરી કાર્ડ ઉપર ચોડી રહ્યો હતો. સબ ઈન્સ્પેકટરને જોઇને સ્મિતથી તેનો સત્કાર કરતાં અનંત બોલ્યોઃ “પધારો સાહેબ, તમે વેળાસર જ આવ્યા છો, પણ મારે તમને થોડી વાર બેસાડી રાખવા પડશે.”

"કેમ વારુ ?"

"જરા ઉતાવળનું બીજું કામ છે. આજે એક ઘરાકને ત્રણ ફોટોગ્રાફોની નવ કૉપીઓ બરાબર ત્રણ વાગતાં આપવાની છે અને ત્રણમાં હવે પાંચેક મિનિટ ઓછી રહી છે." અનંતે પોતાનું કામ કરતાં કરતાં જવાબ આપ્યો.

"બહુ સારું, તો થોડી વાર હું બેસીશ; ઉતાવળનું કામ પહેલાં પૂરું કરો. મને કાંઇ ખાસ ઉતાવળ જેવું નથી."

"અરે રામા ! પેલી પાછળથી છાપેલી કૉપી ગ્લેઝ થઈ ગઇ હોય તો લાવ."

"ઘેઉન ચેતો." રામાનો જવાબ આવ્યો.

"ભાઈસાહેબ, તમારા ગુજરાતીઓમાં કહેવત છે ને કે દુકાળમાં અધિક માસ આવે, તેવું મારે આજે થયું. નવે કૉપીઓ કાઢેલી, પણ ચોડવા બેઠો ત્યારે આઠ હાથ લાગી. એક કૉપી ક્યાં ઉડી ગઇ તેની ખબર રહી નહિ. એટલે છેલ્લી ઘડીએ ઉતાવળે ઉતાવળે એક કૉપી કાઢવી પડી; ઉતાવળનું કામ, બરાબર ટાઇમસર આપવાનું, તેમાં વળી છેલ્લી ઘડીએ ગૂંચવણ ઊભી થઇ." અનંતે પોતાની ઉતાવળ અને અધીરાઇનો ખુલાસો કર્યો.

"એ તો હોય."

એટલામાં રામો ગ્લેઝ કરેલી ફોટાની કૉપી લઇ આવ્યો. ઇન્સ્પેકટરે તેના હાથમાંથી ફોટો લીધો અને જોયો. "ઓહો, આ તો પેલા કૃષ્ણલાલ શેઠ અને તેમની નવી બૈરીનો ફોટોગ્રાફ !"

અનંત હસ્યો : "તમે શેઠને અને તેમની પત્નીને બરાબર ઓળખી કાઢ્યાં."

"પણ શેઠ ઘરડે ઘડપણ ઇશ્કી જવાન બનતા લાગે છે ! તેમની ફોટો પડાવવાની રીત તો જુઓ ! બૈરીને ખોળામાં બેસાડીને ચુંબન લેતાં ફોટો પડાવ્યો છે !"

અનંતે પોતાના ઘરાકનો બચાવ કર્યો: "ઈશ્કી જવાન આજે કોણ નથી ભાઈ? કોઈના મનમાં ઈશ્કે-જવાની હોય છે ને કોઈ આમ ફોટો પડાવી બતાવી આપે છે. મારે ત્યાં તો તરેહતરેહની પોઝ પડાવવા ઘરાકો આવે છે; આમાં તમને નવાઈ શું લાગી?"

"તમને નવાઇ ન લાગે, કારણકે તમે ઇશ્કના ચેન-ચાળા બહુ જોયા હોય."

"અને પોલીસ અમલદારે ન જોયા હોય?"

"અમે પણ જોયા છે ખરા, પરંતુ તમે જોયા હોય તેવા નહિ. કેમેરાની આંખ તો જડ છે, પણ ફોટોગ્રાફરની જીવતી આંખની સામે આવી પોઝમાં બેસનારને તો તમે જ જોઇ શકો ભાઈ! કેમેરાની આંખ જેટલી જ ફોટોગ્રાફરની આંખ નસીબવંતી હોય છે."

અને અનંત આ ટોળથી ખડખડાટ હસી પડ્યો.

તે બોલ્યો: "વૃદ્ધો બિચારા જુવાન બાઈને પરણે ત્યારે જુવાન મનવાળા જ હોય; જુવાનીમાં અધૂરા રહેલા કોડ એ વયમાં પૂરા કરવા એ શું પાપ છે?"

"એ તો ધર્મના આચાર્યો જાણે."

"હું તો એટલું જાણું કે બાળક, જુવાન કે વૃદ્ધ-બધાંમાં પ્રકૃતિ સમાન રીતે વહેંચાયલી હોય છે, માત્ર તેનાં આવિષ્કરણોમાં ભેદ હોય છે; આવો કોઈ આવિષ્કાર આપણે જોઇએ છીએ ત્યારે આપણને નવું લાગે છે, પરંતુ એમાંય પ્રકૃતિનો જ હાથ હોય છે." અનંત બોલ્યો.

"એમ જ હોવું જોઈએ, એમાં પાપ તો ન લેખાય. પણ કૃષ્ણલાલ શેઠ પોતાની પરણાવવા જેવડી દીકરીની ઉંમરની કન્યાને આ વયે પરણે, આવા ફોટોગ્રાફો પડાવે અને બૈરીને સાથે લઇને ફેરીબોટમાં બેસી દરિયામાં સહેલગાહ કરે, ત્યારે તે જરા વિવેક બહારનું લેખાય. પ્રકૃતિના કેટલાક આવિષ્કારો એવા હોય છે કે જેને સંયમમાં રાખવા માણસે યત્ન કરવો જોઇએ."

"તમે શેઠને ફેરીબોટમાં સહેલ કરતા જોયા લાગે છે."

"એક વાર બેઉને દરિયાકિનારે જોએલાં."

"ઠીક, ઠીક; એટલે જ તમે તેમને ફોટોગ્રાફમાં જલ્દી ઓળખી શકયા."

એટલામાં રામો આવ્યો અને બોલ્યો : "તો શેઠ આલા આહે, ફોટો ઘેણ્યા કરિતાં."

"બરેં; ત્યાલા સાંગ મીં ઘેઉન યેતો." અનંતે જવાબ આપ્યો.

આટલી વારમાં બધા ફોટોગ્રાફો ચોડાઈને તૈયાર થઇ ગયા હતા. તેણે ફોટાની બધી કોપીઓ એકઠી કરી, ફરીથી ગણી જોઈ, પછી ઉઠીને ત્રણેય કાચની પ્લેટો તે લઈ આવ્યો અને ફોટો તથા પ્લેટો લઇને તે નીચેના બીજા મજલા પર આવેલી શોરૂમ તરફ ચાલ્યો.

અનંતે શેઠને નમન કરીને ફોટોગ્રાફો તથા પ્લેટો તેમના હાથમાં મૂકયાં. એક પછી એક બધી નકલો શેઠે જોઇ લીધી, ગણી લીધી, પ્લેટો તપાસી વાળી અને એ બધાંનું બંડલ બાંધી આપવા અનંતને કહ્યું. અનંત બંડલ બાંધતો હતો ત્યારે શેઠે પૂછયું: "એકકે વધારે નકલ તો નથી કાઢીને?"

"ના, શેઠ સાહેબ! આપના ઓર્ડર જેટલી જ કાઢી છે. આપની સાફ ના હતી, એટલે મારા શોરૂમ માટે પણ મેં એકકે નકલ કાઢી નથી." અનંતે વિવેકથી જવાબ આપ્યો. ખોવાઈ ગએલી નકલ તેને સાંભરતી હતી, પરંતુ તેણે પોતાના મનથી નક્કી કર્યું હતું કે જો તે હાથ લાગશે તો પોતે તેનો નાશ કરી નાંખશે. પોતાની પ્રતિષ્ઠાનું તેને મન ઉંચું મૂલ્ય હતું. પરન્તુ જો એ ખોવાઈ ગએલા ફોટાની વાત અત્યારે શેઠને કહે તો તેથી તેમને ખેદ થાય, એ હેતુથી તેણે એ વાત ન કહી.

"ઠીક ત્યારે, મારે તમને શું આપવું?"

"આપ કામ જોઇને ઠીક લાગે તે આપો."

શેઠે પચાસ રૂપિયા અનંતના હાથમાં મૂકયા. અનંત ખુશ થયો

અને ફોટોગ્રાફોનું બંડલ લઈને શેઠની સાથે નીચે ઊતરી તેમની મોટરમાં મૂકી પાછો ગયો.

શેઠ સીધા પ્રિયંકરાને આવાસે ગયા. તેને ત્યાં ચાહ પીવાનો તેમનો તે ટાઈમ હતો.

શેઠ આવીને પાઘડી ઉતારી સોફામાં હાશ કરતા બેસે, તે પહેલાં તો પ્રિયંકરા દોડીને શેઠના હાથમાંનું બંડલ ઝૂંટવી લઈ તે ખોલી ફોટોગ્રાફો જોવા મંડી ગઈ. ફોટોગ્રાફો જોતી પ્રિયંકરાનું ઉલ્લસિત થતું મન અને મુખ પરના મનોભાવો શેઠ રમતિયાળ પ્રસન્નતાથી જોઈ રહ્યા.

ચાહના પ્યાલા આવ્યા અને મેજ પર ગોઠવાયા. ચાહ ઠરી જવા લાગી, પણ પ્રિયંકરા ફોટોગ્રાફો જોવાની તલ્લીનતામાંથી જાગી નહિ. છેવટે તેને જગાડવા શેઠને તેની પાસે જવું પડયું. "ચાલ, ચાહ ઠરી જાય છે; ફોટોગ્રાફો પછી નહિ જોવાય?"

પ્રિયંકરા ઊઠી અને શેઠની બાજુએ બેસી ચાહ પીવા લાગી.

"બહુ સરસ ફોટોગ્રાફો પડ્યા છે હોં! રાતને વખતે પણ આવા સરસ ફોટોગ્રાફો પડતા હશે એ હું જાણતી નહોતી."

"આ મુંબઈ છે, કાંઈ ગામડું નથી. મુંબઈમાં ન બને તેવું કશું જ હોતું નથી."

ચાહપાન પૂરું થયું, ફરી પાછી પ્રિયંકરા ફોટો જોવા લાગી અને શેઠ પણ તેની સાથે સાથે તે જોઈને તે વિષે વાતો કરવા લાગ્યા.

ત્રણ પોઝ લેવામાં આવી હતી. એકમાં શેઠ ખુરશી પર બેઠા હતા અને પ્રિયંકરા બાજુએ ઊભી રહીને શેઠને ખભે હાથ મૂકી રહી હતી. બીજામાં પ્રિયંકરા ખુરશી પર બેઠી હતી અને શેઠ બાજુએ તેના ખભા પર હાથ મૂકીને ઊભા હતા. અને ત્રીજામાં પૂર્વકથિત ચુંબનલીલાની પોઝ હતી. ત્રણે પોઝ વિષેની ચર્ચામાં બેઉ પ્રેમીઓ લીન થઈ ગયાં. આજે રવિવાર હતો એટલે શેઠને મીલમાં

જવાની ઉતાવળ નહોતી. સાંજે માત્ર શરાફી પેઢી પર જવાનું હતું એટલે સહેજે પ્રિયંકરા પાસે બે કલાક ચાલ્યા ગયા.

જ્યારે તે જવા ઉઠ્યા ત્યારે બધા ફોટોગ્રાફો સંભાળી ગણીને તેમણે તેનું બંડલ બાંધ્યું. પ્રિયંકરા બોલી: "એક-એક નકલ મારી પાસે નહિ રહેવા દો?"

"ના, તારી પાસે કોઇ જોઈ જાય તો કમબખ્તી થાય ને!" શેઠને પોતાની પ્રતિષ્ઠા માટેની ચિંતા ક્ષણ પણ છોડી જતી નહોતી.

પ્રિયંકરા હસી, અને ઉદારતા દાખવતી બોલી: "ભલે, ભલે, તમારી કમબખ્તી કરવા હું રાજી નથી; તમે તમારે ખુશીથી તે લઈ જાઓ."

અને શેઠ મોટરમાં બેસી પેઢી પર આવ્યા. મોટર રસ્તા પર થોભતાં જ ગુમાસ્તો ઉતાવળે બોલ્યો: "લ્યો, આ શેઠ સાહેબ આવ્યા."

એના સ્વરમાં કાતરતા હતી. પેઢીમાં પેસતાં શેઠે બધાના વદન ઉપર ચિંતા જોઇ. તેમનાથી સહજ પૂછી જવાયું: "શું છે?"

મુનીમ બોલ્યો: "ઘેરથી અને માનચંદ શેઠને ત્યાંથી ક્યારના ટેલીફોન આવ્યા કરે છે. વિભાબહેન તેમને ત્યાં આજે જમવા જવાનાં હતાં ને?"

"હા, તે તો અગીઆર વાગતાં જ ઘેરથી મોટરમાં નીકળી ગઈ છે. સાથે લીલાએ ગઈ છે."

"પણ વિભાબહેનનો પત્તો નથી!"

"એમ કેમ બને? મોટર ક્યાં છે? લીલા ક્યાં છે?"

"મોટર લીલાબહેનને લઈને ઘેર પાછી ફરી છે, પણ વિભાબહેન ક્યાં ગયાં તે કોઈ જાણતું નથી."

શેઠની આંખ ફાટી. તેમાં ચિંતા અને ક્રોધ તરવરતાં હતાં: "આ શું બોલો છો તમે? વિભા અને લીલા બેઉ એક જ મોટરમાં નીકળ્યાં હતાં; મારી નજરે મોટર રવાના થઈ હતી, વચ્ચે બન્યું શું?"

મુનીમે જે કાંઈ ટેલીફોનદ્વારા વીગત મેળવી હતી તે શેઠને સમજાવવા માંડી. વાતમાંથી તારતમ્ય એ નીકળતું હતું કે કોટમાં આવેલા માનચંદ શેઠના મકાન તરફ જતાં વચ્ચે બોરીબંદર સ્ટેશન પર આવતાં વિભા સ્ટેશનના બૂકસ્ટોલ પરથી કાંઈ પુસ્તક લેવા માટે મોટરમાંથી ઊતરી હતી, પણ ત્યાં શું બન્યું તે કોઈ જાણતું નહોતું. મુનીમને શક હતો કે સ્ટેશન પરથી જ તેને કોઈ બદમાશો ઉપાડી ગયા હોવા જોઈએ.

શેઠના હોશ–કોશ ઉડી ગયા. તે એકદમ પાછા ઉઠ્યા અને મોટરમાં જઈ બેઠા. "ઘર તરફ ચલાવ, જલદી મારી મૂક !" શોફરને શેઠની આજ્ઞા થઇ.

શેઠ પૂરા ચિંતાતુર બની ગયા હતા, પરંતુ એ ચિંતામાંએ પેલું ફોટોગ્રાફોનું બંડલ સંભાળી રાખવાની ચિંતા તેમને થયા કરતી હતી.

મોટર ઘેર પહોંચતાં પણ તેમણે પહેલાં એ બંડલને કબાટમાં મૂકી તે બંધ કર્યું અને પછી તે પોતાની બહેન પાસે દોડ્યા.



## ૧૫

# પોલીસની મદદ



વિજળીબાઇની આંખોમાં આંસુ હતાં. લીલા અને ચંપક એક બાજુએ લપાઈને ભયત્રસ્તની જેમ બેઠાં હતાં. મોટરનો શોફર પરતાપ બહારથી હિંમતવાળો દેખાતો હતો, પણ અંતરથી ફફડતો હતો. કૃષ્ણલાલ શેઠને જોતાં જ જાણે તેની હિંમત ઉડી ગઇ. વિભાને ગુમાવવા માટેનો જાણે બધો વાંક પોતાનો જ હોય તેમ તે ઓશિયાળો બની ગયો.

શેઠે આવતાં વાંત જ પૂછયું: "બહેન ! બન્યું શું ? વિભાને કોઇ ઉપાડી ગયું કે શું ?"

ભાઈને જોતાં વિજળીબાઈને વધુ રડવું આવ્યું. રડતાં રડતાં તેમણે કહેવા માંડ્યું: "શા ખબર શું થયું, આ રડ્યો પરતાપ પણ ક્યાં કાંઈ કહે છે? લીલા સાથે હતી પણ તેય કાંઈ કહેતી નથી. હું પુછું છું કે કોઈ બદમાશોની મોટર પાછળ પડેલી જોવામાં આવતી હતી? ત્યારે બેઉ જણુ ના કહે છે."

"ત્યારે પરતાપ! આ બન્યું કેવી રીતે?"

"શેઠ સાહેબ! કાંઇ પણ વહેમ ઉપજે તેવું બન્યું જ નથી. બોરીબંદર આગળ બહેને મને મોટર થોભાવવા કહ્યું એટલે મેં મોટર થોભાવી. તેમણે મને ઊતરતાં કહ્યું કે સ્ટેશનના સ્ટોલ પર હું હું એક પુસ્તક લેવા જઉં છું, ને પાંચ મિનિટમાં પાછી ફરીશ. એમ કહી તે સ્ટેશનમાં ગયાં. મેં તો પા કલાક રાહ જોઈ પણ તે આવ્યાં નહિ, એટલે મેં ઊતરીને સ્ટેશનની અંદર ડોકિયું કર્યું, તો સ્ટોલ પર કોઇ નહોતું. મેં સ્ટોલ પર જઇને પૂછ્યું કે કોઈ જુવાન બહિન અહીં પુસ્તક લેવા આવ્યાં'તાં, તો સ્ટોલવાળા પારસીએ કહ્યું કે હા, તે તો સવાબે રૂપિયાનું પુસ્તક લઇને તુરત જ ગયાં છે. આ રહ્યું, મેં તેની પાસે એ પુસ્તકનું નામ પણ લખાવી લીધું છે." એમ કહી પરતાપે શેઠના હાથમાં પેન્સીલથી લખેલો એક કાગળનો ટુકડો આપ્યો.

શેઠે તે વાંચ્યો: "મેરીડ લવ, બાય મેરી સ્ટોપ્સ. આ પુસ્તક ખરીદીને પછી તે ક્યાં ગઈ? તેની પાછળ કોઈ બદમાશો કે પઠાણો પડેલા હતા?"

"મેં સ્ટોલવાળાને બહુએ પૂછ્યું કે તે દરવાજામાંથી સીધાં બહાર નીકળી ગયાં હતાં, તો તે કહે કે એટલું બધું ધ્યાન રાખવાની મને ફુરસદ હોતી નથી. હવે ખરેખર શું બન્યું હશે, કોઇએ તેમને ફસાવ્યાં હશે, કોઇ બદમાશો ઉપાડી ગયા હશે, કે શું બન્યું હશે તેની સમજ પડતી નથી." પરતાપ બોલ્યો.

ઘંટડી વાગી અને શેઠ ઉઠીને ટેલીફોન તરફ દોડ્યા.

"કોણ? માનચંદ શેઠ? વિભા ત્યાં નથી આવી તે હું જાણું છું. પણ શું બન્યું હશે તેની મને સમજ પડતી નથી. તે માર્ગમાંથી ગુમ થઈ ગઈ છે. તમારે ત્યાં જમવા મોકલવામાં અમને વાંધો હોય જ નહિ, શેઠ સાહેબ! આપ એવો વહેમ લાવો છો તે નકામો છે. આપનું અપમાન કરવાનો અમારો કોઇનો ઈરાદો નથી. વિભા બોરી-બંદર સ્ટેશન આગળ કોઇ બદમાશોનો ભોગ થઈ પડી હોય એમ લાગે છે. મને તો હજી અર્ધો કલાક પહેલાં જ ખબર પડી. હવે હું તપાસ કરું છું. પાતાળમાંથી ય હું તેને શોધી કાઢીશ. એની ચિંતા આપ ન કરશો. મુંબઈ આજકાલ ખરાબ શહેર બની ગયું છે. તેના શરીર ઉપર પચીસેક હજારના દાગીના હતા એ જ મ્હોંકાણ છે ને! એ જ કારણથી કોઈ તેને ઉપાડી ગયું હોવાનો મને પૂરો શક છે. ના, ના, દાગીનાની પરવા કરું તેવો હું માણસ નથી. મને મારી આબરુની અને વિભાની સલામતીની જ પરવા છે. તે મને મળે તો તેના માથા પરથી ઉતારીને દાગીના ફેંકી દેવાય હું તૈયાર છું. હા, પોલીસને તો ખબર આપવી જ પડશે અને છાપાંવાળાને પણ સમજાવવા પડશે; નકામી ચોળાચોળ કે ફજેતી ન થાય તેમ કરવાની મને ખાસ ચિંતા છે. આપની અને મારી બેઉની આબરુ ભેગી છે, શેઠ સાહેબ! હા, સાહેબજી! જરૂર ખબર આપીશ."

ટેલીફોનનું રિસીવર પાછું મૂકીને બહેન પાસે આવતાં શેઠ બબડવા લાગ્યાઃ "આ વહેવાઈ તો જુઓ! કહે છે કે તમે અમારી રસોઈ બગડાવી, વિભાને જમવા આવવા ન દીધી, અમારું અપમાન કર્યું! આપણું દિલ બળતું હોય ત્યારે ઉપરથી એ ડામ ચોડે છે."

વિજળીબાઈ બોલ્યાં: "એ તો હોય, શું કરીએ? દીકરાનો બાપ છે એટલે લાડકો છે, તે જે કહે તે સાંભળી રહેવું એ આપણી ફરજ છે. પણ ભાઈ, સાંજ પડવા આવી, હવે કાંઈ તપાસ તો કરો."

શેઠ ઝડપભેર ઉઠયા અને ટેલીફોન જોડયો: "હાં, છુપી પોલીસ ખાતાની ઓફીસ છે કે? અને પારપીયા સાહેબ છે કે? ત્યારે તેમને

જરા ટેલીફોન આપોને!...હેલો...પારપીયા સાહેબ! એ તો હું કૃષ્ણલાલ. આપ ઓફીસમાં જ છો? અધો કલાક તો રહેશો ને? મારે ખાસ કામ છે; હું ત્યાં જ આવું છું; હું આવું ત્યાંસુધી આપ ત્યાં રોકાઓ તો મારા પર મોટો ઉપકાર થશે. હાં, જલ્દી આવું છું, વિલંબ નહિ કરું."

શેઠ જાણે ઊડતા હોય તેમ મોટર તરફ ધાયા અને ચડપ બેસીને બારણું બંધ કર્યું. મોટર ત્વરાથી ચાલવા લાગી. પારપીયા સાથે કેવી રીતે વાત કરવી એ કાંઈ શેઠને માટે બહુ મહત્ત્વનો પ્રશ્ન નહોતો. મહત્ત્વનો પ્રશ્ન એ જ હતો કે પોતાની કુંવારી પુત્રીના અપહરણનો કિસ્સો છાપાને પાને ન ચડે, પોલીસ ખાતાના દફતર પર પણ ન ચડે અને તપાસ ચાલે.

પોલીસ સ્ટેશન આવ્યું. શેઠ પારપીયા પાસે જઇ પહોંચ્યા, પણ શેઠે જોયું કે આજુબાજુ ખાતાનાં માણસો ઊભાં છે. શેઠ તેમની હાજરીમાં પારપીયાને કાંઇ કહી શકયા નહિ. પારપીયા નવરા પડે અને માણસો જતા રહે તેની તે રાહ જોવા લાગ્યા.

દશેક મિનિટમાં પારપીયાએ નવરા પડીને કહ્યું: " કહો કૃષ્ણલાલ શેઠ! સેવકને શી ફરમાશ છે? તમારે માટે જ હું રોકાયો છું."

મીઠી જીભ વાપરવી અને ઉપરથી ઉપકારનો ભાર મૂકવો એ ચતુર પોલીસ અમલદારનું લક્ષણ છે. મીઠી જીભ એમ બતાવે છે કે જાણે "હું તમારો મિત્ર અને સ્નેહી છું." ઉપકારનો ભાર એમ બતાવે છે કે "કશાય બદલા વિના મેં તમારે માટે જ તકલીફ ઉઠાવી છે." શેઠ આવ્યા અને દશેક મિનિટ બેઠા, ત્યાંસુધી પારપીયા નવરા નહોતા, છતાં "તમારે માટે જ હું રોકાયો છું" એ ઉપકારદર્શક વાકય નિત્યની ટેવથી તેમના મુખમાંથી સરી પડયું.

કૃષ્ણલાલ શેઠના ધ્યાન બહાર એ ખોટો વિવેક રહ્યો નહિ, પણ અત્યારે શેઠને પારપીયાની એટલી બધી ગરજ હતી કે એ ખોટા વિવેકને સાચો સ્નેહ માની લેવાની શેઠને ફરજ પડી: "મારા ખ્યાલમાં

છે. મારા ટેલીફોનથી જ તમે રોકાયા હશો. આપ દોસ્તીની કદર કરો તેવા છો જ, એટલે મેં ટેલીફોન કરીને આપને રોકાવાની તસ્દી આપી છે."

"એમાં તસ્દી શાની! ફરમાવો શું છે."

શેઠે આજુબાજુ જોતાં કહ્યું: "જરા એકાંતની જરૂર છે."

"એમ કે? અરે ધોંડુ, શંકરલાલ, દત્તુ, બહાર જાઓ."

એક મિનિટમાં શેઠ અને પારપીયા એકલા પડ્યા. શેઠે વિભા ગુમ થયાની બધી વીગત કહી સંભળાવી. પારપીયા પોતાની ઝીણી આંખો મીંચતા અને ઉઘાડતા, માથે હાથ ફેરવતા અને કાન ખજવાળતા વિચારમાં પડ્યા. થોડી વારે તેમણે કહ્યું: "ઠીક, તમે ફરિયાદ લખાવો, એટલી વારમાં હું માણસનો બંદોબસ્ત કરું છું."

"નહિ સાહેબ! મારે ફરિયાદ લખાવવી નથી. ફરિયાદ લખાવું તો આખા શહેરમાં કુંવારી દીકરીની ફજેતી થાય, ન્યાતમાં ગેરઆબરુ થાય અને છાપાંવાળા ગુલબાન ઉડાવે તે જુદાં!"

"ત્યારે શું થાય? મારાથી તપાસ કેવી રીતે હાથ ધરી શકાય?"

"આપણી દોસ્તીનો ખ્યાલ કરીને ખાનગી રીતે તપાસ ચલાવો અને મને મારી વિભા મેળવી આપો."

પારપીયાની આંખો પાછી વધુ જોરથી ઉઘાડ–મીંચ થવા લાગી. તેમણે કહ્યું: "એમ તો ન બને શેઠ! માણસોને કામ સોંપું, તેઓ ડાયરી લખે અને દફતરે ફરિયાદ તો દાખલ થઈ ન હોય; એ કેવી રીતે ચાલે? તમારી ફરિયાદ છાપાંમાં ન આવે, તેની હું કાળજી રાખીશ. માણસોને હુકમ કરીશ કે કોઈ છાપાંવાળાને ખબર ન આપવી."

"તોય છાપાંવાળા છાના રહેવાના નહિ અને કાગળ પર અક્ષરો પડ્યા હોય એટલે આપણાથી ઈનકાર થઈ શકે નહિ. કોઈ પણ ખર્ચે અને કોઈ પણ ભોગે કશું છાપાંમાં ન આવે, ચકચાર ન ચાલે, ખાતાનાં માણસો પાસે પણ આ વાત બહુ ન ચુંથાય અને

મારી વિભા પાછી મળે એવો ઉપાય કરો તો આપનો મારા પર અત્યંત અહેશાન થાય."

પારપીયા હસ્યા અને જરા ગ્રામ્ય બન્યાઃ "શેઠ, તમે તો બાર વરસની બૈરી ને બે છોકરાંની મા જેવી વાત કરો છો! ઠીક ભાઇ, ચાલો, આપણી દોસ્તીને કાંઈ ભુલાશે?"

"થેંક યુ!" શેઠને હવે કાંઈક કળ વળી.

"અરે, શંકરલાલ! જરા અંદર આવો તો."

ત્રીસેક વરસનો એક જુવાન સબઈન્સ્પેકટર તુરત અંદર આવ્યો અને સાહેબને સલામ કરીને ઊભો.

"શંકરલાલ!" પારપીયાએ ફરમાવ્યુંઃ "આ શેઠની સાથે તેમને ત્યાં જાઓ; તેમની બધી વાત સાંભળો; તેમની દિકરી ગુમ થઈ છે; તેમની, તેમના શોફરની અને બીજાંઓની વીગત ઉપરથી જે કાંઇ તપાસ કરવી ઘટે તે કરો, અને સ્હવારમાં જ મને ખબર આપો કે તે ગુમ થવાનું કારણ શું છે અને ગુમ કરનારાઓ કેવા માણસો હોવાનો સંભવ છે."

"જી સાહેબ."

"જુઓ કૃષ્ણલાલ શેઠ! શંકરલાલ પણ તમારી કોમનો છે, જૈન છે. બીજા કોઈ માણસ કરતાં તે વધારે સારી તપાસ કરી શકશે એમ હું માનું છું. પછીથી હું તેની મદદમાં બીજાં માણસો જોઇશે તો આપીશ."

"બહુ સારું, સાહેબ!"

"ત્યારે હવે હું જઉં છું." પારપીયા ઉઠ્યાઃ "શંકરલાલ! તમે શેઠની સાથે જાઓ."

"જી હા!"

પારપીયાએ જતાં જતાં કહ્યુંઃ "શેઠ, મેં તમને એક સરસ ડિટેકટીવ ઓફીસર આપ્યો છે હોં! અને શંકરલાલ! હાલ તુરત

ડાયરી ના લખતા; જુદા કાગળો પર જે કાંઈ નોંધ કરવી હોય તે કરજો."

"સારું સાહેબ!"

શેઠ અને શંકરલાલ ઓફીસમાંથી નીકળ્યા. બેઉ શેઠની મોટરમાં બેઠા. બંગલા તરફ આવતાં શેઠે શંકરલાલને બધી વાત કહી. શંકરલાલે ખૂબ ધ્યાનથી બધું સાંભળ્યું.

કેટલીક વાર સુધી ચૂપકીથી વિચાર કર્યા પછી તેણે શેઠને પૂછ્યું: "બૂકસ્ટોલ પરથી વિભાએ ખરીદેલા પુસ્તકનું નામ શું?"

"મેરીડ લવ, બાઈ મેરી સ્ટોપ્સ."

"હંઅ!" શંકરલાલના ચિત્તમાં કેવળ નવું જ વિચારકિરણ પ્રકટ્યું. પણ તે છૂપી પોલીસનો એક માણસ હતો. ઓછું બોલવું અને વધારે સાંભળવું એ તેનો નિયમ હતો. કોઈ પણ અપકવ વિચાર કે યોજના તે મુખથી બહાર પાડતાં મનમાં ખૂબ ઘૂંટતો.

એટલામાં શેઠનો બંગલો આવ્યો અને બેઉ જણા મોટરમાંથી ઊતરી અંદર ચાલ્યા.



## ૧૬

## શંકરલાલની પ્રાથમિક તપાસનું પરિણામ



સૌથી પહેલાં શંકરલાલે પરતાપને બોલાવ્યો અને વિભા કેવી રીતે ગુમ થઈ તે વિષેની વીગત તેને પૂછી. શેઠને જે વીગત પરતાપે આપી હતી તે જ વીગત તેણે શંકરલાલને કહી. તેણે અનેક ઉલટ-પાલટ સવાલો પૂછ્યા, પરન્તુ પરતાપ પોતાની વીગતોમાં જરાએ બદલાતો જણાયો નહિ.

તે ગયો એટલે શંકરલાલે શેઠને પૂછ્યું: "પરતાપ તમારી નોકરી કેટલાં વરસથી કરે છે?"

"દસ વરસથી. બહુ ડાહ્યો માણસ છે અને વિશ્વાસુ પણ છે. ધરમપુરનો ગરાસીયો છે—જાતવંત છે." શેઠે જણાવ્યું.

"ત્યારે તમારા ઘરમાં કોઈ શંકાશીલ માણસ છે? નોકર, ચાકર, કોઇ પણ?"

"કોઇ જ નહિ."

"કોઈ અવાર–નવાર આવ–જા કરનારું માણસ છે?"

"ના; કાયમી નોકરો સિવાય આવ–જા કરનાર તો માત્ર પેલા ચંદ્રવદન માસ્તર; પણ તે તો ઘણા વરસથી અમારે ત્યાં ભણાવવા આવે છે અને બહુ સુશીલ માણસ છે. વિભા નાની હતી ત્યારથી તેને ભણાવે છે અને હવે તો ચંપક અને લીલાને પણ વિભાની સાથે ભણાવે છે."

"ત્યારે લીલાને જરા બોલાવો."

"લીલાને? તે તેની સાથે મોટરમાં હતી; પરતાપ કહે છે તેથી વધારે તે બીજું કશું કહેવાની નથી."

"છતાં બોલાવો તો ખરા."

શેઠે લીલાને બોલાવી અને પોતાની પાસે બેસાડી.

શંકરલાલે પૂછ્યું: "લીલા બહેન! તમે વિભા બહેનની સાથે જ મોટરમાં હતાં ખરું ને?"

"હા."

"અને વિભા બહેનની સાથે ભણવા પણ બેસો છો, ખરું ને?"

"હા."

"વિભા બહેન અને ચંદ્રવદન માસ્તરની વચ્ચેની વાતો કોઇ વાર સાંભળવામાં આવતી ખરી?"

"હા, પણ અભ્યાસની જ વાતો તે કરતાં."

શેઠ વચ્ચે જરા હસીને બોલ્યા: "શંકરલાલ! તમારો વહેમ અસ્થાને છે. વિભાના વર્તન ઉપર તમારે જરાએ શંકા ન લાવવી. તે વિષે મારી ખાત્રી છે."

"આ શંકાની વાત નથી. આજે માસ્તર ભણાવવા આવ્યા હશે."

શેઠને ખબર નહોતી, કારણકે તેમને ધંધાના બોજામાં એવી બધી ખબર રાખવાનો અવકાશ નહોતો. લીલાએ જ એ પ્રશ્નનો જવાબ આપ્યો : "હા, આવ્યા'તા. અમે ત્રણે જણાંએ તેમની પાસે આજનો પાઠ કર્યો હતો. જતાં જતાં માસ્તર વિભા બહેનને એક ચોપડી આપી ગયા હતા."

શંકરલાલે બીજો પ્રશ્ન પૂછ્યો : "એમ કોઈ કોઈ વાર ચોપડી આપતા હતા ખરા કે ?"

"હા, ઘણીએ વાર. માસ્તર ચોપડી લાવતા તે વિભા બહેનને આપતા; વિભા બહેન એ ચોપડી વાંચી લઈને બીજે કે ત્રીજે દિવસે પાછી આપતાં અને માસ્તર નવી ચોપડી આપતા."

શંકરલાલ જરા થોભ્યો અને વિચારમાં પડ્યો. તેણે પૂછ્યું : "આજે તેમણે કઈ ચોપડી આપેલી તેની તમને ખબર છે ?"

"લાલ પૂંઠાની ચોપડી હતી; કઈ ચોપડી હતી તે ખબર નથી."

"ઠીક, હવે તમે જાઓ."

લીલા ગઈ. શંકરલાલે શેઠને પૂછ્યું : "વિભા બહેનનું વેવીશાળ તો કરેલું છે, ખરું ને ?"

"હા, પેલા માનચંદ શેઠના દીકરા શ્યામલાલ વેરે. તમે ઓળખતા હશો."

"સારી પેઠે. હવે જરા ફોઈબાને બોલાવોને."

શેઠનું મન કચવાયું. આ છૂપી પોલીસનો માણસ નકામી માથાફોડ કરાવે છે એમ શેઠને લાગ્યું. પણ તેની સૂચના શેઠને માન્ય રાખવી પડી. વિજળી ફોઈ આવ્યાં અને બેઠાં.

"ફોઈબા, જુઓ, મને અત્યારે તમારો ભત્રીજો માનજો, પોલીસનો માણસ ન સમજતાં."

"ના રે ભાઈ, પૂછો તમારે પૂછવું હોય તે."

"વિભા બહેન કોઈ વાર તમારી પાસે પોતાના વેવીશાળ વિષે કાંઈ બોલેલાં ખરાં?"

શેઠ ભ્રૂકુટી ચઢાવીને બોલ્યા : "મીસ્ટર શંકરલાલ! આ બધું તમે શું પૂછી રહ્યા છો? શું તમે એમ માનો છો કે મારી વિભા જાણી જોઇને કોઈની સાથે નાસી ગઈ છે? આવા સવાલો પૂછતાં તમે વિચારતા નથી કે હું કોણ છું, કેવા દરજ્જાનો માણસ છું અને મારું કુટુંબ કેવું ઊજળું છે?"

વારે વારે શેઠ પોતાની તપાસની આડે આવે તે જોઇને શંકરલાલને પણ માઠું લાગ્યું. તેણે કહ્યું : "શેઠ સાહેબ! આપ માઠું લગાડશો નહિ. હું જે કાંઈ તપાસ કરવા ઇચ્છું છું તે મને કરી લેવા દો, અગરતો મારી તપાસ તમને ન ગમતી હોય તો હું ચાલ્યો જઉં. દર્દીને ડાકટરને સોંપ્યા પછી દર્દીનાં સગાંઓનું ડહાપણ ડાકટર સાંખી શકતો નથી, કારણકે ડાકટર દર્દ અને દર્દીના સંબંધમાં જેટલું જાણતો હોય છે તેટલું તેનાં ગમે તેવાં વહાલાં સગાં પણ જાણતાં હોતાં નથી."

શંકરલાલના આ જવાબથી શેઠ ઠંડા બની ગયા. "હશે ભાઈ, પૂછો તમારે પૂછવું હોય તે; પણ હું પહેલેથી જ કહેતો આવ્યો છું કે તમારો વહેમ જરાએ પાયાવાળો નથી."

"તો વધારે સારું. મારે શોધ ભવિષ્યમાં કરવાની છે તે રખડેલ બદમાશોની કે ભણેલા બદમાશોની તે મારે પહેલાં નક્કી કરવું જોઇએ કે નહિ? હંઅ, ફોઈબા, કહો જોઇએ."

વિજળી ફોઇએ જવાબ આપ્યો : "પોતાના વેવીશાળ સંબંધે તો વિભા કોઈ વાર કશું બોલી નથી; પણ એક વાર તેણે મને એવું પૂછયું'તું ખરું કે, આપણી ન્યાતમાં વેવીશાળ ફોક કરવું હોય તો થાય કે નહિ અને થાય તો ક્યારે થાય?"

"હંઅ. પછી તમે શો જવાબ આપ્યો'તો?"

"મેં કહ્યું હતું કે આપણી ન્યાતમાં એક વાર થએલું વેવીશાળ ફોક થતું જ નથી, પણ જો વર આંધળો થયો હોય, ગાંડો થઈ ગયો હોય કે તેને કોઈ મોટો રોગ થયો હોય, તો ન્યાત વેવીશાળ ફોક કરવાની રજા આપે. પણ તે વખતે મેં એને ધમકાવી હતી કે આવું તું કેમ પૂછે છે? કોઇને મ્હોંએ એવું બોલતી કે પૂછતી નહિ, નહિતો લોકો વહેમાઈ જાય કે વિભા આવું કેમ પૂછતી હશે?"

શેઠ ચમકયા. તેમણે પૂછ્યું: "હેં બહેન, તમે તો કોઇ વાર મને કહ્યું નથી કે વિભા અને તમારી વચ્ચે આવી વાતચીત થઈ હતી."

"હા, નથી કહ્યું, પણ એમાં કહેવા જેવું શું હતું? જુવાન છોકરાં કાંઈ કાંઈ વાતો કરે અને પૂછે, એ બધું હું કાંઈ તમને કહેવા બેસું?"

શંકરલાલે પૂછ્યું: "ત્યારે પોતાના વેવીશાળ પ્રત્યે વિભાબહેનનો અસંતોષ સીધી કે આડકતરી રીતે તમારા જોવાજાણવામાં આવેલો ખરો?"

"ના રે, જરાએ નહિ. તેથી ઉલટું જે દિવસે જમાઇને જમવા બોલાવેલા તે દિવસે તો તે કેવાય ઉમંગમાં હતી. વારેવારે નીચે ઊતરે ને ઉપર જાય!"

વિજળી ફોઇને રજા આપીને શંકરલાલે ઘરની બે ચાકરડીઓને બોલાવી. તેમને કરેલી પૂછગાછ ઉપરથી તેને કશું વધુ જાણવાનું મળ્યું નહિ

છેવટે તેણે ચંપકને બોલાવ્યો. શંકરલાલે તેને પૂછ્યું: "માસ્તર કઈ કઈ ચોપડીઓ લાવીને વિભાબહેનને વાંચવા આપતા તે તું જાણે છે?"

"સંસ્કૃત હોય, અંગ્રેજી હોય, ગુજરાતી હોય, એવી કોઈ ચોપડીઓ લાવીને માસ્તર આપતા. પણ મોટે ભાગે એ જ ચોપડી વિભાબહેન માસ્તરને બીજે કે ત્રીજે દિવસે પાછી આપતાં."

"અને એક-બે દિવસમાં વિભાબહેન આખી ચોપડી વાંચી કાઢતાં ?"

"એ તો મને ખબર નથી; પણ વિભાબહેન પોતાના ઓરડામાં વાંચવા કરતાં લખતાં વધારે."

શંકરલાલને અત્યારસુધીમાં ત્રણ મુદ્દા એવા મળ્યા હતા કે જે ઉપરથી તેને એમ લાગ્યું હતું કે વિભાને કોઇ ઉપાડી ગયું નથી પણ તે પોતાની મેળે જતી રહી છે. એક તો વિભાનો પોતાના વેવીશાળ ઉપર અસંતોષ, બીજો માસ્તર સાથે પુસ્તકની વધુ પડતી આપલે, અને ત્રીજો, એ જ પુસ્તક વાંચવા કરતાં લખવાની તેની અત્યંત પ્રવૃત્તિ; પણ પોતાની પ્રતિષ્ઠાના વધુ પડતા ખ્યાલવાળા કૃષ્ણલાલ શેઠને અત્યારથી એ વાત કહેવામાં શંકરલાલને વાજબીપણું દેખાયું નહિ. એ લાગણીશીલ ધનવાન ગૃહસ્થને જરા પંપાળી–સમજાવીને કામ લેવાથી જ પોતે પોતાને સોંપાયલા કામમાં ફત્તેહ મેળવી શકશે એમ તેને લાગ્યું.

તેણે કહ્યું: "શેઠસાહેબ ! જો આપને માઠું ન લાગે, તો હું એક બીજી વ્યક્તિને થોડું પૂછવા ઇચ્છું છું."

"ખુશીથી પૂછો. તમારી દીર્ઘ દૃષ્ટિ ઉપર મને વિશ્વાસ છે. કહો, કોને બોલાવું ?"

"ત્યારે આપનાં પત્નીને બોલાવો."

"હેં ! !" શેઠ હસ્યા અને બોલ્યા : "તમને ખબર નહિ હોય કે વિભાની માતા મરણ પામી છે અને ત્યારપછી મેં બીજું લગ્ન કરવાની ઇચ્છા સુદ્ધાં કરી નથી !"

શંકરલાલ ચમકીને અવાક્ બની ગયો. દરિયાકિનારે ફેરી બોટમાંથી ઊતરીને મોટરમાં બેસતાં કૃષ્ણલાલ શેઠની સાથે એક જુવાન સ્ત્રીને જોનાર શંકરલાલ પોતે હતો. તે જ સ્ત્રીની સાથે શેઠે પોતાનો ફોટો પડાવ્યો હતો તે ફોટો પણ અનંત ફોટોગ્રાફરને ત્યાં શંકરલાલે જ જોયો હતો. અને કૃષ્ણલાલ શેઠ કહેતા હતા કે પોતે

નવી સ્ત્રી પરણવાની ઇચ્છા સુદ્ધાં કરી નહોતી ! ત્યારે શેઠની સાથેની પેલી સ્ત્રી કોણ ?

મુંબઈના વિલાસી ધનવાનોના જીવનની સારી પેઠે માહિતી ધરાવનાર છૂપી પોલીસ ખાતાના એ માણસને શેઠના વાસ્તવિક જીવનનો ખ્યાલ આવતાં વાર લાગી નહિ. તે સમજી ગયો કે શેઠને પત્ની નહિ પણ એક ઉપપત્ની તો છે.

ક્ષણમાત્રમાં એ વિચાર કરી વાળીને શંકરલાલે કહ્યું : "ત્યારે મને એ વાતની ખબર જ નહિ, શેઠ સાહેબ ! હશે, હવે અન્ય કોઇને પૂછવાની કશી જરૂર નથી, પરન્તુ જો તમને હરકત ના હોય તો વિભાનો ઓરડો, તેનાં પુસ્તકોનું કબાટ, તેનું મેજ વગેરે જે કાંઈ હોય તે તપાસવું છે."

"ભલે, ચાલો ઉપર."

આગળ શેઠ અને પાછળ શંકરલાલ ઉપરને મજલે ગયા. વિભાના ઓરડામાં બધું સુવ્યવસ્થિત રીતે ગોઠવેલું હતું. તે જોતાં જ શંકરલાલના મન ઉપર પહેલી છાપ વિભાની સુઘડતા સંબંધે પડી. તેને લાગ્યું કે જો વિભા પોતાની ઇચ્છાથી જ ગઈ હશે, તો પોતાની પાછળ પોતે પોતાના પિતા જોગી એકાદ ચિઠ્ઠી લખીને મૂકી ગઈ હશે; અને જો તેવી ચિઠ્ઠી મળી જાય તો પોતાનું કામ તદ્દન સીધું અને સરળ બની જાય.

શંકરલાલે વિભાના મેજ ઉપર કેટલાંક પુસ્તકો ગોઠવેલાં જોયાં. એ બધાં પુસ્તકોમાં એકાદ બે અંગ્રેજી વાર્તાઓનાં હતાં અને બાકીનાં બધાં ગુજરાતી નવલકથાઓ, કવિતાઓ અને નાટકોનાં હતાં. પુસ્તકોની અંદર પાનેપાને રસિક ભાગો ઉપર લાલ-ભૂરી પેન્સીલથી નિશાનો કરેલાં હતાં.

ત્રણ-ચાર પુસ્તકો ઉઘાડીને શંકરલાલે એ નિશાની કરેલા ભાગો કેવા છે તે જોઇ લીધું. એક માણસના શોખ અને સ્વભાવનું પરીક્ષણ તેના કબાટમાંનાં પુસ્તકો કે દિવાલ પરનાં ચિત્રો જોવાથી

કરી શકાય છે, પરન્તુ તેને ખરેખર શું રસિક લાગે છે તે જાણવા માટે અથવાતો તેના સ્વભાવનું ઊંડું નિરીક્ષણ કરવા માટે તો પુસ્તકોમાંના આવા નિશાની કરેલા વિભાગો બહુ ઉપયોગી થઈ પડે છે. આછી, જાડી, અને એવડી લીંટીઓ કરીકરીને વિભાએ જયા–જયંત, ઈંદુકુમાર, શાકુન્તલ, સરસ્વતીચંદ્ર ઇત્યાદિ પુસ્તકોમાં પોતાને ઓછા કે વધુ રસિક લાગતા ભાગો દર્શાવી આપ્યા હતા, અને ચતુર શંકરલાલ સમજી ગયો કે નિર્મળ પ્રેમજીવનનાં સ્વપ્નો પાછળ વિભા ઘેલી બની ગયેલી હતી. તેના અભિલાષો કેટલા ઉચ્ચ અને પવિત્ર હતા, તેમ જ તે કેટલા આવેગવાળા હતા, તે તેણે જોઈ લીધું અને સ્વાભાવિક રીતે જ શંકરલાલનું ચિત્ત વિભા પ્રત્યે સહાનુભૂતિ ધરાવવા લાગી ગયું.

આડે માર્ગે જીવન ગાળતા પિતાની આ પુત્રી નિર્મળ પ્રેમ-જીવનને માટે ઉન્મત્ત બની છે, ત્યારે એ પિતાએ કાગડાની કોટે પોતાના પુત્રીરત્નને બાંધ્યું છે: એ એક જ વિચારકિરણે શંકરલાલમાં વિભા પ્રત્યે સહાનુભૂતિ નીપજાવી; પણ તેણે પોતાનો મનોભાવ શેઠના કળવામાં આવવા ન દીધો.

પુસ્તકો જોઇને તેણે વિભાના કબાટમાંનાં પુસ્તકો જોયાં. તેમાં અભ્યાસનાં પુસ્તકો હતાં, વાંચવાનાં પુસ્તકો હતાં, નીતિ–ધર્મનાં પુસ્તકો પણ હતાં.

છેવટે તેનાં કપડાંનું કબાટ ખોલવામાં આવ્યું અને તેમાંથી ચંદ્રવદનના પત્રોનો જે સંગ્રહ નીકળી આવ્યો, તે જોઇને શંકરલાલ અને શેઠ બેઉ આભા બની ગયા!

અને એક પછી એક પત્ર વાંચીને શંકરલાલ તે શેઠના હાથમાં મૂકવા લાગ્યો, ત્યારે તો શેઠના ચિત્તના મૌન વિલાપનો પાર જ ન રહ્યો!

ઘણા પત્રો હતા. તુરતમાં માત્ર પાંચ–સાત પત્રો આખા વાંચીને બીજા બધા ઉપર શંકરલાલ માત્ર ઉપરઉપરથી નજર ફેરવી ગયો.

શેઠ તો માત્ર બે–ત્રણ પત્રો વાંચીને જ ઠંડાગાર બની ગયા અને આરામખુરશીમાં લમણે હાથ દઇને પડ્યા.

પોતાના કામમાંથી નવરા પડીને શંકરલાલે શેઠને પૂછ્યું: "હવે આપને શું લાગે છે?"

"તમે ધારો છો તે જ, શંકરલાલ! પણ હવે મારી આબરુ તમારે હાથ છે; અરર, આ છોકરી આમ માસ્તર સાથે જ પત્રવહેવાર કરતી હશે તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો."

શંકરલાલ ચિત્તમાં જરા ચ્હીડાયો. તે મનમાં બોલ્યો: "ખ્યાલ ક્યાંથી હોય? દિવસે ધંધો અને રાત્રે માશુકની ગોદમાંથી નવરા પડાય ત્યારે છોકરાંની સંભાળ રાખવાનું સૂઝે ને?!" પરંતુ એ બળેલા બાપને વધારે બાળવાની શંકરલાલની ઇચ્છા નહોતી. તેણે માત્ર કહ્યું: "એવો ખ્યાલ કોઇને પણ સહજમાં ન આવે. પણ શેઠ! એક વાત સ્પષ્ટ છે કે તમે કરેલું વેવીશાળ વિભાને પસંદ નહોતું."

"હા, એમ લાગે છે; પણ શંકરલાલભાઇ! માનચંદ શેઠને તમે ઓળખો છો. અમારી ન્યાતમાં તેના જેટલો ધનવાન બીજો કોઇ નથી. અને શ્યામલાલ કેવો રૂપાળો છે! કેવો તંદુરસ્ત છે! મેટ્રીક સુધી ભણ્યો છે. મેં શું ખોટું જોયું હતું તે કહો."

"તમે વિભાને પૂછેલું ખરું ને?"

"અરર! એ તમે શું બોલ્યા? એમાં વિભા શું સમજે? એની અક્કલ કેટલી? એનો અનુભવ શું?"

"પણ આપણે ભણાવીને અક્કલ આપીએ અને પછી એ અક્કલની અવગણના કરીએ તે આજના જમાનામાં ક્યાં ચાલે છે?"

"હા, ભાઇ હા! એ બધી નવા જમાનાની વાતો છે. મેં જોયું છે કે અમારી ન્યાતમાં કોઇ વેવીશાળ કરતી વખતે દીકરીને પૂછી જોતું નથી."

"પણ જમાનો બદલાઈ ગયો છે, એટલી વાતમાં બધું સમજી

જાઓ. આ કાગળોમાંથી એક બીજી વાત નીકળે છે, અને તે એ કે ચંદ્રવદન માસ્તરે શ્યામલાલને પરણીને સુખી થવા વિભાને બહુ બહુ સમજાવી છે."

" એમ ? ત્યારે વિભા ક્યાં ગઈ હશે તેની તમે કલ્પના કરો છો ?"

" કાંઇ કલ્પના ચાલી શકે તેમ નથી. જો આમાં ચંદ્રવદન પોતે શામેલ હશે તો કાલે તે તમારે ત્યાં નિયમ મુજબ ભણાવવા નહિ આવે; અને જો ભણાવવા આવે તો તમારે સમજી લેવું કે વિભા કોઇ બીજા ઓળખીતા માણસને ત્યાં છૂપાઈ છે. "

" પણ તેની તો હવે કાલે જ ખબર પડે. પણ શંકરલાલભાઇ! મારી વિભાનો પત્તો તમારે લગાડવાનો છે હોં ! " શેઠ ગળગળા થતાં બોલ્યા : " જુઓ, મારી આબરુ તમારા હાથમાં છે. કોઇને આ વાત કહેતા નહિ; અને કોઇ રીતે મારી વિભાનો પત્તો લગાડી તેને આપ મારે હાથ સોંપશો, તો હું આપની મહેનત નિષ્ફળ જવા નહિ દઉં. "

" એમાં આપ શાને ચિંતા કરો છો ? સાહેબે મને ફરમાવ્યું છે એટલે મારે તમને બનતી મદદ કરવી એ મારી ફરજ છે. હવે અત્યારે હું જઉં છું. સ્હવારે દસ વાગ્યે હું આવીશ. "

" ઠીક, દસ વાગે તમને મારી મોટર તેડવા આવશે. "

શંકરલાલ ઉઠીને ચાલતો થયો અને શેઠ ઉંડા વિચારમાં ડૂબી ગયા.



## ૧૭

## " તમારો આશીર્વાદ ઇચ્છતી વિભા "



કૃષ્ણલાલ શેઠે રાત કેમ વીતાવી તે કહેવાની શી જરૂર છે ? ઉદ્વિગ્ન ચિત્તવાળા મનુષ્યને અનિદ્રા પીડે છે એ તો આખું જગત જાણે છે.

સ્હવારમાં શેઠ ક્યાંય બહાર ગયા નહિ, અને ચંદ્રવદન ભણાવવા આવે છે કે નહિ તે જાણવાને ઘેર જ બેસી રહ્યા. નવ વાગ્યા, સાડા નવ વાગ્યા, દસ વાગ્યા; ચંદ્રવદન ન આવ્યો. શેઠ બધી વસ્તુસ્થિતિ કળી ગયા.

શંકરલાલને તેડવા જવા માટે મોટર મોકલવાને બદલે શેઠ પોતે મોટરમાં શંકરલાલને ત્યાં જઇ પહોંચ્યા, અને ચંદ્રવદન આજે ભણાવવા નથી આવ્યો, એવા તેને સમાચાર આપ્યા.

હવે શંકરલાલનું પહેલું કામ ચંદ્રવદનને શોધી કાઢવાનું હતું. ક્રાફર્ડ મારકેટની નજીકના એક માળામાં ઓરડી ભાડે રાખીને તે રહ્યો હતો, પણ તે ત્યાં હોય એવો સંભવ જ શંકરલાલને દેખાયો નહિ. તેનો પત્તો મેળવવામાં મુશ્કેલી પડશે એમ તે સમજી ગયો.

થોડી વાર વિચારીને તેણે શેઠને પૂછ્યું: "ચંદ્રવદનનાં કોઇ સગાં મુંબઈમાં રહે છે?"

"હું શું જાણું! હું તેના કોઈ સગાને ઓળખતો નથી." શેઠે દીનતાથી જવાબ આપ્યો.

"ઠીક. ત્યારે સૌથી પહેલાં મારે ચંદ્રવદનનો પત્તો મેળવવો પડશે. હું તપાસ શરુ કરું છું."

"શંકરલાલભાઇ! મારે તમને એક વિનંતિ કરવાની છે." શેઠ ઓશિયાળે મ્હોંએ બોલ્યા.

"કહો."

"એકની એક વાત હું તમને ફરી ફરીને કહું છું તેથી કંટાળશો નહિ. દુઃખી માણસને બોલવા ને ચાલવાનું ભાન રહેતું નથી, એવી આજે મારી સ્થિતિ છે."

"તે હું જાણું છું શેઠ! હું કંટાળવાનો નથી. મને હિંમત છે કે હું તમારી વિભાને શોધીને તમારા હાથમાં સોંપી શકીશ. મારી એટલી ચિંતા ઓછી થઈ છે કે કોઇ બદમાશો વિભાનું અપહરણ કરી ગયા નથી."

શેઠ કપાળ પર આંટી ચડાવતા બોલ્યાઃ " પારકી છોકરીને ઉપાડી કે ફોસલાવી જનાર કરતાં વધારે મોટો બદમાશ બીજો કયો હશે? મારી ચિંતા તો જરાએ ઓછી થઇ નથી."

" હું કાંઇક જુદું જ કહું છું. કેટલાક બદમાશો જુવાન છોકરીઓનું અપહરણ કરી દૂરના દેશમાં લઇ જાય છે, ત્યાં તેમને વેચે છે અને હલકા ધંધામાં ઉતારે છે; એવું કાંઈ આ બનાવમાં બન્યું નથી, એટલું ઠીક છે."

" એ તો ધૂળ કરતાં રાખ સારી, એમ માનીને સંતોષ માનવા જેવી વાત છે. બેઉ રીતે માબાપને તો છોકરી ગુમાવવી જ પડે છે. ઉલટું, આમાં માબાપની અને છોકરીની વધારે ગેરઆબરુ થાય છે એટલે મારી વિનંતિ એટલી જ છે કે મને તાબડતોબ વિભાનો પત્તો મેળવી આપો અને કોઇને કાને આ વાત ન જાય તેમ કરો. મારી આબરુ આજે તમારા હાથમાં છે; જો કોઈ જાણશે, દિવસો જશે અને વિભા નહિ મળે કે મોડેથી મળશે, તો મુંબઇમાં મારી આબરુના કાંકરા થઈ જશે અને મને જીવવું ભારે થઈ પડશે."

આ આબરુના ભૂત ઉપર શંકરલાલને જરા કંટાળો આવ્યો, પરંતુ કંટાળો નહિ દર્શાવવાનું તેણે વચન આપ્યું હતું. તેણે કહ્યુંઃ " વિભા તુરત હાથ લાગી જાય તેટલા માટે તો હું મારાથી બનતું કરીશ જ; પણ હજી તો મારી તપાસના ત્રાજવામાં પહેલી પૂણી પણ મુકાઇ નથી, એટલે કેટલો વખત જશે તે હું કેમ કહી શકું?"

" જો તુરત મળી જાય, તો હું લોકોને મનાવી શકું કે જાણે કશું બન્યું જ નથી. પણ જો દિવસો જાય તો એમ મનાવવું મુશ્કેલ બની જાય."

" પોલું આ જગ છે, અને જગતની પોલી જ કીર્તિ દિસે" એવું એક કવિવાકય શંકરલાલને સાંભર્યું અને તે મનમાં હસ્યો. કૃષ્ણલાલ શેઠની આબરુ એટલે કાળા કલંક ઉપર સફેદ ચાદર ઢાંકીને માંહેનું બધું સફેદ છે એવું લોકોને મનાવવાનો દંભ, એમ શંકરલાલ

સમજી ગયો. કૃષ્ણુલાલ શેઠ જેવા ઘણા મનુષ્યો જેટલા પાપથી ડરતા નથી, દંભથી પાછા હઠતા નથી, અધર્મથી ત્રાસતા નથી, તેટલા તેઓ પોતે ઓઢેલો પ્રતિષ્ઠાનો અંચળો ખસી જાય તેથી ડરે છે. જગતને ઠગવાની નિપુણતા જ પ્રતિષ્ઠાનું રક્ષણ કરી શકે છે એવી તેમની માન્યતા હોય છે! તેમ ન હોય તો પ્રતિષ્ઠા ઉપર પૂળો મૂકવા જેવું જ છૂપું વર્તન ચલાવનાર કૃષ્ણુલાલ શેઠ શંકરલાલ પાસે પોતાની પ્રતિષ્ઠાને માટે આટલી તાલાવેલી કેમ બતાવે?

અને મનમાં એક, વચનમાં બીજું તથા વર્તનમાં ત્રીજું, એવી દંભનીતિનો પાશ સમાજના કયા વિભાગને નથી બેડો? સમાજના જીવનની કઇ દિશામાં તેનાં દર્શન નથી થતાં? ગૃહજીવનમાં અને જાહેર જીવનમાં, ધંધાને સ્થાને અને ધર્મને મંદિરે, કુટુંબની વચ્ચે અને ન્યાતની વચ્ચે, કેટકેટલી વ્યક્તિઓ એકધારું જીવન જીવે છે? જો કોઇ માનસશાસ્ત્રી સંશોધન કરે તો તેને જણાશે કે વાનરની અને મનુષ્યની સ્વસંરક્ષણુશીલ વૃત્તિમાં લગભગ એકસરખા અધમતાના અંશો છે! વાનર સ્વરક્ષણુ અર્થે પોતાના કુટુંબનું બલિદાન આપતાં અચકાતો નથી, મનુષ્ય પણુ બહુધા તેમજ કરે છે; પરન્તુ તે બુદ્ધિમાન છે, કલાનિપુણુ છે, એટલે તે પોતાની અધમતાને છાવરવાને જે દંભી વાણી તથા વર્તનનો ઉપયોગ કરે છે, તે પશુવૃત્તિવાળો વાનર કરી શકતો નથી. સંસ્કારી મનુષ્યોવિહોણી પૃથ્વી નથી, એટલે જગતના મનુષ્યોમાં દેવવૃત્તિ પણુ સાંપડશે, પરન્તુ તેવા થોડા અપવાદોને બાદ કરતાં વસ્તુતઃ વાનરથીએ ચડિયાતી પણુ ઢાંકી રાખેલી પશુવૃત્તિ જ બહુધા દેખાશે. એ વૃત્તિની વિપુલતા આજે સમાજને પોકળ જીવન જીવાડે છે–જગતને પોલું બનાવી મૂકે છે.

થોડો વિચાર કરીને શંકરલાલ કૃષ્ણુલાલ શેઠને આશ્વાસન આપતાં બોલ્યો: "આપ નિશ્ચિંત રહો; હું જેમ બને તેમ ઉતાવળે કામ કરીશ અને કોઇને કશી જાણુ થવા નહિ દઉં."

" બસ, બસ, બીજું હું કશું નથી ઇચ્છતો. મારું મ્હોં ઊજળું રહે એટલુંજ ઇચ્છું છું. હવે સાંભળો, મારી મોટર હું તમારે માટે મૂકી જઉં છું. મારે ઘેર, મીલની ઓફીસમાં અને પેઢી પર ટેલીફોન છે. કોઈ પણ વખતે તમે મને ટેલીફોન પર બોલાવી શકશો, સમજ્યા ?"

" હા, આપ હવે ખુશીથી જાઓ. જમીને તુરત હું બહાર નીકળી જઉં છું."

શેઠ એક વાર ફરીથી શંકરલાલને ઉતાવળ કરવાનું કહીને ઉઠયા. શંકરલાલે જમી લઇને મોટર ક્રાફર્ડ મારકેટ તરફ દોડાવી. ચંદ્રવદનની ઓરડી બંધ હતી. પડોશીએ સમાચાર આપ્યા કે કાલ સ્હવાર પછીથી ચંદ્રવદન ઘેર આવ્યો જ નથી. તે જે ભોજનગૃહમાં જમતો તેનું નામ પડોશી પાસેથી મેળવી શંકરલાલે તપાસ કરી, પણ ત્યાંથી ખબર મળી કે તે ગઈ કાલથી જમવા પણ આવ્યો નથી. જે શાળામાં તે નોકરી કરતો હતો ત્યાં તેણે તપાસ કરી તો જણાયું કે–કોઈ ખાનગી કારણસર તેણે હેડ માસ્તર પર એક અઠવાડિયાની રજા માટે ચિઠ્ઠી લખી મોકલી હતી. આ બધી તપાસનું પરિણામ શૂન્યમાં આવ્યું તેથી શંકરલાલ નિરાશ થયો નહિ; તે જાણતો હતો કે ચતુર માણસ સાવધાનતાથી છુપાઇ રહેવાની કાળજી ધરાવતો હોય છે જ.

ચંદ્રવદનનાં કોઇ સગાં કે મિત્રોનો પત્તો મેળવ્યા વિના હવે ચંદ્રવદનની શોધનું કામ શંકરલાલને અશક્ય લાગ્યું. તેણે શેઠને ઘેર ટેલીફોન કરીને લીલા તથા ચંપકને પૂછી જોયું, પણ તેઓ ચંદ્રવદનના કોઈ મિત્ર કે સગાને ઓળખતાં નહોતાં. ચંદ્રવદનનાં પડોશીઓને પૂછતાં જણાયું કે કોઈ કોઈ વાર તેના બે ત્રણ મિત્રો તેની પાસે આવતા, પણ તેઓને પડોશીઓ માત્ર જોયે જ ઓળખતાં; તેમનાં નામની કોઇને ખબર નહોતી. પંચરંગી મુંબઈનગરી, પડોશીભાવથી વિહીન વસતી, પોતાની નજીક રહેનાર કોણ છે અને કેવો છે તે જાણવાની પરવા નહિ કરનારાં સ્ત્રીપુરુષો : મહિના અને વર્ષો સુધી પાસે–પાસે રહ્યા છતાં એક બીજાનો પરિચય કરવાની બેદરકારીવાળાં

મનુષ્યો સંબંધી વીગત મેળવવાની તકલીફ કેટલી ભારે હોય છે તે શંકરલાલની જાણ બહાર નહોતું.

તેણે મી. પારપીયાને ટેલીફોન પર બોલાવી બધી પરિસ્થિતિ કહી. શાળાના શિક્ષકો પાસેથી ચંદ્રવદનના મિત્રો વિષે માહિતી મળી શકે એમ શંકરલાલ માનતો હતો, પરંતુ એ જાહેર સંસ્થા પાસેથી જરૂરી માહિતી મેળવવા માટે મોટા અમલદારની જરૂર તેને લાગી એટલે તેણે પારપીયાને શાળા પર આવવા કહ્યું. પારપીયા મોટરમાં દોડી આવ્યા, શાળાના હેડ માસ્તરને મળ્યા, હેડ માસ્તરે બધા શિક્ષકોને એકઠા કર્યાં, ત્યારે તેમને માત્ર એટલી ખબર મળી શકી કે ચંદ્રવદનનો એક મિત્ર નવીનચંદ્ર કરીને છે, અને તે ખેતવાડીમાં રહે છે, પણ કોઇને ખેતવાડીની ગલ્લીના નંબરની ખબર નહોતી.

સૂત્રતંતુનો એક છેડો હાથમાં આવ્યો છે તો તેનો બીજો છેડો પણ મળશે એવી આશામાં શંકરલાલ ગીરગામ તરફ દોડ્યો. પોલીસ સ્ટેશન પર આવીને તેણે ત્રણ કોન્સ્ટેબલોને સાદા પોશાકમાં ખેતવાડીમાં તપાસ કરવા મોકલ્યા. સાંજે ૬ વાગતાં શંકરલાલના હાથમાં નવીનચંદ્રનું પૂરું નામ, ગલ્લી, માળો અને ઓરડી નંબર આવીને પડ્યાં. શંકરલાલ ત્યાં ગયો, પરન્તુ નવીનચંદ્ર ઘેર નહોતો. તેની સ્ત્રીએ માહીતી આપી કે રાત્રે આઠ વાગ્યે નોકરી પરથી તે ઘેર આવશે.

પરંતુ રાત્રે આઠ વાગતાં નવીનચંદ્રને ત્યાં જતાં શંકરલાલને નિરાશા મળી. ઓરડીને તાળું હતું!

શંકરલાલે ટેલીફોન પર કૃષ્ણલાલ શેઠને બોલાવીને પોતાની આજની તપાસની બધી વીગત કહી. પણ શેઠને તો ખૂબ અકળામણ થઈ. વિભા ગૂમ થયાને ૩૦ કલાક તો થઇ ગયા, છતાં હજી તેનો કશો પત્તો મળ્યો નહિ, એ તેમના અધીરા ચિત્તને બહુ અકળાવનારી વાત હતી. તેમણે ટેલીફોન પર નિરાશાનો ઉંડો નિઃશ્વાસ નાંખ્યો, તે પણ શંકરલાલે સાંભળ્યો. તેણે કહ્યું: "શેઠ સાહેબ! અધીરા થવાથી કશું વળે તેમ નથી. તપાસની વાત છુપાનારાંઓને કાને પહોંચી જાય,

એટલે કામ સહેલું નહિ પણ મુશ્કેલ બને છે, અને તપાસ વિના કાંઇ શોધ થઇ શકતી નથી; માટે આપ ચિંતા ન કરશો; હવે સ્હવારે નવ વાગ્યે હું આપને મળીશ. રાત્રે કશું કામ આગળ ચાલી શકે તેમ નથી."

શેઠ મંદ સ્વરે બોલ્યા: "હશે ભાઈ, તમે કહો અને કરો તે ખરું. આજે તો તમારા ખોળામાં મારું માથું છે એમ સમજી લો."

બીજા દિવસની સ્હવારે શંકરલાલ શેઠને ત્યાં પહોંચ્યો, તો શેઠે તેના હાથમાં એક પત્ર મૂક્યો. તે વિભાનો જ પત્ર હતો ! તેમાં લખ્યું હતું:

"પરમ પૂજ્ય પિતાજી તથા વત્સલ ફોઇબા !

"હું મુંબઇમાં જ છું અને ખુશીમાં છું. મારી શોધ તમે ન કરશો અને મારે માટે ચિંતા પણ ન કરશો.

"તમે ગોઠવેલું લગ્ન મને અરુચિકર હતું. વેવીશાળ રદ થાય તેવી મને આશા નહોતી, એટલે તમને કહ્યા વિના જ હું મારી મેળે ઘર છોડી ગઇ છું.

"ગઇ કાલે મેં ચંદ્રવદન માસ્તર સાથે રાજીખુશીથી લગ્ન કર્યું છે અને તમારો બેઉનો આશીર્વાદ યાચું છું.

"તમે તમારી દૃષ્ટિથી મારું હિત કરવાનો જ યત્ન કર્યો હશે, પણ મને તેમાં મારું હિત ન દેખાયું; કદાચ મારી બુદ્ધિનો તે વાંક હશે, પરન્તુ તેમ હોય તોએ વડીલો પાસે ક્ષમા પ્રાર્થવાનો હું સરખી બાળાનો હક્ક છે.

"મારી શોધ ન કરશો. હું જરાએ મુશ્કેલીમાં નથી. તમારી ક્ષમા મને મળી ચૂકી છે એમ હું જ્યારે જાણીશ, ત્યારે હું મારી મેળે જ તમારી સમક્ષ આવીશ, અને મારી પાસે જે મૂલ્યવાન વસ્ત્રાલંકારો છે તે બધાંય તમારે ચરણે ધરીશ.

"લી. તમારો આશીર્વાદ ઇચ્છતી

"વિભા"



# ૧૮
# નવીનચંદ્ર



વિભાનો પત્ર વાંચતાં જ શંકરલાલ ઉંડા વિચારમાં પડી ગયો. એ પત્ર ઉપરથી વિભાને શોધી કાઢવાનું કામ તો શંકરલાલને માટે સરલ બને તેમ હતું, પરન્તુ હવે તેને શોધવામાં તેને કશો સાર દેખાતો નહોતો. વિભા પોતે જ પોતાને હાથે લખતી હતી કે તેને પોતાનું વેવીશાળ પસંદ નહોતું તેથી તે માસ્તરની સાથે છૂપી રીતે પરણી ચૂકી હતી, પછી તેને થોડા કલાકમાં શોધવાથી શું કે થોડા દિવસ પછી તે પોતાની મેળે પોતાના પિતાને મળે તેથીએ શું! જે કાંઈ સાચવવાનું હતું તે વિભાનું કૌમાર્ય અને કૃષ્ણલાલ શેઠની પ્રતિષ્ઠા એ બે વાનાં હતાં. હવે વિભા પરણી ચૂકી હતી અને તેથી શેઠની પ્રતિષ્ઠા નાશ પામવાની જ હતી, તો પછી વિભાને શોધવા પાછળ શ્રમ ઉઠાવવાની શી જરૂર? તેને લાગ્યું કે પોતે હવે એવી કશી કામગીરી બજાવી શકે તેમ નથી કે જે કૃષ્ણલાલ શેઠને ઉપયોગી નીવડી શકે. શેઠ પાસેથી રજા લેવાનો જ તે વિચાર કરતો હતો. શેઠ તેના વદન પરની નિરાશા જોઇ શકતા હતા. તેમને લાગ્યું કે શંકરલાલને ઉત્સાહહીન થવા ન દેવો જોઇએ, નહિતો તે હાથમાં લીધેલું કામ પૂરું કરશે નહિ.

તેમણે કહ્યું: "મીસ્તર શંકરલાલ! વિભાનો પત્ર વાંચતાં મારા કલેજાના ટુકડા થઈ ગયા છે, પરન્તુ હું તો તમને મુબારકબાદી આપું છું કે તમે માત્ર એક જ દિવસની અંદર જે કાંઈ તપાસ કરીને નિર્ણય પર આવ્યા હતા, તે નિર્ણય વિભાના પત્ર ઉપરથી અક્ષરશઃ સાચો પડે છે. હું કેટલા મોટા ભ્રમમાં પડ્યો હતો અને તમે કેટલી ત્વરાથી ખરું કારણ શોધી કાઢીને સાચો નિર્ણય કરી નાંખ્યો હતો, તેનો વિચાર કરતાં મને શરમ આવે છે અને તમારી બુદ્ધિ-શક્તિની પ્રશંસા કરવાનું મન થાય છે."

"મારા કાર્યની આપ પ્રશંસા કરો છો, તે માટે હું આપનો આભાર માનું છું, પણ હું તો વિભાબહેનનો પત્ર વાંચીને નિરાશ થઈ ગયો છું. હું માનતો નહોતો કે વિભાબહેન આટલી ઉતાવળથી લગ્ન પણ કરી નાંખશે. મારી એવી ધારણા હતી કે ચંદ્રવદનની સાથે મરણવાના આશયથી તે ક્યાંય છુપાયાં હશે અને આપણે તેમને શોધી કાઢીને ભવિષ્યમાં સમજાવીને કામ લઈશું કે જેથી તેમનું મન મનાય અને આપની પ્રતિષ્ઠા જળવાય."

"હજીએ શું બગડી ગયું છે?"

શંકરલાલે ચમકીને શેઠની સામે તાકી જોયું: "એમ કેમ કહો છો? હવે શું બાકી રહ્યું? લગ્ન કરી નાંખ્યું પછી રહ્યું શું? હવે તે આજે હાથ લાગે તોએ શું અને મહિના પછી પોતાની મેળે ઘેર આવે તોએ શું?"

શેઠનું મ્હોં ગંભીર બની ગયું. શંકરલાલની ગણત્રીમાં તેમને અત્યંત ભય દેખાયો. તેમણે શંકરલાલને સમજાવ્યું: "અરે શંકરલાલભાઇ! તમે આવા સમજુ થઇને કેમ ભૂલો છો? વિભા લખે કે તેણે માસ્તર સાથે લગ્ન કર્યું છે તેથી શું થઈ ગયું? એવાં લગ્નો તે વળી થતાં હશે? એ તો બાળકને ફોસલાવવા જેવી વાત છે! આપણે વિભાને માસ્તર પાસેથી આપણે ઘેર લાવીએ એટલે બસ; એવું લગ્ન કોઇ માને નહિ અને થયું હોય તોએ ન થયા બરાબર છે!"

લગ્ન થયું હોય, તોએ તે ન થયું હોવાનું મનાવવાની શેઠની હિંમત શંકરલાલને અજબ પ્રકારની લાગી. તેણે કહ્યું: "પણ જો વિભાબહેન લગ્ન કર્યું હોવાનું લખે છે, તો તેમણે કોઇને ઘરને ખૂણે પણ કાંઈ લગ્નવિધિ તો કર્યો જ હશે ને?"

"અરે, એમાં વિધિ-બિધિની વાત કેવી?" શેઠે શંકરલાલની બધી શંકાઓને ઉડાવીને જ કામ લેવા માંડ્યું: "એ તો અંગ્રેજોની પેઠે લગ્નની વિંટી પહેરી લીધી હશે; એ તે કાંઈ શાસ્ત્રવિધિ મુજબનું લગ્ન કહેવાય?"

"પણ કદાચ વિધિસરનું લગ્ન કર્યું હોય તો?"

"તોપણ તમારે તેની કશી ચિંતા કરવી નહિ. એક વાર વિભાને શોધીને મને તેનો મેળાપ કરાવી આપોને, પછી તે લગ્ન ને ભગ્ન બધુંએ હું જોઈ લઇશ. જ્યાંસુધી વિભા મારાથી દૂર છે, ત્યાંસુધી હું લાચાર છું; તે મને મળી એટલે માની લો કે બધી બાજી મારા હાથમાં છે."

શંકરલાલ ચકિત થઈ ગયો. પોતાની મેળે નાસી જઇને રાજીખુશીથી ચંદ્રવદનને પરણનાર વિભાના દિલની કશી ગણત્રી કૃષ્ણલાલ શેઠને હોય એમ શંકરલાલને લાગ્યું નહિ. શેઠે ગોઠવેલું લગ્ન વિભાને અરુચિકર હતું અને તેથી જ તેણે આવું સાહસ કર્યું હતું, એ પરત્વે તો કૃષ્ણલાલના અંતરમાં વિચારની નાની સરખી લહરિ પણ જાગી હોય એમ શંકરલાલના જોવામાં આવ્યું નહિ.

શેઠની વિચારસરણીનો સંપૂર્ણ ખ્યાલ આવતાં શંકરલાલ અંતરમાં ભય પામ્યો. તેનાં રોમ થરથરી ગયાં. વિભા ઉપર શું શું વીતશે તેની કલ્પના તેણે કરવા માંડી પણ તે આગળ વધે તે પહેલાં શેઠે તેને વિચારમાંથી જગાડ્યોઃ "હવે વિલંબ ન કરતાં આપણે શોધી કાઢવું જોઇએ કે વિભા અને ચંદ્રવદન ક્યાં છુપાયાં છે."

"હા, આ પત્ર જ આપણને તે દિશામાં કાંઈક મદદ કરશે." એમ કહી શંકરલાલે પત્રનું પરબીડીઉં અને તે પત્ર તપાસ્યાં. પરબીડીઆ ઉપર કાલબાદેવી પોસ્ટ ઓફીસની છાપ હતી. જે લેટર પેપર ઉપર પત્ર લખેલો હતો, તેનું મથાળું કાપી નાંખવામાં આવેલું હતું અને બાકીના કોરા કાગળ ઉપર જ વિભાએ પત્ર લખ્યો હતો. પરબીડીઉં તો પોસ્ટ ખાતાનું જ હતું. પત્ર લખવામાં વપરાએલી શાહી બ્લ્યુબ્લેક હતી. એ બધું જોઇને શંકરલાલ બોલ્યોઃ "વિભા કાલબાદેવી નજીકના કોઈના મકાનમાં છે; કોઈ વેપારીને ઘેર તેણે આશ્રય લીધો છે એમ જણાય છે."

"કાલબાદેવી રોડ પર અમારા તો કોઈ ઓળખીતા નથી, પણ કાઠિયાવાડીઓ ત્યાં રહે છે અને ચંદ્રવદન કાઠિયાવાડનો જ છે, એટલે તેના કોઈ મિત્રને ઘેર બેઉ જણ હશે. પણ પેલો નવીનચંદ્ર તો ગીરગામમમાં રહે છે ને?"

"નવીનચંદ્રને ઘેર તો તે નથી જ. તેનો કે નવીનચંદ્ર અને ચંદ્રવદન એ બેઉનો ઓળખીતો કોઈ માણસ હશે એવું અનુમાન કરી શકાય. હશે, હવે હું તપાસ કરું છું; સાંજે આપને ખબર આપીશ."

"જુઓ, હજી કશું બગડી ગયું નથી, એટલે જેમ બને તેમ ઉતાવળે પત્તો લાગે તેમ કરજો. ન્યાતમાં હજી કોઈ કશું જાણતું નથી. માનચંદ શેઠને તો મેં કહી દીધું છે કે વિભા ઘેર આવી ગઇ છે અને રસ્તામાં તબિયત બગડી જવાથી તે તમારે ત્યાં જમવા નહિ આવતાં થોડી વાર પોતાની બહેનપણીને ત્યાં આરામ લઇને ઘેર પાછી આવી છે."

"ઠીક કર્યું." એમ કહી શંકરલાલ ઉઠ્યો.

નવીનચંદ્ર મૂળજી જેઠા મારકીટમાં એક કાપડિયાને ત્યાં નોકરી કરતો હતો. પોલીસ અમલદાર તરીકે પોતે નવીનચંદ્રને મળવું એ શંકરલાલને વાજબી લાગ્યું નહિ. તેણે ઘેર જઇને કપડાં બદલાવીને હુબહૂ વેપારી વણિકનો વેશ ધારણ કર્યો અને પછી તે નવીનચંદ્રને ઘેર ગયો, અને ઘેર તે નહિ હોવાથી તેના શેઠની દુકાન પર ગયો.

નવીનચંદ્રને દુકાનની બહાર બોલાવીને શંકરલાલે કહ્યું: "આપણે આજે પહેલી જ વાર મળીએ છીએ. કૃષ્ણલાલ શેઠ મારા સ્નેહી છે."

"કૃષ્ણલાલ શેઠ કોણ?" નવીનચંદ્રે પૂછ્યું.

શંકરલાલ હસ્યો અને બોલ્યો: "કૃષ્ણલાલ શેઠને ત્યાં તમારા મિત્ર ચંદ્રવદન માસ્તર નોકરી કરતા હતા."

"હાં, હાં, સમજ્યો. આપને શું કામ છે?"

"મને ચંદ્રવદન માસ્તરનું કામ છે."

" તે તો લાલજી માનસીંગના માળામાં રહે છે."

" ત્યાં હું જઈ આવ્યો પણ તે ઘેર નહોતા, એટલે હું તમ
મળવા આવ્યો છું."

" નોકરી પર ગયો હશે, રાત્રે ઘેર મળશે."

" નવીનચંદ્રભાઈ! હું એક અગત્યને કામે તમને મળવા આવ્યે
છું; તમે ને હું બેઉ જાણીએ છીએ કે ચંદ્રવદન પોતાને ઘેર મ
તેમ નથી."

" ના, મને કશી માહિતી નથી. એકલો માણસ હોય
સાધારણ રીતે ઘેર રાત્રે જ મળે. ત્રણ-ચાર દિવસથી તે મ
મળ્યો જ નથી."

શંકરલાલ હસીને બોલ્યોઃ "હવે એ બધી વાત જવા દે
તમે બધું જાણો છો, એની મને ખબર છે; પણ હું તમારા મિત્ર
હિતની એક વાત તમને કહેવા આવ્યો છું. તે જો તમારે સાંભળ
હોય તો કહું."

" કહોને, મને કશો વાંધો નથી. પણ તમે એવું ભેદમાં બો
છો કે મને કંઈ સમજાતું નથી. વાત શું બની છે?"

" હજી તમે વાતને ઉડાવ્યા કરો છો ત્યાંસુધી હું તમ
શું કહું?"

" ન કહો તો તમારી મરજી, પણ ચંદ્રવદન સંબંધી તમે કં
ગંભીર વાત કહેવાના હો એમ લાગે છે અને મને એ વિષે ક
ગંધ પણ નથી."

" ઠીક ભાઈ, જેવી તમારી મરજી. હવે તમને કશું કહેવા
જરૂર જ ક્યાં રહી? તમારા મિત્રનું હિત થાય અને કૃષ્ણલાલનું પ
મન માને એવો કાંઈ તોડ લાવવાના હેતુથી હું તમારા જેવા ડા
માણસને વચ્ચે રાખીને કામ લેવા ઇચ્છતો હતો; પરન્તુ તમારી એ
મરજી નથી, તો લાચાર! પોલીસના હાથમાં વાત ગયા પછી

રજનું ગજ થાય છે, તે તો તમે જાણતા હશો." શંકરલાલને નવીનચંદ્ર બહુ કડક માણસ લાગ્યો.

"પોલીસના હાથમાં વાત જાય તેવું ગંભીર વળી શું છે?"

"બસ કરો, મી. નવીનચંદ્ર! તમે વાતથી તદ્દન અજાણ્યા છો, એવો તમારો દેખાવ મને ગમતો નથી." શંકરલાલ જરા અકળાઇને બોલ્યો: "શેઠે તો શુંનું શું કરી નાંખ્યું હોત, પરન્તુ હું તેમને તેમ કરવા દેવા ઇચ્છતો નહોતો, કારણકે તેમાં બેઉ પક્ષનું અહિત રહેલું હતું. પરંતુ તમારું વિચિત્ર વલણ જોતાં મને લાગે છે કે ચંદ્રવદનનું સાચું હિત જોવાની તેના મિત્રોમાં સમજણ નથી."

નવીનચંદ્ર જરા નરમ બનતો દેખાયો, પણ તેના અજાણપણામાં કશો ફેર પડતો દેખાયો નહિ. તેણે કહ્યું: "આપ આકળા થાઓ છો, એટલે હું આપને કશું વધારે પૂછતાં અચકાઉં છું. પરન્તુ આપ મને આવતી કાલે મળો તો સારું. દરમ્યાનમાં હું કાંઇક માહિતગારી મેળવી લઉં. વારુ, આપનું નામ શું? આપ ક્યાં રહો છો?"

"હું જ આપને અહીં મળીશ, પરન્તુ આપ આખો દિવસ માંગો છો, તે મને ઠીક લાગતું નથી. કાંઇક ઉતાવળ થવાની જરૂર છે, કારણકે શેઠ બહુ અકળાય છે."

"આપે મારું ઘર જોયું છે?"

"હા, આપને ઘેર જઇને જ હું અહીં આવ્યો."

"ત્યારે સહવારે આપ મને ઘેર મળજો. દરમ્યાનમાં આપ પણ જરા શાંત થશો અને આપણે વધારે ખુલાસાથી વાતચીત કરી શકીશું."

શંકરલાલ આ હુશિયાર માણસની ચતુરાઇ તરફ મંદમંદ હસી રહ્યો. વાતચીતના છેવટના ભાગમાં તેનું તદ્દન અજાણપણું પકડાઇ જતું હતું, પરન્તુ તે તેના મનમાં માનતો હતો કે પોતે એ અજાણપણાને નિભાવી રહ્યો છે. શંકરલાલને તે વિષે કશી ફીકર નહોતી.

શંકરલાલ પાછો ફર્યો અને નવીનચંદ્ર દુકાનમાં ગયો.

નવીનચંદ્રની હીલચાલ તપાસવાને માટે શંકરલાલે તુરત પોતાના એક માણસને મારકીટમાં મૂક્યો.

બનતાં સુધી શાંતિથી જ વિભાનો પત્તો મેળવવાને શંકરલાલ ઇંતેજાર હતો, પરન્તુ નવીનચંદ્રની અતિ ચતુરાઇથી કદાચ કાંઈ કડક માર્ગ લેવો પડે તો સ્વતંત્ર રીતે બાતમી મેળવવાની જોગવાઈ કરી રાખવી, એ આ છૂપી પોલીસના માણસને જરૂરી લાગ્યું.



## ૧૯

## પ્રતિષ્ઠા પર આક્રમણ કરનારી બીજી આફત



વિભા ગુમ થઈ ત્યારથી કૃષ્ણલાલ શેઠ એવા ઉદ્વેગથી ઘેરાઈ ગયા હતા કે તેમને ક્યાંય ચેન પડતું નહોતું. તે મીલમાં જતા, પેઢી પર જતા, વેપારીઓમાં ફરતા, કામધંધો કર્યા કરતા, પરંતુ એક્કેમાં તેમનું ચિત્ત ચોંટતું નહોતું. ત્રણ દિવસમાં તો તે એટલા ફીક્કા પડી ગયા કે જાણે તાજો મંદવાડ ખાઇને ઉઠ્યા હોય.

પ્રકટ દુઃખો કરતાં છાનાં દુઃખો માણસનાં તનમન ઉપર વધારે ગંભીર અસર કરે છે. પ્રકટ દુઃખો વેઠતાં મનુષ્ય પ્રત્યે ઇતર મનુષ્યોની સહાનુભૂતિ આકર્ષાય છે, તેમની તરફથી આશ્વાસન મળે છે, અને અંતરના દુઃખનો દંશ નરમ થાય એવો સંયોગ પ્રાપ્ત થાય છે; પરન્તુ છાનાં દુઃખો અંતરને કોલી ખાય છે; નથી કોઇને દુઃખ કહી શકાતું, નથી સહાનુભૂતિદ્વારા સ્વજનો કે મિત્રોની માયાળુ હૂંફ પ્રાપ્ત કરી શકાતી, કે નથી આશ્વાસનના શબ્દો અશ્રુભીની આંખોને સુકાવી શકતા.

અંતરમાં થતો સુખ કે દુઃખનો ક્ષોભ બાહ્યાવિષ્કાર માંગે છે. એ આવિષ્કાર મુખદ્વારા કાંતો વાણીથી થાય છે, કાંતો અર્થસૂચક ઉદ્‌ગારથી થાય છે. સુખક્ષોભ પ્રકટ હાસ્ય અને દુઃખક્ષોભ પ્રકટ વિલાપ

કરાવે છે તે એ પ્રકારનો આવિષ્કાર જ છે. તે જ રીતે મનુષ્ય એ ક્ષોભને શાંત કરવાને પોતાનાં સુખદુઃખની વાતો અન્યને કહેવા માટે ઘણી વાર તલસતો હોય છે અને એ તલસાટ જ્યારે ઉગ્ર બને છે ત્યારે તે આવેશમાં આવી જાય છે. એકાંતમાં ઉન્મત્ત નૃત્ય કે અરણ્ય-રુદન એ સુખ–દુઃખના ક્ષોભના જ પ્રકટ શારીરિક આવિષ્કારો છે.

કૃષ્ણલાલ શેઠનો દુઃખક્ષોભ આવિષ્કાર માંગી રહ્યો હતો. પોતાનું મનોદુઃખ કોઈ અંતરના માણસને કહીને મનનું દુઃખ જરા હલકું કર્યા વિના તેમના મનને ચેન પડે તેમ નહોતું. બે દિવસથી પ્રિયંકરાને ભૂલી જવાની તેમને ફરજ પડી હતી, પરન્તુ આજે તેમને તે સાંભરી આવી. સાંજ પડી, શંકરલાલે ટેલીફોનથી ખબર આપી કે ચંદ્રવદનના મિત્ર નવીનચંદ્રનો મેળાપ થયો છે અને કાલે સ્હવારે ફરીથી મળવાનું ઠરાવ્યું છે, એટલે શેઠ ઉઠીને ભારે હૃદયે મોટરમાં બેઠા અને પ્રિયં-કરાને ત્યાં ઉપડ્યા.

પરન્તુ પ્રિયંકરાના મકાન પાસે મોટર થોભતાં જ શેઠ એકાએક ચમકી ગયા. જે મકાનમાં પ્રિયંકરા રહેતી હતી તે મકાન બંધ હતું અને બહાર "ભાડે આપવાનું છે" એમ લખેલું પાટીઉં લટકતું હતું!

"આ શું? પ્રિયંકરા એકાએક ક્યાં ચાલી ગઈ?" શેઠ આશ્ચર્યના મોજાથી ધસડાતા મોટરમાંથી ઊતર્યા. નીચે એક ઈરાની રેસ્ટોરાં હતું; રેસ્ટોરાં પર શેઠે પૂછ્યું તો જવાબ મળ્યો કે "તેઓ તો બે દિવસથી ખાલી કરી ગયાં છે, પણ ક્યાં ગયાં છે તે ખબર નથી."

શેઠને કશી સમજ પડતી નહોતી કે પ્રિયંકરા એકાએક કેમ ચાલી ગઈ? તેને શેઠે જરાએ અસંતોષ થવા દીધો નહોતો, તેનું મન પોતા ઉપરથી ઊતરી ગયું હોય એવું શેઠને કોઈ વાર જણાયું નહોતું; થોડા દિવસથી તો પ્રિયંકરાએ જ આગ્રહ કરીને શેઠને બપોરે ચાહ પીવા પોતા પાસે આવવાની ફરજ પાડી હતી. આવી શાણી છોકરી એકાએક જતી કેમ રહી?

શેઠને કલ્પના આવી કે તેને કદાચ તેની માતા ફોસલાવીને

ક્યાંક લઈ ગઈ હશે. પરન્તુ એમ જ હોય, તો પ્રિયંકરા ખાનગી રીતે પોતાને એ વાત કેમ ન કહે? શેઠને ખાત્રી હતી કે પ્રિયંકરાની માતા કદાચ ધનલોભી હોય, પણ પ્રિયંકરાનું દિલ તો પોતા સાથે સંપૂર્ણ રીતે મળી ગયું હતું.

શેઠ એમ વિચારતા પાછા મોટરમાં આવીને બેઠા અને હજી મોટર ઉપડી નહોતી, એટલામાં બાજુએ થઇને બિહારીલાલ હાથમાં લાંબી લાકડી લઇને પસાર થયો. શેઠે તેને હાક મારીને બોલાવ્યો: "અરે, બિહારીલાલ! અહીં આવ તો."

બિહારીલાલ આવ્યો અને મોટરના દરવાજા પાસે ઊભો રહ્યો. શેઠે લાગલો જ પ્રશ્ન કર્યો: "કેમ, પ્રિયંકરા અને એની બા ક્યાં છે?"

"માલુમ નહિ, સાબ!"

"પણ તું તેમની નોકરીમાં તો છે ને?"

"નહિ સાબ." એમ કહેતો બિહારીલાલ ચાલતો થયો. શેઠને હજી તેને ઘણુંએ પૂછવું'તું, પણ તે સાંભળવાની દરકાર કર્યા વિના જ ચાલતો થઇ ગયો.

બે દિવસ પહેલાં "શેઠ સાબ, શેઠ સાબ" કહેતાં જેની જીભ સુકાતી નહોતી, તે એક સાધારણ ભૈયો આમ બેદરકારી દર્શાવતો ચાલ્યો ગયો, તે જોઇને શેઠને બહુ નવાઈ લાગી. શેઠને મકાન એકાએક ખાલી થવામાં અને બિહારીલાલના જવાબમાં કાંઇક ભેદ દેખાયો, પરન્તુ એ ભેદ શો હોઈ શકે? પ્રિયંકરા હવે પોતાની રહેવા માંગતી નથી, એટલું જ ને?

"કશી ફીકર નહિ." શેઠ મનમાં બોલ્યા: "પૈસા હશે તો પાંચસો પ્રિયંકરાઓ મળશે!"

અને શેઠે મોટરને મીલ તરફ હાંકવાનો હુકમ આપ્યો.

બીજે દિવસે સ્હવારે બંગલા પર ટપાલ આવી, તેમાં શેઠના નામનો એક રજીસ્ટર કરેલો પત્ર હતો. શેઠે પત્ર હાથમાં લઇને સહી કરતાં પહેલાં જોયું કે પત્ર મુંબઈના જાણીતા સોલીસીટરો મેસર્સ

ચંદનમલ અને ગોડબોલે તરફથી આવેલો હતો. શેઠને નવાઈ લાગી કે વેપાર-ધંધાને લગતી નોટીસો પેઢી પર કે મીલની ઓફીસના સીરનામે આવવી જોઈએ તેને બદલે પોતાના રહેવાના મકાનને સીરનામે કેમ આવી હશે ?

શેઠે સહી કરી આપીને પત્ર લીધો અને ફોડયો. તે વાંચતાં જ શેઠને આખે શરીરે પરસેવો વળી ગયો, શ્વાસ જોરથી ચાલવા લાગ્યો અને ક્ષણભર આંખે ઝાંઝવાં વળી ગયાં.

મીસીસ જમનાબાઈ દેવશંકર ભટ્ટ નામની બ્રાહ્મણ વિધવા તરફથી સોલીસીટરોએ કૃષ્ણલાલ શેઠને એક નોટીસ મોકલી હતી !

સોલીસીટરોએ જણાવ્યું હતું કે તેમનાં કુળ જમનાબાઈને દીવાળી ઉર્ફે પ્રિયંકરા નામની એક કુમારિકા પુત્રી છે, અને તેમના કુળના જાણવામાં એવું આવ્યું છે કે તમે-કૃષ્ણલાલ શેઠ એ કુમારિકાની સાથે પતિ-પત્નીના વહેવારથી વર્ત્યા છો. જમનાબાઈ એક પ્રતિષ્ઠિત બ્રાહ્મણ કુટુંબની બાઈ છે કે જે કોમ ઉંચા સંસ્કારવાળી છે, જેમાં પુનર્લગ્ન કે છૂટા છેડા થતા નથી; દીવાળી સગીર છે અને હવે તેને ઉપર જણાવેલા કારણથી પોતાની ન્યાતમાં વરાવવાનું તેની માતાને માટે અશક્ય બની ગયું છે. આ કારણથી કૃષ્ણલાલ શેઠે દીવાળીને પરણેલી ઓરત તરીકે સાથે રાખવી, તેનું ભરણપોષણ કરવું અને લગ્નના હક્કો પૂરા કરવા.

આકાશમાંથી કારમું વજ્ર પડે તેવી જ આ નોટીસ કૃષ્ણદાસ શેઠને લાગી. પ્રિયંકરા એકદમ મકાન ખાલી કરી ગઈ અને બિહારીએ સીધો જવાબ પણ ન આપ્યો, તેનું ખરું કારણ હવે શેઠના સમજવામાં આવ્યું.

શેઠ તુરત સમજી ગયા કે કેવળ ગેરવાજબી રીતે પૈસાની મોટી રકમ કઢાવવાની આ યુક્તિ હતી, કારણકે પ્રિયંકરા અને જમનાબાઈ સારી પેઠે જાણતાં હતાં કે પ્રતિષ્ઠાને ખાતર પોતે પ્રિયંકરાને પોતાના ઘરમાં રાખવા તૈયાર નથી; અને એ સ્થિતિનો જ ગેરવાજબી રીતે લાભ લૂંટવાની આ બાજી હતી.

શેઠે બહુ વિચાર કર્યો. પોતે બદમાશ માણસો સાથે સંબંધ બાંધવામાં ભૂલ કરી હતી એમ શેઠને લાગ્યું ખરું, પરંતુ હવે કરવું શું, એ જ મુખ્ય પ્રશ્ન હતો. આ નોટીસનો જવાબ આપવો, કે પ્રિયંકરાને અને તેની માતાને શરમાવીને સમજાવી લેવી, એ પ્રશ્નો શેઠના મસ્તકને મૂંઝવવા લાગ્યા. વિભા સંબંધી ચિંતા આ નવી આવી પડેલી બીજી મોટી ચિંતામાં ડૂબી ગઈ.

શેઠ એકદમ મોટરમાં પોતાના એક મિત્ર ધનસ્યામદાસ બેરીસ્ટર પાસે ગયા. શેઠ અને બેરીસ્ટર નિશાળના મિત્રો હતા. ધંધાને અંગે શેઠ બેરીસ્ટરને કાંઇ કામકાજ આપતા તેથી એ મિત્રતા ત્રુટક-ત્રુટક સ્વરૂપમાં તાજી રહી હતી; પરન્તુ બેઉ અંતરના મિત્રો તો નહોતા જ; છતાં આ વખતે શેઠને ધનસ્યામદાસને અંતરનો મિત્ર લેખ્યા વિના ચાલે તેમ નહોતું, કારણકે પોતાના ખાનગી જીવનપ્રકરણને તેની પાસે ખુલ્લું કરવાનું હતું.

શેઠે મૂગા મૂગા નોટીસ ધનસ્યામદાસના હાથમાં આપી. તેમણે તે વાંચીને અંતરમાં ચમકારો અનુભવ્યો; પણ ધનસ્યામદાસ એક ચતુર માણસ હતા. પોતાનો મનોભાવ જોઇને સામો માણસ સંકોચાશે કે ક્ષોભ પામશે એવું જો તેમને જણાય તો તે પોતાનો મનોભાવ જરાએ પ્રકટ થવા દેતા નહિ. ગુપ્ત દર્દનો ભોગ થઇ પડેલા પ્રતિષ્ઠિત દર્દી પ્રત્યે હોશિયાર ડાક્ટર જેવું દિલસોજ અને વિશ્વાસભર્યું વર્તન ચલાવી તેનો ક્ષોભ મટાડે છે, તેવું જ વર્તન ધનસ્યામદાસે કૃષ્ણલાલ શેઠ પ્રત્યે ચલાવવા માંડયું.

"શેઠ સાહેબ! આ નોટીસમાં કાંઈ સાચું છે ખરું?"

"સાચું-ખોટું ભેળસેળ છે."

"એ તો એમ જ હોય; સોલીસીટરને હાથ એક વાત આવી એટલે પચીસ ટકા સાચું અને પોણોસો ટકા જૂઠું હોવાનું જ. સારા ને નિર્દોષ માણસોય કેટલીક વાર હરામખોરોનો ભોગ થઇ જાય છે. આમાં કાંતો તમે જમનાબાઇને કાંઈ આર્થિક ટેકો આપ્યો હશે અને તેનો ઉલટો અર્થ તે કરવા માંગતી હશે, નહિ વારુ?"

" લગભગ તમે કહો છો તેવું જ છે." શેઠથી દિલ ખોલીને કહી શકાયું નહિ. ધનશ્યામદાસ પણ તે સમજતા હતા.

" પણ જમનાબાઇને આ પ્રિયંકરા નામની છોકરી તો હશે જ."

" હા, છે. એક વાર ગરીબાઇને કારણે તે છોકરીએ મદદ માટે મારા પર ચિઠ્ઠી લખી હતી અને મેં તેને મદદ આપી હતી."

" એ ચિઠ્ઠી તમારી પાસે છે ?"

" ના, મને શી ખબર કે આમ થશે ? મેં તે ફાડી નાંખી હતી."

" ત્યારે તમે તો એ છોકરી કે તેની મા ઉપર કાંઈ ચિઠ્ઠી નથી લખી ને ?"

" ના રે. મારા હાથનો એક અક્ષર પણ તેની પાસે નથી." શેઠે વિજયની સહજ ખુમારી અનુભવતાં કહ્યું.

" ત્યારે, તે બાઈ સોલીસીટર દ્વારા કઈ હિંમતથી આ નોટીસ મોકલતી હશે, તે કાંઈ સમજાતું નથી."

" કેવળ પોકળ ધમકી જ હોવી જોઇએ."

" એમ તો ન હોય; પોકળ ધમકી હોય તો એ કેસ સોલીસીટર પોતાના હાથમાં ન લે."

શેઠ વિચારમાં પડ્યા. આટલી વાતચીત પછી શેઠમાં ધનશ્યામદાસ પાસે કાંઈક વધુ વાત કરવાની હિંમત આવી હતી. તેમણે કહ્યું : " જુઓ દાસ ! તેની પાસે કશો પુરાવો નથી, બાકી બધું સાચું છે."

" સાચું તો હોય, એથી શું ?" શેઠને પોતાના વર્તનને માટે શરમમાં નહિ તણાવા દેવાને ધનશ્યામદાસે કહ્યું: " પણ પુરાવા વિના એ આપણને શું કરી શકનાર છે ? આપણે એને બરાબર તતડાવીને જવાબ આપીશું."

" એક વાત તમને કહું. બિહારીલાલ નામનો એક નોકર તેનો સાક્ષી બની શકે તેમ છે."

" પણ તમારા હાથદસ્કતનો કોઈ લેખી પુરાવો તેની પાસે છે ? એ જ હું પૂછું છું."

"ના, એ માટે હું પૂરતી સંભાળથી વર્ત્યો છું."

"ત્યારે એ જખ મારે છે; એક વાર તેને આવવા દો કોર્ટમાં એટલે જોઈ લઈશું. કહો, હવે આપણી અંગત વાતો. મઝામાં તો છો ને? આજે બહુ વખતે મળ્યા."

"હા, આનંદમાં છું."

"છોકરાં મઝામાં છે?"

"હા." શેઠે ધડકતે હૃદયે જવાબ આપ્યો. પણ હજી તેમના અંતરમાં પેલી નોટીસ ઘૂમી રહી હતી. તેમણે પૂછ્યું: "હેં દાસ! મામલો કોર્ટે જાય તો ભલે આપણે જીતીએ, પણ છાપાંમાં ખૂબ ચવાઇએ, નહિ વારુ?"

"હા. કોર્ટે ગયા એટલે પછી આબરુ અને ગેરઆબરુનાં બેઉ પલ્લાંમાં એક એક પગ સમજવો; પણ સારા માણસો એવી ગેર-આબરુની પરવા કરતા નથી. મોટા બેરોનેટો અને રાજાઓ ઉપર પણ કેસ ચાલે છે અને જ્યારે પરિણામે કુંદન કુંદનરૂપ પુરવાર થાય છે ત્યારે લોકો વાહવાહ પણ કરે છે."

"અને લોકો એમ પણ માને છે કે કાયદાની બારીકીથી કે વકીલોની લડતથી નિર્દોષ પુરવાર થયા છતાં અંદરખાને બધા આરોપો સાચા હોવા જોઇએ, નહિ વારુ?"

ઘનશ્યામદાસ હસ્યા: "હા, એમ પણ બને. છતાં એવી રીતે ડાહ્યા માણસે ખોટા ભયથી ભરમાવું ન જોઇએ, એવો મારો અભિપ્રાય છે."

"ઠીક છે. હવે શું કરવાની સલાહ આપો છો?"

"હું દેવદાસ અને ખંઢેરીયા સોલીસીટરોને મળીશ અને તેમની પાસે નોટીસનો જવાબ ઘડાવીને તમને વંચાવીશ."

"ઠીક, જવાબ ક્યારે તૈયાર થશે?"

"કાલે આ વખતે મળજો."

અને વકીલ તથા અસીલ છૂટા પડ્યા.



## ૨૦

# એ ગોટાળો કેમ વળ્યો ?



બીજે દિવસે કૃષ્ણલાલ શેઠ બેરીસ્ટર ઘનસ્યામદાસને મળ્યા, ત્યારે શેઠે બેરીસ્ટરની મુખમુદ્રા અત્યંત ગંભીર બનેલી જોઈ. શેઠે જતાંવાંત પૂછ્યું: " કેમ, પછી પેલો જવાબ ઘડાવી લાવ્યા ? "

" ના, તમને થોડું પૂછવાની જરૂર ઊભી થઈ છે. "

" શું વારુ ? "

" તમે પ્રિયંકરા સાથે એક્કે ફોટોગ્રાફ પડાવેલો ? "

શેઠનું હૃદય ઊછળવા લાગ્યું. વકીલે આ વાત ક્યાંથી જાણી એ જાણવાને તે ઉત્સુક હતા, પરન્તુ તેમણે એ ઉત્સુકતા ન દાખવતાં ડાકટર પાસે ખડા થએલા દર્દીની જ સ્પષ્ટવક્તૃતા દાખવવાની વધારે જરૂર માની અને એકદમ "હા" ભણી દીધી. સાથે ઉમેર્યું: " પણ તેમાંય મેં પૂરતી સાવચેતી રાખી છે. એક વિશ્વાસુ અને પ્રામાણિક ફોટોગ્રાફર પાસે ફોટો પડાવેલો, તેની બધી નકલો અને મૂળ કાચની પ્લેટો એ બધું મારી પાસે જાળવી રાખ્યું છે. "

" છતાં મને માનવાનું કારણ છે કે કાંતો ફોટોગ્રાફર અપ્રામાણિક નીવડ્યો છે અને કાંતો તમારા ઘરમાંથી ફોટોગ્રાફ ચોરાયો છે. "

શેઠ આભા બન્યા: " હેં, એ આપે ક્યાંથી જાણ્યું ? આપે ફોટોગ્રાફ જોયો છે ? કેવો એ ફોટોગ્રાફ છે ? બનાવટી તો નથી ને ? "

મેં ફોટોગ્રાફ જોયો નથી, પરન્તુ કલબમાંના વકીલમંડળમાં જ ફરતી ફરતી એક વાત મારે કાને આવી છે કે પ્રિયંકરા સાથે તમે પડાવેલો કોઈ એવો ફોટોગ્રાફ જમનાબાઈ પાસે છે કે જે ઉપરથી તમારો અને પ્રિયંકરાનો લગ્ન જેવો સંબંધ જ સામો પક્ષ પુરવાર કરી શકે. અને છોકરી કુંવારી છે, બ્રાહ્મણની દીકરી છે,

એ વળી કેસની ગંભીરતામાં ઊમેરો કરનારી બાબતો છે." વકીલે શેઠને તેમની પરિસ્થિતિ સ્પષ્ટ શબ્દોમાં સમજાવી દીધી.

"મને બહુ આશ્ચર્ય થાય છે, ઘનશ્યામભાઈ! ફોટોગ્રાફ તેની પાસે ગયો હોવાનો સંભવ નથી. ફોટોગ્રાફર અપ્રામાણિક થાય તેવો નથી. પોલીસખાતું પણ અગત્યના અને છાનામાં છાના ફોટોગ્રાફો પાડવાનું અને તેની નકલો કરવાનું કામ જે ફોટોગ્રાફરને સોંપે છે તેને જ મેં કામ સોંપ્યું હતું; છતાં આપ કહો છો, તો હું ખાત્રી કરું."

"એક વાર ખાત્રી કરો, પછી આપણે વિચાર કરીશું."

શેઠ તુરત ઉઠ્યા, અને દોડતી મોટરે ઘેર આવ્યા. કબાટમાં બરાબર સાચવીને મૂકેલા ફોટોગ્રાફો અને તેની મૂળ પ્લેટો તેમણે તપાસી અને ગણી જોઈ. બધું બરાબર હતું.

ઘેરથી પાછાં નીકળી તે અનંત ફડકેના સ્ટુડીઓમાં આવ્યા. તેને એકાંતમાં બોલાવીને તેમણે પૂછ્યું: "અનંતરાવ! થોડા જ દિવસ પહેલાં તમે મારી ત્રણ પ્લેટો લીધી હતી."

"જી હા, આપની સાથે આપનાં પત્ની પણ હતાં."

'પત્ની' શબ્દ સાંભળીને શેઠના દિલમાં ચીરો પડ્યો, પણ તેની વેદના તેમણે દબાવી રાખી.

"તમે મને ફોટોગ્રાફની ત્રણ પ્લેટો અને તેની નવ નકલો આપી છે, પણ તમે એમાંના કોઇ ફોટોગ્રાફની એક્કે નકલ કોઇને કાઢી આપી છે ખરી?"

"એ શું બોલો છો, શેઠ સાહેબ?" અનંત ગંભીર બનતો બોલ્યો: "આપના ફોટોગ્રાફની નકલ હું બીજાને કાઢી આપું એમ આપ માનો છો?"

"હું નથી માનતો, તમારા પર સંપૂર્ણ વિશ્વાસથી મેં કામ કરાવ્યું છે, છતાં એક ફોટોગ્રાફ વધુ નીકળ્યો છે અને તે કોઇ બીજા

માણુસના હાથમાં ગયો છે." શેઠની આંખમાં અને સ્વરમાં મૂર્તિ-મંત વેદના પ્રકટી નીકળી.

અનંત વિચારમાં પડી ગયો. તેને ખોવાએલા ફોટોગ્રાફની વાત યાદ આવી. એક ફોટોની નકલ પાછળથી ઉતાવળે છાપવી પડી હતી તે તેને સાંભર્યું. તેનું મ્હોં પડી ગયું. એ જ ફોટોગ્રાફ કોઇ બીજા માણસના હાથમાં ગયો હોવો જોઈએ એમ હવે તે અનુ-માન કરી શકયો, પરન્તુ એ કેવી રીતે બન્યું તે હજી તે સમજી શકતો નહોતો. તેને ગુપચુપ ઊભેલો જોઇને શેઠ બોલ્યાઃ "તમે શું વિચાર કરો છો ? એક જ ફોટોગ્રાફની નકલ પારકે હાથે જવાથી હું કેવી આફતમાં ઊતરી પડ્યો છું તેની તમને કલ્પના ક્યાંથી હોય ? તમારા મ્હોંમાંગ્યા પૈસા આપ્યા છતાં તમે થોડા પૈસાની લાલચથી આવું દુષ્ટ કામ કરતાં......"

"માફ કરો શેઠજી !" અનંત વચ્ચે બોલ્યોઃ "મેં એવું દુષ્ટ કામ કર્યું નથી અને આ જીવનમાં તો લાખ રૂપિયાની લાલચે પણ હું એવું કામ કરવાનો નથી. પણ તમે જરા ધીરજથી બેસો. હું તપાસ કરી તમારી પાસે સંતોષકારક ખુલાસો કરવા તૈયાર છું."

અનંત અંદરની ઓરડીમાં ગયો અને દશેક મિનિટમાં તે પાછા ફર્યો, ત્યારે તેના વદન ઉપર જાણે પ્રેતકળા પ્રસરી ગઇ હતી.

તે શેઠની સામે એક ખુરશી ખેંચી લાવીને બેઠો, પણ તેના મુખમાંથી શબ્દ નીકળી શકયો નહિ.

"ફાટો ને હવે !" શેઠ ચ્હીડાઈ ને બોલ્યાઃ "હું સમજી ગયો છું કે તમે વિશ્વાસઘાત કર્યો છે."

"શેઠજી ! વિશ્વાસઘાત કરનાર માણુસ તો આપને તુરત જ જવાબ આપી દેત કે પોતે કશું જાણતો નથી, પરંતુ હું આપને એક જુદી જ વાત કહેવા માંગું છું, જે વાત અત્યારની ઘડીસુધી હું પણ જાણતો નહોતો."

"હું સમજી ગયો. તમે એમ કહેવા માંગો છો કે તમારી જાણની બહાર તમારા માણસે એ કામ કર્યું છે, એમ જ ને ?"

"એમ પણ નહિ. મારા માણસની એક શરતચૂક થઈ ગઈ છે, અને તે પણ અત્યારે જ મારા જાણવામાં આવે છે. એમ બન્યું કે મેં ફોટોની નવ નકલો બરાબર કાઢી હતી, પરંતુ ગ્લેઝ કરીને ચોડતી વખતે આઠ નકલો હાથ લાગી. મેં માન્યું કે એક નકલ ક્યાંક ઊડી ગઈ હશે; તપાસ કરી પણ હાથ લાગી નહિ, એટલે એક વધુ નકલ છેલ્લી ઘડીએ છાપીને આપને નકલો પૂરી કરી આપી. એ નકલ મારા માણસે જ ખોએલી, પરંતુ મારા ઠપકાની બ્હીકે તેણે મને વાત કહી નહિ અને પોતે અજાણપણું જ દર્શાવ્યું; પરંતુ અત્યારે તે ખુલાસો કરે છે કે એ નકલ તેણે કેવી રીતે ગુમાવી હતી."

શેઠ ધ્યાન આપીને અનંતની વાત સાંભળતા હતા. વાત યથાસ્થિત હશે કે વણી કાઢેલી તેનો નિશ્ચય હજી તે કરી શકતા નહોતા.

અનંત આગળ બોલ્યો: "બન્યું એમ કે, હું બપોરે બાર વાગતાં જમવા ગયો હતો, ત્યારે નોકર એકલો સ્ટુડીઓ પર હતો. તમારાં સાસુ તે વખતે સ્ટુડીઓ પર આવ્યાં અને નોકરને કહ્યું કે પેલા ફોટોગ્રાફ બતાવો, જો સારા ન પડ્યા હોય તો ફરીથી પડાવવા આવવાનો શેઠનો વિચાર છે."

"મારાં સાસુ ?" શેઠે ચમકીને પૂછ્યું.

"હા, તમે અને તમારાં પત્ની જ્યારે ફોટો પડાવવા આવ્યાં ત્યારે સાથે એક આધેડ બાઈ હતાં, અને શેઠાણી તેમને બા કહેતાં'તાં એટલે જ અમે જાણીએ કે તે આપનાં સાસુ થાય. નોકર તેમને ફોટોગ્રાફ બતાવવાની ના કહી શક્યો નહિ, કારણકે તે તમારી સાથે આવેલાં હતાં અને નોકર તેમને જોયે ઓળખતો હતો. તેણે બધીએ નકલો તેમને બતાવી. પછી તેમણે પ્લેટો જોવા માંગી

અને અંદરથી પ્લેટો લાવીને પણ તેણે બતાવી. તે ગયા પછી જણાયું કે ફોટોગ્રાફોની નકલો નવ ને બદલે આઠ હતી ! એ બાઈ એક નકલ ચોરી ગયાં હોય તેવી શંકા તેને ન આવી, કારણકે સારાં માણસો એવી ચોરી કરે જ નહિ. તેણે તો માન્યું કે પોતાની જ ગફલતથી એકાદ નકલ ઊડી ગઈ હશે. એ ગફલત છુપાવવાને તેણે આ આખા પ્રસંગની વાત પણ મારાથી છુપાવી ! તે વખતે તો એક નકલ છાપીને અમે સંખ્યા પૂરી કરી, પરન્તુ અત્યારે હવે સમજાય છે કે એ નકલ તમારી સાસુ જ ચોરી ગએલાં. આમાં અમારી શરતચૂક થઈ ખરી, પરન્તુ તે માટે આપ મને અપ્રામાણિક તો નહિ લેખો."

"જહાન્નમમાં ગઈ તમારી શરતચૂક !" શેઠ ચ્હીડાઇને બોલ્યા : "પણ તમને કોણે કહ્યું કે એ મારી સાસુ મૂઇ'તી ? એ તો ચાકરડી હતી !"

"અરે શેઠ સાહેબ !" અનંત ગંભીરતાથી બોલ્યો : "શેઠાણી તેમને બા કહેતાં અને આપ માજી કહેતાં, તે મેં અને મારા માણસે સાંભળેલું. ચાકરડીને આપ એવા માનથી બોલાવતા હતા, તે અમે જાણતા હોત તો તેને ફોટો બતાવવાનું તો દૂર રહ્યું પણ જવાબ પણ આપત નહિ."

શેઠનું હૃદય ચચણી ઉઠ્યું. પ્રિયંકરાને પત્ની તરીકે ઓળખાવવાનો જ આ એક અનર્થ હતો એવું તેમને સમજાઈ ગયું, છતાં જ્યારે બીજાને સહેલાઇથી ઠપકો આપી શકાય તેમ હોય છે, ત્યારે પોતાની ભૂલ કબૂલ કરવા જેવી આત્મન્યાયવૃત્તિ ધનવાનો ક્યાં કોઈ દિવસ ધરાવે છે ? તેમણે તો એકસરખી રીતે અનંતને જ ઉધડો લીધો અને પોતા પર આવી પડેલી આફતનું જ ગાણું ગાયા કર્યું.

શેઠે જ્યારે ખૂબ રોષ બતાવ્યો ત્યારે અનંત પણ જરા આકળો થયો અને બોલ્યો : "શેઠ સાહેબ ! હું હવે સમજું છું કે આપની

સાથેનાં બાઇ આપનાં પત્ની નહોતાં, પણ ઉપપત્ની હતાં. ખોવાએલો ફોટોગ્રાફ આપની પ્રતિષ્ઠા અને પૈસાનું પાણી કરનારો નીવડશે એવું લાગવાથી આપ બધો રોષ મારા પર ઠાલવો છો, પરન્તુ આપે જેવી રીતે આપનું ગુહ્યાચરણ કેમેરાની આંખ અને ફોટોગ્રાફરની આંખ સામે ખુલ્લું કર્યું, તેવી રીતે મારી પોતાની પાસે પણ ખુલ્લું કર્યું હોત કે આ પત્ની નથી પણ ઉપપત્ની છે, તો આ ભૂલ કદાપિ થઈ ન હોત; પરન્તુ આપને તો જો બની શકતું હોય તો ખુદ ઈશ્વર પાસે પણ પ્રતિષ્ઠા જાળવવાને કાળાં કર્મો ઉપર સફેદ ઝભ્ભો પહેરીને હાજર થવું છે, પણ એ સફેદ ઝભ્ભો ક્યાંસુધી નભી શકે? ઇશ્વર જ આવું એકાદ છિદ્ર પાડીને આપના પ્રતિષ્ઠાના ઝભ્ભા હેઠળનો આપનો સાચો વર્ણ બતાવી આપે છે; તેમાં હું અને મારો નોકર તો અજાણતાં નિમિત્ત માત્ર બન્યા છીએ. આપને હજી પણ અમારા પર જેટલો રોષ ઠાલવવો હોય તેટલો ઠાલવો, પરન્તુ ઈશ્વરે જ જે ઘટના ઘટાવવી ધારી છે, તેમાં મારું કે તમારું કશું ચાલવાનું નથી!"

"જોયા, જોયા, તમારા જેવા ઈશ્વરની વાતો કરનારા!" **शेषं कोपेन पूरयेत्** એ ન્યાયને અનુસરીને શેઠ બબડતા-ફફડતા ઊઠ્યા.

દાદર તરફ જતાં જતાં તે બોલ્યા: "કયો ફોટો ખોવાયેલો, તે તો હવે કહો!"

"આપની ચુંબનલીલાનો જ તો!" અનંતે પણ ડામ ચોડતી ભાષા વાપરી.

"સત્યાનાશ વાળ્યું તમે તો!" કહી શેઠ ચાલ્યા ગયા.

બેરીસ્ટર પાસે આવીને તેમણે ફોટોગ્રાફની બધી કહાણી નિવેદન કરી. તે નિરાશ થતા દેખાયા. શેઠ તેમની સલાહ સાંભળવાને ટાંપી રહ્યા.

કેટલીક વારે ઘનશ્યામદાસે સલાહ આપી : "શેઠ સાહેબ ! લડવું હોય તો હું તૈયાર છું, પણ વાતમાં ઝાઝો માલ નથી. બીજાને તો હું લડવાની જ સલાહ આપું, પરન્તુ તમે મારા મિત્ર અને હિતસ્વી છો એટલે હું ઘરમેળે પતાવણી કરવાની જ તમને સલાહ આપું છું."

"પણ એ પતાવણી થાય શી રીતે? શું હું એ રાંડ જમનાબાઈ પાસે જઈને તેને પગે પડું ?" શેઠ ગભરાટથી બોલી ઉઠ્યા.

"એમ અકળાશો નહિ, શેઠ ! પતાવણી સોલીસીટર મારફત થઈ શકે. તમારી ઇચ્છા હોય તો હું વાત કરી જોઉં. માત્ર વાસ્તવિક ફી સિવાય બીજી કશી આશા હું આપની પાસેથી રાખતો નથી."

"એ બાબતની આપની મને ખાત્રી છે. તો પછી તમે વાત-ચીત ચલાવો અને એક બે દિવસમાં કાંઈ પતાવટ કરી આપો." શેઠ રડવા જેવા થઈ ગયા.

મનમાં તે બોલ્યા : "મને ક્યાં દુર્મતિ સૂઝી કે મેં આ ધંધો કર્યો ?"

પણ એવું સ્મશાનવૈરાગ્ય કયા દુઃખપીડિત મનુષ્યને ઊપજતું નથી? અને દુઃખ વિસરતાં દુર્મતિની ખાઈમાં મોજથી ફરી-ફરીને ગુલાંટ મારનારાઓ પણ પૃથ્વીને પાટલે પડ્યા છે !

શેઠ તો અત્યારે એટલા દુઃખી બની ગયા હતા કે "હે મહા-વીર ! જો આ આફતમાંથી ઉગરી જઉં તો હવે જીવનભર આવી ભૂલ ન કરું—અરે, આ ઉંમરે વળી આવો વિલાસ શો ? હું તો બાધા જ લઈ લઉં !" એવો નિર્ધાર શેઠ કરી રહ્યા હતા.

પણ મહાવીર સ્વામી સિદ્ધિશિલા પરથી બોલતા હતા : "અત્યારે જ હું સાંભર્યો ને, દેવાનાં પ્રિય !"



# ૨૧

## બિહારી



કૃષ્ણલાલ શેઠની દિવસની ભૂખ અને રાતની ઊંઘ ઊડી ગઈ હતી. હૃદય ચરચર બળ્યાં કરતું હતું. વિભાનો પત્તો હજી નહિ મળ્યો હોવાના સમાચાર શંકરલાલ સવારસાંજ આપ્યા કરતો હતો, પરંતુ તે ચિંતા હવે જૂની થતી હતી અને નવી ચિંતા ભયાનક મુખ ઉઘાડીને ડોળા કકડાવતી આવી ઊભી હતી. બેઉ છેડેથી બળી રહેલી મીણબત્તીને ખૂટી જતાં વાર ન લાગે, તેમ શેઠની પ્રતિષ્ઠાને બેઉ છેડેથી આગ લાગી ચૂકી હતી અને તેની ક્યારે ખાક બની જશે તે કોઈ કહી શકે તેમ નહોતું.

બેરીસ્ટર ઘનશ્યામદાસને શેઠ ફરીથી મળ્યા, ત્યારે તેમણે ઘનશ્યામદાસના વદન પર કાંઈ ઉત્સાહ જોયો નહિ. તેમણે કહ્યું: "કૃષ્ણલાલ શેઠ! મારો તો હવે એ જ નિશ્ચય થયો છે કે આપણે એ પ્રિયંકરા અને તેની માતા સાથે અદાલતમાં લડી લેવું."

"કેમ વારુ? શું જમનાબાઈના સોલીસીટરો કાંઈ સમાધાની પર આવવાની ના કહે છે?"

"આપણે જાતે સામા જઈને સમાધાનીની વાત કરીએ એમાં કાંઈ જ મજાહ નહિ. એક વાર ફરીઆદ થાય અને બે ચાર મુદતો પડે, ત્યારે ખરી સમાધાનીનો રંગ આવે."

"પણ તે દરમ્યાન પ્રતિષ્ઠાનો ભૂકો થઈ જાય ને! એટલા જ માટે આ પ્રકરણને અત્યારથી દાબી દેવાને મેં સામા પક્ષના સોલીસીટરોને મળવાની આપને વિનંતિ કરી હતી. આપ શું તેમને મળ્યા જ નથી?"

"મળ્યો'તો ખરો."

શેઠે ઉત્સુકતાથી પૂછ્યું : "એમ કે? પછી તેમણે શું કહ્યું? સમાધાની કરવાની તેઓ ચોકખી ના પાડે છે?"

"ચોકખી ના તો કોઇ વકીલ પાડે જ નહિ, પણ તે જ્યારે એવી વાત કરે કે જે શક્ય ન હોય, ત્યારે આપણે તેને ચોકખી ના તરીકે જ સમજી લેવી જોઇએ."

"હાં, પણ તેમણે શું કહ્યું, તે તો કહો."

ઘનશ્યામદાસે એકદમ કહી નાંખ્યું : "બે લાખ રૂપિયા માંગે છે; બોલો, આપશો?"

"બે લાખ રૂપિયા! ઓ બાપ!" શેઠનું કાળજું ફફડવા લાગ્યું.

"હું એ જ કહેતો'તો કે સમાધાનીની વાત કરવી નકામી છે; વળી આ તો સોલીસીટરોની પેઢી. દબાયલા કુળ પાસેથી જેટલું વધારે નીચોવી શકાય તેટલું નીચોવવું અને પોતાના અસીલને ખુશ કરી જેટલી વધુ ફી મળે તેટલી લેવી એવી એમની રીત-નીતિ; ત્યાં કેસ લડ્યા વિના ચાલે જ શી રીતે?"

ઘનશ્યામદાસ કેસ લડવાની સંપૂર્ણ તરફેણમાં હતા એમ શેઠ જોઈ ચૂક્યા. કદાચ સમાધાની કરવી હોય, તોપણ તે અત્યારે ન કરવી એવો તેમનો ખણખણતો અભિપ્રાય હતો. પરંતુ કૃષ્ણલાલ શેઠના કાળજામાં ચકલું પેઠું હતું! તે એવો ફફડાટ કરતું હતું કે તેમને જરાએ ચેન પડતું નહોતું. એક વાર કેસ મંડાયો અને વાત છાપામાં આવી, એટલે પછી પોતાની પ્રતિષ્ઠાની ખાક થઇ ગઈ, એવું જ તે સમજતા. તે ઓશિયાળું મ્હોં કરીને ઉંડા વિચારમાં ડૂબી અર્ધો કલાક સુધી મૂગા બેસી રહ્યા.

ઘનશ્યામદાસે એ મૌનનો ભંગ કર્યો: "હવે આપણે નોટીસનો જવાબ તો આપવો જ જોઇએ; તે હું ઘડાવી લાવીશ અને કાલે આપને વંચાવીશ."

શેઠ મૂગા જ બેસી રહ્યા. તેમના વદન ઉપર નૂરનો છાંટો નહોતો. શેઠે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

ધનશ્યામદાસે શેઠની સામે જોયું અને પૂછ્યું: "તમે બહુ થાકેલા લાગો છો. કોફી મંગાવું?"

"ના, ના, મારી તો ભૂખ જ ઊડી ગઈ છે, દાસ!"

ધનશ્યામદાસે જરા મમતાભર્યા સ્વરે કહ્યું: "તમે ચિંતા ન કરો; જરા વખત જવા દો, બધુંય ઠેકાણે આવી જશે."

"પણ ભાઇસાહેબ! હું એવડી ચિંતામાં ઘેરાયો છું, તે તમે ક્યાં જાણો છો!"

"બીજું શું છે વળી?"

શેઠ ગળગળા થઈ ગયા. થોડી વાર સુધી તે કશું બોલી શક્યા નહિ. ધનશ્યામદાસે શેઠની માનસિક મૂંઝવણ જોઇને નોકરને કહી કોફી મંગાવી અને વિજળીક પંખો ચાલુ કર્યો.

જરા શાંત થઇને શેઠે વિભા ગુમ થયાનું પ્રકરણ ધનશ્યામદાસને કહ્યું. એક બાજુએ ન્યાતમાં અને બીજી બાજુએ સમાજમાં પોતાની પ્રતિષ્ઠા ધૂળધાણી થશે, એ વિષેનો બધો ખ્યાલ તેમણે ધનશ્યામદાસને આપ્યો. તે પણ વિચારમાં પડી ગયા. "જેનો બાપ આવા ધંધા કરતો હોય, તેની છોકરી માસ્તરની સાથે નાસી જાય તેમાં શી નવાઇ?" એવો લોકાપવાદ શેઠના મગજમાં ઘૂમી રહ્યો હતો, તે હવે ધનશ્યામદાસના મગજમાં પણ ઉપસ્થિત થયો.

કોફી આવી અને બેઉએ પીધી. ધનશ્યામદાસ જે હિંમત શેઠને આપી રહ્યા હતા, તે હિંમત ધારણ કરવાને શેઠ કેમ અશક્ત હતા, તે તેમને સમજાયું. તેમણે હવે કહ્યું:

"કૃષ્ણલાલભાઇ! તમને સમાધાની જ અનિવાર્ય લાગે છે તેનું કારણ હવે હું સમજું છું, પરન્તુ સોલીસીટરોની માર્ફતે સમાધાની કરવામાં જરાએ સાર નથી. તમે પરભારી તે જમનાબાઈ સાથે સમાધાની કરી શકો તેમ હો, તો વધારે સારું. તેથી તમે મોટા ખર્ચમાંથી બચી જશો; અને સોલીસીટરો તો તમને નીચોવી નાંખશે."

"તે હું પણ સમજું છું; પરન્તુ હું જમનાબાઇ પાસે જઉં, તો તેથી મારી દુર્બળતાનો લાભ લેવા તે નહિ પ્રેરાય?"

"બાઇ છે કેવી?"

"જમાનાની ખાધેલી. જેણે ફોટો પડાવી લેવા પોતાની છોકરીને સમજાવી અને ફોટો ચોરી લેવા જેવી હિંમત કરીને મને ફસાવ્યો તે કાંઇ ઓછી પાકી હશે?"

"તો કોઇ ત્રીજી વ્યક્તિને વચ્ચે લાવો કે જે તમારા અને તેના પરિચયની હોય."

શેઠ વિચારમાં પડ્યા. તેમને બિહારી ભૈયો સાંભર્યો. બિહારીને કાંઇ શેઠે નોકર રાખીને પ્રિયંકરાને સોંપ્યો નહોતો, એટલે તે જમનાબાઇનો જ માણસ હતો, છતાં તેને મળવાની શેઠને ઇચ્છા થઈ. "ઠીક, હું એક માણસની તજવીજ કરું છું" કહી શેઠ ઉઠ્યા.

જમનાબાઇ તારદેવ પર રહેવા ગઈ હતી અને બિહારી હજી તેની નોકરીમાં જ હતો, એવું શેઠના જાણવામાં આવી ગયું હતું. શેઠે મોટરને તારદેવ પર દોડાવી.

જમનાબાઈ જે મકાનમાં રહેતી હતી તેની સામે જ એક ગુજરાતી હોટેલ હતી. શેઠ હોટેલમાં પેઠા અને એક કપ ચાહ મંગાવી. ચાહ પીતાં પીતાં શેઠે આસપાસ નજર કરી. જો કોઇ માણુસ મળી જાય, તો તેને બિહારીને તેડવા મોકલવાનો શેઠનો ઈરાદો હતો; હોટેલના નોકરો આમ તેમ ફરતા હતા, પણ કોઇ દિવસ એવા માણુસો સાથે પોતાના ખાનગી કામે પરિચય પાડેલો નહિ, તેથી શેઠ મુંઝાતા હતા. કોને બોલાવવો અને તેને શું કહેવું, તે તેમને સુઝયું નહિ.

હોટેલનો માલીક ગંગારામ નામનો એક કાઠિયાવાડી બ્રાહ્મણ હતો. તેણે શેઠની ચોમેર ફરતી દૃષ્ટિ જોઇ લીધી. તે ઉઠીને શેઠની પાસે આવ્યો અને બોલ્યોઃ "આપને શું જોઈએ, શેઠ સાહેબ?"

"સામેના મકાનમાં જમનાબાઇને ત્યાં બિહારી નામનો એક

ભૈયો રહે છે, તેને અહીં કોઈ તેડી લાવે તેવું માણસ મળશે ? હું તેને બક્ષીસ આપીશ."

ગંગારામ સ્તબ્ધ બની ગયો. કોઇ પણ જાતની અસાધારણ પૂછગાછમાં કાંઈ પણ ગુન્હો કે તોફાની મામલો જ હોય, એવી મુંબઈવાસીઓની સામાન્ય • સમજ બંધાઇ ગઇ હોય છે. ગંગારામે પણ એમ જ માન્યું: "કેમ વારુ ? એ આપને ત્યાં નોકર હતો ?"

"હા."

"ત્યારે તો કાંઈ ઉઠાવીને નાસી ગયો હશે. મારી હોટેલમાં એ ઝઘડો ન જોઇએ સાહેબ !" એમ કહી ગંગારામે કટાણું મ્હોં કર્યું.

"ના, ના, એવું કશું નથી. મારે તેનું થોડું કામ છે, અને હું તેને તેના રહેવાને ઠેકાણે મળવા જવાનું પસંદ કરતો નથી."

ગંગારામ બોલ્યોઃ "તો હું એને બોલાવવા માણસ મોકલું, પણ આપ એને હોટેલમાં નહિ મળી શકો; બહાર રસ્તા પર મળી શકશો."

"કશી ફીકર નહિ." એમ કહી શેઠ ઉઠ્યા.

ગંગારામે એક છોકરાને બોલાવ્યો અને બિહારીને બોલાવી લાવવા સૂચના કરી.

શેઠે છોકરાને કહ્યું: "કહેજે કે એક માણસ તમને હોટલ પર મળવા આવ્યો છે. કોઇ શેઠ છે અને મોટરમાં બેસી આવ્યા છે એવું ન કહેતો." એમ કહી શેઠે છોકરાની હથેળીમાં રૂપિયો મૂકયો.

બિહારીને પહેલી વાર મળતી વખતે તેણે જે બેપરવાઈભર્યું વર્તન બતાવ્યું હતું, તે પરથી શેઠને વસવસો હતો કે જો પોતે આવેલો હોવાનું બિહારી જાણશે તો કદાચ તે આવશે જ નહિ.

પણ શેઠનો દાવ પાર પડ્યો. પાંચ મિનિટમાં જ બિહારી આવ્યો. શેઠે ફૂટપાથ ઉપર ઊભા રહી તેને બોલાવ્યો.

"કેમ શેઠસાબ !" બિહારી બોલ્યો. તેની આંખમાં ખુમારી રમતી હતી.

"બિહારી ! શામાટે મેં તને બોલાવ્યો છે તે તું જાણુતો હોઈશ."

"ના, શેઠ સાબ!"

"બહુ હોશિયારી ન બતાવ. તું બધું જાણે છે. જો હવે તારે સાંભળવી હોય તો તારા હિતની વાત કહું."

"કહોને શેઠ સાબ!"

"મુંબઈમાં કેટલાં વર્ષથી રહે છે?"

"દસેક વર્ષ થયાં."

"કેટલું કમાયો અને કેટલું બચાવ્યું?"

બિહારી હસ્યો. "અમે પરદેશી લોક શું બચાવીએ? જેટલું કમાયો તેટલું ખરચ્યું."

"તો સાંભળ, હું તને રૂપિયા એક હજાર આપું, તું મને પેલો ફોટો મેળવી આપ."

"કયો ફોટો?" બિહારી ચમકયો.

"અજાણ્યો થાય છે?"

"નહિ સાબ; મને કશી ખબર નથી."

"ત્યારે તું શું જાણે છે?"

"હું તો એટલું જાણું છું કે આપની અને જમનાબાઇની વચ્ચે કાંઈ તૂટ પડી છે અને જમનાબાઇ આપની ઉપર કેસ કરવાનાં છે તેથી આપ ગભરાયા છો. ફોટાની વાત હું જાણુતો નથી."

"ઠી...ક, ત્યારે જમનાબાઈ જરૂર કેસ કરવાનાં છે, અને તારી સાક્ષી મૂકવાનાં હશે."

"જી હા!"

"હશે, પણ તું જમનાબાઇને સમજાવી શકે નહિ?"

"શું સમજાવું?"

"તે કેસ કરવાનો વિચાર છોડી દે, હું તેને થોડા પૈસા આપું અને તને પણ ખુશ કરું."

"સારી વાત." બિહારી જરા થોભીને બોલ્યો: "પણ જો હું તેને સમજાવું અને તે માને, તો મને શું આપો?"

"હજાર રૂપિયા આપું."

"ઉંહું!" બિહારીને લાગ્યું કે સાદો લાભમાં ઉતારી શકાય તેવો બરાબર સમય છે.

"ત્યારે?"

"આપ જ કહો."

"પંદર સો તને અને પંદર સો જમનાબાઈને આપીશ. તું તેને સમજાવીને મને જવાબ આપ."

"તે કેટલામાં સમજે તે હું ન જાણું. હું તો મારી વાત પૂછું છું કે આપ મને કેવી રીતે ખુશ કરશો?"

"તું જ કહે ને!"

"આપે મને નોકર રાખવો."

"કબૂલ!"

"પાંચ વર્ષનો કરાર કરવો."

"ઠીક છે."

"કરારનો રજીસ્ટર દસ્તાવેજ કરવો."

"એમ કરીશું, પછી કાંઈ છે?"

"મને માસિક સો રૂપિયાનો પગાર આપવો." બિહારીએ પોતાની મુખ્ય શરત કહી.

પચીસ રૂપિયાના પગારદાર ભૈયાને પાંચ વર્ષના રજીસ્ટર્ડ કરારથી નોકર રાખવો અને ૧૦૦ રૂપિયાનો પગાર આપવો એ ઘણી આકરી શરત હતી; પણ કૃષ્ણલાલ શેઠ વાણિયા હતા. એવા કરારો ધોળી પીવા એ એક વેપારીને માટે મુશ્કેલ વાત નહોતી. શેઠે બિહારીની એ શરત પણ મંજુર કરી: "સારું, તારા જેવો વફાદાર માણસ મળે તો એટલો પગાર પણ આપીશું."

"પણ આપ જો મને નોકરીમાંથી અધવચ રજા આપો, તો અર્ધા વર્ષનો પગાર આપે મને સામટો આપવો એવી શરત કરારમાં લખવી પડશે !" બિહારીએ પોતાની છેલ્લી શરત કહી.

શેઠને લાગ્યું કે બિહારી પક્કો માણસ છે; પરંતુ અત્યારે તેની કોઈ પણ શરત નાકબૂલ કરવા જેવો સમય ન હતો. તે શરત પણ શેઠે માન્ય રાખી. બિહારી બોલ્યોઃ "આપને કાલે મળીશ. તે કેટલા રૂપિયા માંગે છે તે જાણ્યા સિવાય અત્યારે હું આપને કશું કહી શકું તેમ નથી."

"તું ક્યાં મળીશ ?"

"આ હોટેલમાં જ."

"ઠી...ક; પણ સાંભળ, હવે તું મારો માણસ થયો. જમનાબાઇને સમજાવજે અને મેં તારી માંગણી પૂરેપૂરી કબૂલ રાખી છે, એટલે તેને મારે બહુ પૈસા ન આપવા પડે એવો ઘાટ તારે જ ઉતારવાનો છે."

"એમાં મને કશું નહિ કહેવું પડે, શેઠ સાબ."



## ૨૨

## ચાલીસ હજારનો મલમપટ્ટો !



જમનાબાઇએ પોતાની કપટશેતરંજ પર ચાલ ચાલવા માંડી હતી તેની પૂરી માહીતી તેને પોતાને અને તેના સોલીસીટરોને જ હતી. પ્રિયંકરા પણ માત્ર બિહારી જેટલું જ જાણતી હતી. જ્યારે જમનાબાઇની ગેરહાજરીમાં બિહારીએ પ્રિયંકરાને વાત કહી, ત્યારે જ તે જાણી શકી કે પોતાનો અને કૃષ્ણલાલ શેઠનો એક ફોટોગ્રાફ કોઇ પણ રીતે જમનાબાઇ પાસે આવ્યો છે, અને એ ફોટાના જોર-પર જમનાબાઈ શેઠ પાસેથી પૈસા કઢાવવા માંગે છે.

પ્રિયંકરા માતાના પૂર્ણ અંકુશ હેઠળ હતી. તે માતાની શીખવણી પ્રમાણે જ વર્તતી હતી અને માતાની કપટશેતરંજનું એક પ્યાદું બની રહી હતી, પરંતુ એ પ્યાદાની સ્થિતિમાંએ તેની વૃત્તિઓએ એક વલણ પકડવા માંડયું હતું.

તેની ઊગતી જુવાની હતી. વિલાસો તેને ગમતા હતા. લગ્નને તે ઇચ્છતી હતી. પરન્તુ લગ્નમાં પ્રકટ વિલાસની સંધિ સમાઈ રહેલી હતી, જ્યારે એક ધનવાન શેઠની ઉપપત્ની બનવામાં ગુપ્ત વિલાસ અનુભવવાનો મળતો હતો: પરિણીત અને અપરિણીત અવસ્થાના વિલાસોની વચ્ચે આથી કાંઈ વધારે મોટો તફાવત હોય એમ તેને લાગતું નહોતું.

પ્રિયંકરાને જે વિલાસ જોઇતો હતો, તે કૃષ્ણલાલ દ્વારા મળતો હતો. મહીનાઓના પરિચયથી બેઉ પરસ્પર અનુકૂળ બની ગયાં હતાં. એવામાં માતાની ઓચિંતી આજ્ઞા થતાં તેને કૃષ્ણલાલ શેઠ સાથેનો સંબંધ છોડવો પડ્યો હતો, તે તેને રુચ્યું નહોતું; પણ શો ઉપાય? માતા કહે તેમ કર્યા વિના તેનો છૂટકો નહોતો. એની આજ્ઞાની બહાર જઇ શકાય એમ તે કલ્પી પણ શકતી નહોતી.

પ્રિયંકરાને પૈસા મળતા, વસ્ત્રો મળતાં, અલંકારો મળતા, તે બધું તે માતાને સોંપી દેતી. માતાનો બધો રસ એ વસ્તુઓમાં સમાઈ જતો. પ્રિયંકરાનો રસ એ વસ્તુઓમાં મર્યાદિત જ હતો. મોટરમાં ફરવું, ફેરી બોટમાં બેસી દરિયામાં વિહરવું, નાટક–સીનેમામાં શેઠના પાસામાં ભરાઈને બેસવું અને વિવિધ વિલાસોથી તનમનને પરિતૃપ્ત કરવું, એ તેના વિશિષ્ટ રસની બાબતો હતી. કૃષ્ણલાલ શેઠના ધન સાથે જમનાબાઇનો જેટલો સંબંધ હતો તેટલો સંબંધ પ્રિયંકરાનો નહોતો; તેનો વિશિષ્ટ સંબંધ ખુદ કૃષ્ણલાલ શેઠ સાથે હતો. તેણે જ્યારે બિહારી પાસેથી જાણ્યું કે કૃષ્ણલાલ શેઠ સાથેનો સંબંધ હવે ફરીથી સંધાવાનો જ નથી અને એક ફોટોગ્રાફ ઉપરથી શેઠ પાસેથી વધારેમાં વધારે પૈસા કઢાવવાની જ તેની માતાએ બાજી

રચી છે, ત્યારે તેનું મ્હોં કરમાઈ ગયું. તેણે બિહારીને પૂછ્યું: "શેઠની સાથે કોઈ રીતે સમાધાન કરીને તેમની સાથેનો સંબંધ ચાલુ ન રાખી શકાય ?"

બિહારીએ ચોખ્ખી ના કહી. તેણે કહ્યું : "આમ ઠગાઇ કરીને શેઠ પાસેથી પૈસા ઓકાવીએ તો તે આપણી સાથે સંબંધ રાખે ખરા ?"

પ્રિયંકરા સમજી ગઈ. એ સંબંધ તો હવે તૂટ્યો જ. તેણે પોતાના મનને પૂછ્યું: "ત્યારે હવે ?"

માતાના ધનલોભને સમજી ચૂકેલી યુવતીનાં નેત્રોએ કાંઇ કાંઈ પુરુષમૂર્તિઓને પોતાની સમક્ષ આવી ઊભેલી જોઈ. યૌવનના પ્રારંભ-કાળે જ મળેલા એક પુરુષમાં રસવૃત્તિને વિકસાવી ચૂકેલી તરુણી એ પુરુષમૂર્તિઓનું દર્શન કરતાં કમકમી ગઈ.

એટલામાં જમનાબાઈ બહારથી આવી અને બિહારી તથા પ્રિયંકરાની વાતો બંધ પડી.

છેક સાંજે બિહારીએ જમનાબાઈ પાસે વાત છેડી. પોતાને કૃષ્ણલાલ શેઠ મળ્યા હોવાની વાત તેણે કહી અને જમનાબાઇના મ્હોં ઉપર ઉલ્લાસ પ્રકટ્યો.

"હંઅ, પછી શેઠે શું કહ્યું ?"

"તે પૈસા આપીને સમાધાન કરવા તૈયાર છે; અને તે કાંઇક ફોટોની વાત કહેતા'તા."

"ઠી...ક. તેમણે હવે જાણ્યું લાગે છે." જમનાબાઇ પોતાની ઉસ્તાદી માટે મનમાં આનંદ પામી: "વારુ, તે શું આપવાનું કહેતા'તા ?"

"પૈસા."

"પણ કેટલા ?"

"હજાર–બે હજાર."

"છટ્ ! શું શેઠ બાળકને સમજાવવા માંગે છે? હવે ફરીથી શેઠ મળે તો કહી દેજે કે રૂપિયા બે લાખ પડશે, નહિતો ભરી કોર્ટમાં જમનાબાઈ તમારી આબરુના કાંકરા કરી નાંખશે."

"લાખ, બે લાખ!" બિહારીની આંખો ચડી ગઈ. અંદરના ઓરડામાં બેસીને સાંભળી રહેલી પ્રિયંકરા પણ ચીમકી ગઈ.

"હા, બે લાખ રૂપિયા છોડાવ્યા વિના હું માનવાની નથી. એવાં ખાજ કાંઈ વારેવારે હાથ આવતાં નથી."

બિહારીને પણ લાગ્યું કે આ સમાધાની અશક્ય છે. તેને પોતાની મોટા પગારની પાંચ વર્ષની નોકરી હાથમાંથી સરકી પડતી લાગી.

તે બોલ્યો: "એટલું બધું તો કોઈ ન આપે, બાઈ!"

"ન આપે તો મને કયાં ગરજ છે?"

"ત્યારે શું કોરટમાં કેસ ચલાવશો?"

"હારતો."

"પાંચ-સાત દિવસમાં કેસ પતી જશે ને?"

"ના, એ તો બે-પાંચ મહિના પણ ચાલે."

"ત્યારે મારે દેશમાં જવું છે; મારી સાક્ષી પડતી મૂકજો."

જમનાબાઈ ગભરાઈ. બિહારીની સાક્ષી ઉપર તો તેણે મોટો આધાર રાખ્યો હતો. "ના, બિહારી! કેસ પતે ત્યાંસુધી તારે મારી નોકરીમાં રહેવું પડશે. મેં તારી સાથે એવી શરત કરી છે. તે માટે તો મેં તારો પગાર પણ વધારી આપ્યો છે."

"પણ બહુ બહુ તો હું પંદર-વીસ દિવસ રોકાઉં. દેશમાં મારી મા મરવા પડી છે અને તેને મારા સિવાય બીજું કોઇ નથી."

જમનાબાઇ વિચારમાં પડી ગઇ. તે મનમાં તો સમજી કે બિહારીને શેઠે ભરમાવ્યો હોવો જોઇએ, પણ તેની સાથે અણબનાવ કરવો જમનાબાઈને પોસાય તેમ નહોતું. કેટલીક વાર સુધી બેઉ મૂગાં મૂગાં બેસી રહ્યાં.

"ત્યારે બિહારી! શેઠ કેટલા રૂપિયા આપે એમ તને લાગે છે?"

"હું શું જાણું બાઇ? તમે મને કહો, તો હું તેમને મળું ત્યારે વાત કરું."

"શું લાખ રૂપિયા પણ તે ન આપે?"

"મને તો હજાર-બે હજારની વાત કહેતા'તા, બહુ બહુ તો પાંચ હજાર સુધી થાય. પણ લાખ રૂપિયા તો એમ સહેજમાં કોઈ કાઢી આપે નહિ."

"સહેજસહેજમાં કઢાવવા નથી. કોર્ટમાં ઊભા રહેવાનો વખત થશે, ત્યારે તે લાખ શું પણ બે લાખ રૂપિયા કાઢી આપશે; પણ તું જવાની વાત કહે છે એટલે મારા મનમાં એમ થાય છે કે લાખ કે સવા લાખ રૂપિયા આપવાની તે હા પાડે તો કોર્ટમાં જવાનું માંડી વાળીએ."

પ્રિયંકરા આવી આસ્તેથી બોલી: "અને બા, મારે તો જુબાની આપવા નહિ આવવું પડે ને?"

જમનાબાઈ વળી પાછી ચમકી: "કેમ નહિ? તારા માટે તો આ બધું થાય છે અને તારી જુબાની વિના કાંઇ ચાલવાનું છે?"

તે મનમાં બોલી: "હા, મારે માટે જ આ બધું થાય છે ને! મને કેવું સમજાવે છે ને!" તે પ્રકટ રીતે બોલી: "અરર! ત્યારે મારાથી કોર્ટમાં ઊભાં રહીને કેમ જવાબ દેવાશે? હું તો ધ્રૂજી જઈશ."

"એમ હિંમત હાર્યે કાંઇ ચાલે?"

"પણ મને વકીલ શું પૂછશે?"

"જે પૂછવાનું હશે તે બધુંય તને આપણો વકીલ અગાઉથી સમજાવશે; માટે તારે જરાએ ગભરાવું નહિ."

"પણ મને તો અત્યારથી જ ગભરામણ થાય છે. કોરટમાં સાક્ષીને લાકડાના પિંજરામાં પૂરીને પૂછતા હશે?"

"ના રે ના, એવું કાંઈ નહિ."

જમનાબાઇએ પ્રિયંકરાને હિંમત તો આપી, પણ તેને દહેશત લાગી ગઈ કે પ્રિયંકરા અત્યારથી જ ગભરાવા લાગી છે એ સંઘ દેઠ દ્વારકા પહોંચે એ શંકાભરેલું છે.

તેણે બિહારીને કહ્યું: "બિહારી ! શેઠ ફરીથી મળે તો જરા પૂછી તો જોજે કે વધારેમાં વધારે શેઠ કેટલું આપે તેમ છે ?"

બિહારી અને શેઠ બીજે દિવસે ફરી મળ્યા, ત્યારે વધુ વાતચીત ચાલી. બિહારી બેઉની વચ્ચેનો વિષ્ટિદૂત બન્યો, જોકે તેમાં તેનો સ્વાર્થ રહેલો હતો. એ દિવસની વાટાઘાટ પછી શેઠે ચાલીસ હજાર રૂપિયા આપવાનું કબૂલ કર્યું અને જમનાબાઈ પણ પોતાના સંજોગો જોઇને તેટલામાં સંતોષ માનવા તૈયાર થઈ.

જમનાબાઇના સોલીસીટરો અને ઘનશ્યામદાસ વકીલ બેઉની સમક્ષ નાણાંની આપલે થઇ, ફોટો શેઠને પાછો સોંપાયો, પરસ્પર લખાવટ થઈ અને બિહારીની નોકરીનો પણ રજીસ્ટર્ડ કરાર થયો; એ રીતે બધું પ્રકરણ પતી ગયું; પરન્તુ જમનાબાઈના સોલીસીટરોને લાગ્યું : "બસ, ચાલીસ જ હજાર ?" કૃષ્ણલાલ શેઠના ગળેથી એટલી મોટી રકમ સહજમાં છૂટે તેમ નહોતું, પરન્તુ નાસી જતી પ્રતિષ્ઠાને ઝડપ મારીને પકડી રાખવા માટે પ્રિયંકરાના મોહની સાથે જ તેમને એ રકમનો મોહ છોડવાની પણ ફરજ પડી હતી.

બેંકના ખાતામાંથી ચાલીસ હજાર રૂપિયાની રકમ ઓછી તો થઇ, પરન્તુ જ્યારે એ રકમ આપીને અને બધી પતાવટ કરીને ઘેર પાછા ફરી શેઠ આરામખુરશીમાં પડ્યા, ત્યારે તેમણે જે 'હાશ' નો ઉદ્‌ગાર કાઢ્યો, તે એટલા ઉંડા અંતરનો હતો કે તે ઉપરથી ચાલીસ હજારના મલમપટ્ટાથી રૂઝાઇ ગએલો વ્રણ પૂર્વે કેટલી મર્મવ્યથા ઉપજાવતો હશે તેનું માપ લઇ શકાતું હતું.

પરન્તુ તુરત જ વિભા ગુમ થયાનો વ્રણ પાછો ઉપડી આવ્યો. હજી તેનો પત્તો લાગ્યો નહોતો. થોડે થોડે ન્યાતમાં તે વાત ફૂટતી જતી હતી. શંકરલાલને વિભાની શોધમાં સફળતા મળી નહોતી.

શંકરલાલ આવ્યો. શેઠે તેને ક્યાંસુધી તપાસ પહોંચી છે તે વિષે પૂછ્યું. તે બોલ્યોઃ "તપાસ બહુ મુશ્કેલ થઈ પડી છે, કારણકે ચંદ્રવદનના હુશિયાર મિત્રો વિભાની આસપાસ પડદો પાડીને ઊભા છે. તેઓએ મારી પાસે હજી કબૂલ કર્યું નથી, તેમ જ મેં તેમની હીલચાલ ઉપર છૂપો પહેરો ગોઠવ્યો છે, તોપણ વિભાનું સ્થાન ક્યાં હશે તે કળી શકયો નથી."

"ત્યારે હવે શું કરીશું, શંકરલાલ?" શેઠ ગળગળા થયા અને નિર્વેદયુક્ત ધ્વનિથી બોલ્યાઃ "શું તમે મને વિભાને નામે ન્હવરાવી નાંખશો?"

"એમ નાસીપાસ ન થાઓ, શેઠ! એક વાત હું આપને પૂછવા ઇચ્છું છું. વિભા અને ચંદ્રવદન હાથ લાગે તો પછી શું કરીશું?"

"તમે શું સૂચવો છો?"

"હું સૂચવું તે આપને રુચશે?"

"જરૂર રુચશે, કારણકે હવે મારું ધૈર્ય ખૂટી ગયું છે."

"તો આપે ચંદ્રવદન અને વિભાને પ્રકટ રીતે પરણાવી દેવાનો જ સંકલ્પ કરવો જોઇએ." શંકરલાલે સલાહ આપી.

શેઠ વિચારમાં પડી ગયા અને થોડી ક્ષણો પછી બોલ્યાઃ "પણ આપણે એ સંકલ્પ કોને કહેવા જઇએ? તમે માનતા હશો કે એ સંકલ્પ આપણે છાપાંમાં છપાવીએ તો વિભા પોતાની મેળે હિંમતથી બહાર આવે, એમ જ ને?"

"ના, છાપાંમાં છપાવવાનું હું કહેતો નથી. તમે મને વચન આપો, અને જો હું એ વાત ચંદ્રવદનના મિત્રોને કહું, તો મારો માર્ગ સરળ થાય એમ મને લાગે છે."

"ઓહો! એમાં તમે મને પૂછવા શાને આવ્યા? કહી જ દેવું'તું કે શેઠનો એવો સંકલ્પ છે."

"પણ આપ મને વચન ન આપો, ત્યાંસુધી એવી જૂઠી વાત મારાથી તેમને કેમ કહેવાય?"

"જાઓ, મારો કોલ છે કે વિભા બહાર આવે, એટલે હું તેને ચંદ્રવદન સાથે પરણાવી દઇશ, પછી છે કાંઇ?" એમ કહી શેઠે શંકરલાલનો હાથ પોતાના હાથમાં લઇ ખરેખરો કોલ આપ્યો.



## ૨૩

## નિષ્ફળ સમજાવણી



કૃષ્ણલાલ શેઠનો કોલ મેળવીને શંકરલાલ ખૂબ ઉત્સાહમાં આવી ગયો. તેના ઉત્સાહનાં બે કારણો હતાં. એક તો એ કે ચંદ્રવદનના મિત્રોને સમજાવીને તેનો પત્તો મેળવવા માટે હવે તે કોલ એક મજબૂત સાધનની ગરજ સારે તેમ હતો, અને બીજું એ કે જ્યારથી આ તપાસ શંકરલાલે શરુ કરી હતી અને તેણે વિભા ઉપરના ચંદ્રવદનના પત્રો વાંચ્યા હતા, ત્યારથી તેને એમ લાગ્યા કરતું હતું કે વિભાને હવે ચંદ્રવદનથી છૂટી પાડવી એ અન્યાયી અને અનીતિભર્યું હતું; પરન્તુ શેઠનો ઇરાદો તો ન્યાતમાંની પોતાની પ્રતિષ્ઠા જાળવવા માટે હજી પણ શ્યામલાલ વેરે વિભાને પરણાવવાનો જ હતો, તેથી તે તેમને મ્હોંએ બહુ કહી શકતો નહોતો. એ વિષે શેઠને કાંઈ સલાહ આપવાનો કે આગ્રહ કરવાનો તેને અધિકાર પણ નહોતો. તે તો માત્ર એક ડિટેક્ટિવ ખાતાનો માણસ હતો; વિભા તથા ચંદ્રવદનની શોધ કરવાનું તેનું કામ હતું, પરન્તુ જ્યારે તેની તપાસમાં નડતી મુશ્કેલી અસાધારણ થઇ પડી હતી, ત્યારે જ તેણે છેવટે આ સલાહ શેઠને આપી હતી અને તેમનો કોલ મેળવી લીધો હતો.

આજસુધીમાં શંકરલાલ નવીનચંદ્રને અનેક વાર મળી ચૂક્યો

હતો. તેની સાથે તેણે પુષ્કળ વાટાઘાટ કરી હતી. પહેલાં નવીનચંદ્ર કેવળ અજાણપણું દર્શાવતો હતો, તે સ્વાંગ હવે તેણે છોડી દીધો હતો. તેણે શંકરલાલને કહ્યું હતું કે ચંદ્રવદન અને વિભા ક્યાં છે તે પોતે જાણે છે, પરન્તુ તેઓ બન્ને હાલ તુરત બહાર આવવા ઇચ્છતાં નથી એટલે પોતે શંકરલાલ તથા વિભાનો મેળાપ કરાવી આપી શકે તેમ નથી.

શંકરલાલને લાગતું હતું કે નવીનચંદ્ર ઉપર પોલીસની રીતે કાંઈ દબાણ લાવવું એ ઠીક નથી, તેથી તેણે ખાતાની રીતે તેની સાથે વર્તન ચલાવ્યું નહિ, પરન્તુ તેને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. એ પ્રયત્ન દરમ્યાન તેને એમ લાગ્યું કે વિભા અને ચંદ્રવદનને અત્યારે જાહેરમાં આવવા દેવાં એ તેમને માટે સલામતીભર્યું નથી એમ નવીનચંદ્ર પોતે માને છે. આ કારણથી વિભા તથા ચંદ્રવદનની સલામતી તથા લગ્નજીવન સંબંધે પોતે નવીનચંદ્રને ખાત્રી આપી શકે તો ઠીક એમ લાગવાથી તેણે શેઠ પાસેથી આ કોલ મેળવ્યો હતો.

શંકરલાલ નવીનચંદ્રને એક વાર ફરીથી મળ્યો. તેણે કહ્યું : "મિસ્તર નવીનચંદ્ર ! વિભા અને ચંદ્રવદન બેધડક બહાર પડી શકે તેવી સગવડ કરીને આજે હું તમારી પાસે આવ્યો છું."

"એમ ? એવી સગવડ શી છે વારુ ?" નવીનચંદ્રે કાંઈક અજાયબીથી પૂછ્યું.

"તમે મને આટલા પરિચયથી ઓળખી ચૂક્યા છો કે હું પોલીસનો માણસ છું, છતાં આ ખાનગી તપાસ ચલાવું છું કે જેથી શેઠની, વિભાની અને ચંદ્રવદનની પ્રતિષ્ઠાને ધક્કો ન લાગે; વળી હું એક જૈન છું એટલે મને તેમને માટે લાગણી પણ હોય જ."

"ખરેખર, એ તો હું જોઈ શક્યો છું. તમારા સદ્‌ભાવ માટે મને જરા પણ શંકા નથી."

"તો હવે, તમે વિભા અને ચંદ્રવદન સાથે મારો મેળાપ કરાવી આપો, અને હું વચન આપું છું કે તેઓ બહાર આવે એટલે તેમનાં જાહેર રીતે વિધિપૂર્વક લગ્ન કરી આપવામાં આવશે."

નવીનચંદ્ર ક્ષણભર વિચાર કરીને બોલ્યો : "તમે એ વચન કેવી રીતે આપી શકો છો ?"

"કૃષ્ણલાલ શેઠ પાસેથી એ મતલબનું વચન હું મેળવી ચૂક્યો હોવાથી જ હું વચન આપી શકું છું અને હું જૂઠું નથી કહેતો એમ તો તમે માનો છો ને ?"

"માનું છું. તમારે જૂઠું બોલવું હોત, તો આજ પૂર્વે પણ એવું પોકળ વચન ઉચ્ચારતાં તમને કોણ અટકાવે તેમ હતું ?"

"સાચું કહો છો. પણ હું મારી નૈતિક જવાબદારી સમજું છું અને તેથી એક વાર શેઠ પાસે આ બાબતની હા પડાવી લીધા પછી જ હું તમારી પાસે આવ્યો છું. માટે મારી માંગણી છે કે અત્યારે ને અત્યાર તમે મને તેમની પાસે લઈ જાઓ."

નવીનચંદ્ર વિચારમાં પડી ગયો.

શંકરલાલ બોલ્યો : "એમાં શો વિચાર કરો છો ? શેઠે હા પાડી તેની મતલબ તમે સમજતા હશો. હવે ઢેડફજેતી કરવાને બદલે બેઉનું લગ્ન કરવામાં જ તે પોતાની પ્રતિષ્ઠા માનતા થયા છે; અને બેઉનું ખાનગી લગ્ન માન્ય રાખવાને બદલે પોતાને હાથે જ જાહેર રીતે લગ્ન કરી આપે તો લોકોમાં ખાનગી લગ્નને નામે જે અપવાદ બોલાય છે તે ફેલાતો અટકે."

"એ હું સમજ્યો; પરંતુ મારે આપની આ દરખાસ્ત એક વાર વિભા અને ચંદ્રવદનને જણાવવી જોઇએ અને ત્યારપછી જ હું તમને તેમની પાસે લઇ જઇ શકું." નવીનચંદ્રે ખબરદારીભર્યો જવાબ આપ્યો.

શંકરલાલ મ્હોં કટાણું કરીને બોલ્યો : "તમે નકામું ચોળીને ચીકણું કરો છો, મિ. નવીનચંદ્ર ! વિભા અને ચંદ્રવદનનું હિત અને

હેતુ જો જળવાય છે, તો પછી તેમને બહાર આવવામાં કે મને મળવામાં વાંધો શો ?"

"વાંધો હોય કે ન હોય તે હું કેમ કહી શકું ? તે તો તે બેઉ જ જાણી કે કહી શકે."

"તમે ભૂલ કરો છો. તમને મારા પર વિશ્વાસ ન હોય, તો તેમ કહો, અને હું તમને જરાએ આગ્રહ નહિ કરું; પણ જો તમને વિશ્વાસ હોય તો પછી શામાટે વિલંબ કરો છો ?"

"તમારી ઉપર મને વિશ્વાસ છે; પણ જ્યારે આટલા દિવસ થયા છે, ત્યારે વધુ ચોવીસ કલાકના વિલંબ માટે ઉતાવળ ન કરો. તેમની ઇચ્છા જાણ્યા વિના હું જે કાંઇ પગલું ભરું તે મારે મન તો મિત્રદ્રોહ છે."

"તમે જેને મિત્રદ્રોહ માનતા હો, તેને હું તો મિત્રધર્મ પણ ગણું. તમે એમ ન માનતા કે પોલીસ ખાતું પોતાની શોધમાં લાચાર બનવાથી હું છેવટે તમારી પાસે આ દરખાસ્ત લાવ્યો છું. આ દરખાસ્ત જ પહેલેથી મારા પોતાના અંગત અભિપ્રાયરૂપ હતી, પરન્તુ જ્યારે મને બરાબર સમય લાગ્યો, ત્યારે મેં એ માટે શેઠનું વચન મેળવી લીધું. એટલે લાચારીથી નહિ પણ એક નૈતિક ફરજથી પ્રેરાઇને મેં આ વ્યવસ્થાની શેઠ પાસે હા પડાવી છે. હું તેમ ન કરું તો શું થાય ? આજે નહિ, ને પાંચ–પંદર કે પચીસ દિવસે તેઓનો પત્તો તો લાગે જ, અને પછી તેઓને વિખૂટાં જ પડવું પડે. પછી શું થાય તે તો કોણ કહી શકે ? ધનવાનોને તો કોઇની કશી પડી નથી, મિ. નવીનચંદ્ર ! દિકરી શું કે જમાઇ શું, મિત્ર શું કે શત્રુ શું, ધનવાનો તો પોતાના મનમાં મસ્તાન છે. તેટલા માટે હું કહું છું કે તમે મને તેમનો મેળાપ કરાવી આપો, એટલે બધું શાન્તિથી પાર પડી જાય; શાન્તિથી પાર પાડવામાં જ, તમે મિત્રધર્મ બજાવનારા લેખાશો."

શંકરલાલનું લાંબું ભાષણ સાંભળ્યા છતાં નવીનચંદ્રનો વિચાર

જરાએ બદલાયો નહિ. તે મક્કમ જ રહ્યો અને કહેવા લાગ્યોઃ “ ચોવીસ કલાક માટે તમે ધીરજ રાખી લ્યો. ”

શંકરલાલ નાસીપાસી દર્શાવતો બોલ્યો : “ ધીરજ તો ઠીક છે છે ભલા માણુસ ! પણુ ધારો કે કોઈ ગેરસમજથી, વહેમથી કે અવિશ્વાસથી તેમણે અત્યારે બહાર આવવાની ના જ કહી, તો પછી મારે શું સમજવું ? મારે ખાતાની રીતે તપાસ કરવી, પત્તા મેળવવો, અને પછી જે થાય તે થવા દેવું ? શું તમે માનો છો કે તમારા મિત્રનું હિત એ રીતે સચવાશે અને હું સૂચવું છું તે રીતે નહિ સચવાય ? મિત્રનું હિત સાચવવું એ તમારો મિત્રધર્મ છે. ”

“ પણુ તેના અભિપ્રાયથી પ્રતિકૂળ રીતે તેનું હિત કરવાની મારી ઇચ્છા નથી. ”

“ તો જેવી તમારી મરજી ! ચોવીસ કલાકની ધીરજ રાખવામાં મને વાંધો નથી. કાલે સ્હવારે તમને પાછો મળું ? ”

“ હા, ખુશીથી. ”

શંકરલાલ પાછો ફર્યો. એક વાર ફરીથી તેને નવીનચંદ્રના દોઢ ડહાપણુ અને ચીકણુાપણુાનો અનુભવ થયો. તેની સાથે થએલી વાતચીતથી તેને લાગ્યું કે લગ્નનું વચન આપ્યાથી પણુ વિભાનો પત્તો તેની દ્વારા મળશે જ એવી ખાત્રી રાખી શકાય તેમ નહોતું.

તેણે નવીનચંદ્રની હીલચાલ તપાસવાને સાદા પોશાકવાળા બે માણુસોને ગોઠવી દીધા. ચોવીસ કલાકમાં એક મિનિટ પણુ નવીનચંદ્ર નજરની બહાર ન જાય એવી તેમને સૂચના આપી અને તે જ્યાં જ્યાં જાય, તે તે સ્થાનોની નોંધ કરી લેવા કહ્યું.

બીજે દિવસે પાછો શંકરલાલ નવીનચંદ્ર પાસે આવ્યો, અને બેઠો : “ કેમ નવીનભાઈ ! શા સમાચાર છે ? ”

“ દિલગીરી સાથે મારે તમને નાસીપાસ કરવા પડે છે. વિભા પોતે જ અત્યારે બહાર આવવાની વિરુદ્ધ છે, એટલે મારાથી તમને તેમની પાસે લઈ જઈ શકાય તેમ નથી. ”

"તમે તેમને સમજાવી ન શક્યા? શેઠ પાસેથી મેં મેળવેલું વચન અને તે ઉપરથી મેં આપેલું વચન તમે તેમને કહ્યું તો હશે જ."

"કહ્યું હતું, પણ તેનું મન અત્યારે તો ગુપ્ત રહેવાનું જ છે."

"અને કદાચ બહારગામ જતાં રહેવાનું પણ હશે."

"ના, એમ કાંઈ નથી; પરન્તુ બહાર આવવા માટે હજી તેમને બરાબર સમય પાક્યો હોય તેમ લાગતું નથી."

"ઠીક ભાઇ! જેવી તેમની મરજી; પણ નવીનભાઈ! હજી પણ હું તમને કહું છું કે તેમની ઇચ્છાની વિરુદ્ધ તમે મને તેમનો મેળાપ કરાવી આપશો તો તમે જરૂર એ બેઉનું હિત કરનારા દેખાશો."

"એ મારાથી ન બની શકે તેવું છે."

"તમે કલ્પી શકો છો કે હું મારી મેળે તેમને શોધી કાઢીશ તો શું થશે?"

"તોપણ તમારા સદ્દભાવ માટે મારો તો વિશ્વાસ જ છે."

શંકરલાલને એ શબ્દોએ મ્હાત કર્યો. તે મંદ હસ્યો અને ચાલતો થયો.

મોટરમાં બેસીને તે પોલીસ સ્ટેશન પર આવ્યો. એક સિપાઇને ક્યાંક મોકલીને તેણે કપડાં મંગાવ્યાં. એક કલાકની અંદર તે કોઈ ગુજરાતી વણિકની પેઢીનો ગુમાસ્તો બની ગયો!



## ૨૪

# પિતાને દિગ્મૂઢ કરનારી પુત્રી



શંકરલાલને નવીનચંદ્રે વિભાનો પત્તો આપવાની ના કહી, વિભા પોતે જ અત્યારે બહાર આવવા ઇચ્છતી નથી એવી તેણે ખબર આપી, તેથી શંકરલાલને કાંઈક મૂંઝવણ થઇ હતી. વિભાની

ઇચ્છાની વિરુદ્ધ તેને શોધી તેના પિતાને સોંપવી પડે એ પરિસ્થિતિ તેને મન અણગમતી હતી; પરન્તુ હવે એ પરિસ્થિતિની બરદાસ્ત કર્યાં વિના શંકરલાલનો છૂટકો નહોતો.

નવીનચંદ્રે ચોવીસ કલાકની મહેતલ આપી હતી, તે ઉપરથી તેની પાછળ મુકાયલા પહેરેગીરોનું કામ સરલ બન્યું હતું. ચોવીસ કલાક તેનો પીછો લેવાને પરિણામે વિભા ક્યાં છુપાઈ હતી, તે એ પહેરેગીરો જાણી શકયા હતા. તેમની પાસેથી એ વિષેની બાતમી શંકરલાલ મેળવી શકયો હતો અને હવે એ બાતમીનો ઉપયોગ કરી વિભાને શોધી કાઢવા તેણે વેશ પહેર્યો હતો.

કાલબાદેવી રોડ પર આવેલા એક માળામાં તે પહોંચ્યો. મનમોહન નામના એક જુવાન વણિક મહેતાજીને ત્યાં તેને જવું હતું. શંકરલાલ જાણતો હતો કે મનમોહન અત્યારે ઘેર નહોતો, તેની સ્ત્રી જ માત્ર ઘેર હતી; પરન્તુ સ્ત્રીનું નામ તે જાણતો નહોતો. મનમોહન ત્રીજે મજલે રહેતો હતો. બીજે મજલે તેણે એક બે સ્થળે પૂછયું: " મનમોહન મહેતાજી કયાં રહે છે ? " એકે " ખબર નથી " નો જવાબ આપ્યો; બીજાએ " ત્રીજે મજલે " એવો જવાબ આપ્યો, પણ એક સ્થળે વાતો કરવી બે સ્ત્રીઓને તેણે એ જ પ્રશ્ન પૂછ્યો ત્યારે એકે કહ્યું: " મનમોહન કોણ ? પેલી શાન્તાનો વર ? " બીજીએ તેનો જવાબ આપ્યો: " હા, હા, એ જ–મનમોહન; ભાઈ! ઉપલે મજલે સાતમા નંબરની ઓરડી પૂછીને જાવ. " એ રીતે મનમોહનની સ્ત્રીનું નામ મેળવીને તે ત્રીજે મજલે સાતમા નંબરની ઓરડી પર જઈને ઊભો રહ્યો.

મોખરાનું દ્વાર ખુલ્લું હતું. તે અંદર પેઠો કે તુરત સામે આવેલા ઓરડાના દ્વાર આગળથી કોઇ બાજુએ ખસી ગયું હોય એમ દેખાયું !

શંકરલાલ અંદર આવ્યો કે તુરત શાન્તાનું ધ્યાન તેની તરફ દોરાયું. તેણે લાગલું જ પૂછ્યું: " કેમ ભાઇ ? "

જાણે પોતે આ ઘેર ઘણી વાર આવી ગયો હોય અને શાન્તાને

ઓળખતો હોય તેમ તે બોલ્યો: " શાન્તા બહેન ! મનમોહનભાઈ આજે સાંજે મોડા આવનાર છે, તે કહેવાને હું પેઢી પરથી આવ્યો છું."

" ક્યારે આવશે ? બહુ મોડું તો નહિ થાય ને ?"

" એ તો કહી શકાય નહિ; આઠ વાગે, નવ પણ વાગે. કહ્યું છે મારા આવવાની રાહ ન જોતાં સૌને જમાડી દેજો."

" સમજી."

" ઠીક, ત્યારે હું જઉં છું; પણ શાન્તા બહેન ! માસ્તર ક્યાંય ગયા છે કે શું ?"

શાન્તા આ પ્રશ્ન સાંભળીને જરા ચમકી. તેણે શંકરલાલની સામે જોઈ જરા હસી ડોકું ધુણાવી ના સૂચવી.

" ઠીક, ઠીક, સમજ્યો, તેમને જ જમાડી દેવાને મનમોહન-ભાઇએ મારી સાથે સંદેશો કહાવ્યો હશે."

શાન્તાએ આંખથી હકાર સૂચવ્યો એટલે શંકરલાલ વિદાય થઈ ગયો. તે આવ્યો ત્યારે સામેના ઓરડામાં કોઈ બાજુએ ખસી જતું લાગ્યું હતું તે વિભા કે ચંદ્રવદન હશે એવી તેની ખાત્રી થઈ.

પત્તો તો મળી ચૂકયો; હવે બેઉને કબજે લેવાની જરૂર હતી અને તેમ કર્યા પૂર્વે તેમને કશી ખબર ન પડે એ સંભાળ રાખવાની પણ જરૂર હતી. તેણે નજીકમાંથી ટેલીફોન કરીને ચાર સાદા પોશાકવાળા સિપાઇઓને બોલાવ્યા, અને તે સાથે જ કૃષ્ણલાલ શેઠને ટેલીફોનથી સૂચના આપી કે તેમણે ઉતાવળે કાલબાદેવી પર ચોક્કસ માળામાં આવી પહોંચવું.

પોલીસનાં માણસો આવે, તે પહેલાં તો મારતી મોટરે કૃષ્ણ-લાલ શેઠ આવી પહોંચ્યા. તેમની આંખોમાં અને ઉદ્દગારોમાં અધીરાઈ છલકાતી હતી: " ક્યાં છે, ક્યાં છે ? શંકરલાલ ! વિભા ક્યાં છે ?"

શંકરલાલ નાકે આંગળી અડકાડીને બોલ્યો: " હમણાં શાન્ત

રહો, ઉતાવળા ન થાઓ, નહિતો ઘાટ બગડી જશે. એક વાર મેં બોલાવેલાં પોલીસનાં માણુસોને આવવા દો."

શેઠ ઊભરો દબાવીને ઊભા,–વડીલ સમીપે ડાહ્યા છોકરો ઊભો રહે તેમ. થોડી મિનિટમાં પોલીસનાં માણુસો આવ્યાં. શંકરલાલ તેમને તથા શેઠને લઈ ને ત્રીજે મજલે ગયો, અને પોલીસના રુઆબથી બોલ્યો: "શાન્તાબાઈ! ચંદ્રવદન અને વિભાવરીને બોલાવો."

શાન્તા ગભરાઇ ગઈ. "અહીં નથી, અહીં કોઈ નથી," એમ તેનાથી બોલી જવાયું.

"જુઓ, હું પોલીસનો માણુસ છું અને આ શેઠ વિભાવરીના પિતા છે. બેઉને નહિ હાજર કરો તો મારે મકાનની જડતી લેવી પડશે અને તમે તેમને છુપાવવા માટે ગુન્હેગાર થશો." શંકરલાલે શાન્તાને તેની સ્થિતિ સમજાવી દીધી.

ઓરડામાં રહ્યો રહ્યો ચંદ્રવદન એ સાંભળતો હતો. શાન્તા ગભરાઇ જાય એ તેને સ્વાભાવિક લાગ્યું હતું. પોતાનો ગુપ્તનિવાસ પકડાઈ ગયા પછી છુપાવાનાં મિથ્યાં ફાંફાં મારવાં કે ગલ્લાં–તલ્લાં કરવામાં કશો સાર નથી, એમ માનીને ચંદ્રવદન તુરત બહાર નીકળ્યો.

ચંદ્રવદનને જોતાં જ કૃષ્ણુલાલ શેઠની આંખોમાંથી લોહી વરસવા લાગ્યું. હાથમાંની લાકડી ઉગામીને તે ધુરકતા ચંદ્રવદનને મારવા દોડયા.

શંકરલાલ અસાવધ નહોતો. તેણે તુરત જ શેઠનો હાથ પકડયો અને કહ્યું: "ખામોશ રાખો, શેઠસાહેબ! મને આપેલું વચન ભૂલી ન જતા!"

કૃષ્ણુલાલ શેઠે આવેશને રોકવા યત્ન કર્યો, પણુ તેમ કરતાં તે ક્રોધથી થર–થર ધ્રૂજવા લાગ્યા; અને શંકરલાલે 'આપેલું વચન ભૂલી ન જતા' એમ કહ્યું ત્યારે તો તેમને કાળજામાં ચીરો પડયો હોય એવી વેદના થઈ. તેમના વદન ઉપર એ વેદનાના અંકો લખાયલા વાંચી શકાતા હતા.

શંકરલાલે ચંદ્રવદનને પૂછ્યું: "વિભાવરી બહેન ક્યાં છે?"

ચંદ્રવદને અંદરથી વિભાવરીને બોલાવતાં ઉતાવળો ઉદ્‌ગાર કાઢ્યો: "વિભાવરી, બહાર આવ, હવે છુપાવાની કશી જરૂર નથી."

"સાલા બદમાશ!" શેઠના ઓઠ ફફડવા લાગ્યા: "મારું લૂણ ખાઈને મારું જ ઘર માર્યું?"

"ખામોશ રાખો શેઠ!" શંકરલાલ શેઠને વારવા લાગ્યો: "હવે ગુસ્સો કરવાનો વખત રહ્યો નથી."

બધી આંખો ઓરડાના દ્વાર તરફ ખેંચાઇ રહી હતી. બે–ત્રણ મિનિટ ગઈ, પરન્તુ ન તો ઓરડામાંથી જવાબ મળ્યો કે ન વિભા બહાર આવી.

ચંદ્રવદન ફરીથી બોલ્યો પણ કોઇ બહાર ન આવ્યું. "શાન્તા બહેન! તમે જરા અંદર જઇને બોલાવી લાવો." ચંદ્રવદને સૂચવ્યું. શાન્તા ગભરાતી અંદર ગઈ અને પાંચ મિનિટ વીતી ગઈ પણ બેઉમાંથી કોઈ બહાર આવ્યાં નહિ.

છેવટે ચંદ્રવદન અંદર ગયો. તેણે જોયું કે શાન્તા સમજાવતી હતી પરન્તુ વિભા બહાર આવવાની આનાકાની કરતી હતી. તેણે કહ્યું: "વિભા! જે સંભવ અત્યારસુધી આપણી કલ્પનામાં ઊઠતો હતો, તેનો હવે સાક્ષાત્કાર થયો છે. તું શામાટે બહાર આવતી નથી?"

"મારા પિતાજીના ક્રોધોદ્‌ગાર તો તમે સાંભળ્યા ને?"

"હા સાંભળ્યા, તેમાં નવાઇ શું છે? તેમને જે કાંઈ અણગમતું હોય તે તરફ તેમને ક્રોધ જ ચડે, એ સ્વાભાવિક છે. તેથી શું તું ડરે છે?"

"ડરતી નથી; પણ નવીનભાઈ શંકરલાલ તરફથી જે સંદેશો લાવ્યા હતા તે યાદ છે?"

"હા, શેઠે આપેલા કોલનું તું કહે છે ને?"

"હા, એ કોલ પોકળ નહિ હોય તેની ખાત્રી શી?"

" એ નક્કર હોવાની ખાત્રી તું કરી લેજે, પરંતુ મ્હોં સંતાડવું શામાટે ?"

ચંદ્રવદન સાથે આટલી વાતચીત થતાં વિભાની આનાકાનીનો અંત આવ્યો. તે સૌને મોખરે ચાલીને બહાર આવી ઊભી. ચંદ્રવદન અને શાન્તા પાછળથી બહાર આવ્યાં.

શંકરલાલ બોલ્યો : " વિભાબ્હેન ! જુઓ, આ તમારા પિતાજી તમને તેડવા અવ્યા છે. આટલા દિવસ તમે છુપાઈ રહ્યાં તેથી તેમણે ધાન ખાધું નથી. "

વિભા નીચું જોઈ રહી હતી. તેના હૃદયમાં ધૈર્ય હતું, પરન્તુ પિતાની સમીપે ઊભાં રહેતાં તેની આંખોમાં લજ્જાળુતા આવી વસી હતી. તે બોલી : " મારે ત્યાં જવું નથી."

" ત્યારે ક્યાં સોનાપુર જવું છે ?" અકળાયલા શેઠ એકદમ બોલી ઉઠ્યા : " આ બધું ભણુતરનું ફળ ! "

વિભા મન મારીને ચૂપ ઊભી રહી. પિતાજીના સ્વભાવને તે પિછાણુતી હતી. તેમના જીવનનાં બધાં રહસ્યો તે જાણુતી નહોતી, પરન્તુ જીવનચર્યાની દિશાથી તે કાંઈ અજાણી નહોતી, એટલે આ ક્રોધયુક્ત ઉદ્દગારો પરથી જ તેણે પિતાના મનનું માપ કરી લીધું. તેના ઓઠ કે અંગ ફરક્યાં નહિ. તે દૃઢતાથી એક વીર બાળાની જેમ ઊભી હતી.

" ચાલ આગળ થા, નહિતો..."

શંકરલાલ શેઠની આંખોની સાથે આંખો પરોવતો બોલ્યો : " એમ અકળાઓ છો શાને ? જરા ધીરજથી વાત કરો. તે મનમાં ગભરાયાં હોય, ત્યારે તો તેમને શાન્ત કરવાં જોઇએ. "

વિભા બોલી : " હું ગભરાઈ નથી, કારણકે મેં કાંઈ કોઇનો અપરાધ કર્યો નથી. હું ઘેર જવા ઇચ્છતી નથી, એ મારો જવાબ છે."

" અરે બ્હેન !" શંકરલાલે તેને સમજાવવા માંડી : " તમે જાણો છો કે હું પોલીસનો માણસ છું ?"

"હા, પોલીસ તુરંગમાં પૂરી શકે છે અને હું પુરાવા તૈયાર છું !"

શંકરલાલ કળી ગયો કે વિભાને સમજાવવી એ લોઢાના ચણા ચાવવા જેવું કાર્ય છે. તેણે શેઠની સામે જોયું. શેઠના ક્રોધનો પારો છેલ્લી હદે ચડીને હવે વિભાની દૃઢતા સમીપે નીચે ઊતરવા લાગ્યો હતો !

સ્ત્રીની હઠીલાઇ અને દૃઢતા વચ્ચે વિશાળ અંતર રહેલું છે. હઠીલાઈ અને દૃઢતા બેઉ અસાધારણ બલિદાનની અપેક્ષા રાખે છે, પરન્તુ હઠીલાઈની પાછળ જે વિચારબળ નથી હોતું તે દૃઢતાની પાછળ હોય છે. હઠીલાઇને કોઇ પ્રકારના તાત્કાલિક બુદ્ધિયુક્ત અને દીર્ઘદર્શી વર્તનથી સંતોષવામાં આવે તો પછી તેને અંકુશ હેઠળ લેવાનો હેતુ પાર પાડી શકાય છે; દૃઢતાને એ રીતે તોડી શકાતી નથી. જે ક્ષણે દૃઢતાને ભાન થાય છે કે વિચારયુક્ત નિશ્ચયને દિશા-પલટો આપવા માટેનો કોઈ દાવ ખેલવામાં આવે છે, તે જ ક્ષણે દૃઢતાનો આવિર્ભાવ પ્રકટે છે અને તે નમવાની ના કહે છે.

પણ કૃષ્ણલાલ શેઠને મન વિભા માત્ર છોકરું હતી, આ તેની હઠીલાઇ હતી, તેને ફોસલાવી લેવા માટે જરા નમ્રતા દાખવવાની જરૂર હતી; એટલે તેમણે કહ્યુ : "બહેન ! આમ ગાંડાં ન થઇએ; તું તારે ખુશીથી ઘેર ચાલ અને તારો જે મનોભાવ હોય તે અમને કહે, એટલે અમે તેમ કરવા તૈયાર છીએ. તારાથી અમારે વધારે શું છે ?"

"સમાજમાંની તમારી આબરુની માન્યતા !" વિભાએ તુરત ચપકો ચોડચો.

"નહિ, નહિ, એ મારી માન્યતા ગમે તેવી હોય પણ તારા કરતાં તેની કીંમત મારે મન વધારે નથી જ. તું ભૂલે છે, તારા પિતાને તું અન્યાય કરે છે, બહેન !"

"માફ કરો બાપુજી ! અત્યારે તો હું નથી જ આવવાની."

શેઠનું મ્હોં પડી ગયું. તેમની આંખોમાં આંસુ આવી ગયાં. શંકરલાલનું દિલ પણ પીગળી ગયું. તે બોલ્યો : " વિભાવરી બ્હેન! શેઠ આટલું કહે છે, પણ તમે હઠ પકડી બેઠાં છો અને સૌને દિલગીર બનાવી મૂકો છો, તે સારું કરતાં નથી."

" તમે કહેતા હો તો આંસુ પાડીને હું મારી દિલગીરી બતાવી આપું. પિતાનું ઘર કોઇને કહ્યા વિના છોડી જતાં, મને શું સારું લાગ્યું હશે, શંકરલાલભાઇ ?"

" સારું તો કોને લાગે ? પણ અત્યારે હવે ઝાઝી ચકચાર કર્યા વિના સમજી જાઓ, તો સૌનાં મ્હોં હસતાં થઇ જાય."

" એ બને તેમ નથી, ભાઇ!"

" વારુ, તમે પિતાજીને ઘેર ન જવા ઇચ્છતાં હો, તો મારે ત્યાં આવશો ?"

વિભા વિચારમાં પડી. તે કશું ન બોલી.

" કેમ, શેઠસાહેબ! આપની રજા હોય તો અત્યારે તો હું મારે ત્યાં વિભાબ્હેનને લઈ જઉં. આજે તેમના ઉશ્કેરાયલા દિલને શાન્ત થવા દો. પછી બધાં સારાં વાનાં થશે."

શેઠ વીલે મ્હોંએ બોલ્યાઃ " ભલે, તેની તેવી ઇચ્છા હોય તો તેમ કરો."

વિભા બોલીઃ " તમારે ત્યાં આવું કે અહીં રહું એમાં શો ફેર છે ? હું અહીંથી ક્યાંય જતી રહેવાની નથી."

શંકરલાલ બોલ્યો : " મારે ત્યાં આપણે કાંઇ વિચારણા કરીને સંતોષકારક માર્ગ કાઢી શકીશું, અહીં કાંઈ ન બને."

" તો ભલે, હું તમારે ત્યાં આવવા તૈયાર છું."

" તો તમારાં કપડાં લઈ લ્યો."

વિભા ઓરડામાં ગઈ અને ચંદ્રવદન પાછળ પાછળ ગયો. તે બોલ્યો : "વિભા, હું તો અહીં જ રહીશ."

"ભલે અહીં રહેજો, પરન્તુ શંકરલાલને ત્યાં કાલે તમે જરૂર આવજો. મારે કદાચ તમને કાંઈ પૂછવું પડે."

"આવીશ; પણ આપણે મળી શકીશું ખરાં?"

"કેમ નહિ?" વિભા આંખો વિસ્ફારતી બોલી: "આપણને મળતાં કોઈ અટકાવી શકશે નહિ. હું પિતાજીને ત્યાં જતી નથી અને જવાની પણ નથી, તે ચોક્કસ માનજો." વિભાના વદન પર મૂર્તિમંત દઢતા હતી. ચંદ્રવદનનું અંતર એ દઢતાની મૂક પ્રશંસા કરી રહ્યું.

"સારું, કાલે ફરીથી મળીશું."

"જરૂર?"

"હા જરૂર, અને તારી પાસે ઘરેણાં છે તે તુરત જ ઘેર પહોંચાડી દેજે. હવે એ જોખમ પાસે ન રાખીશ."

અને બેઉ છૂટાં પડ્યાં. વિભા પોતાનાં વસ્ત્રોની બેગ લઈને બહાર નીકળી.

કૃષ્ણલાલ શેઠને વિભાએ આજે દિગ્મૂઢ બનાવી મૂકયા હતા.



## ૨૫

## છેવટે વિભા પિતૃગૃહે જાય છે



હા, વિભાએ કૃષ્ણલાલ શેઠને પોતાના દઢ વર્તન વડે અને વિનયયુક્ત પરન્તુ સ્પષ્ટ સ્પષ્ટ કથન વડે દિગ્મૂઢ બનાવી મૂકયા હતા. વિભા પોતાની આંખોથી અદીઠ રીતે શિક્ષણ લઈને આવી ધૈર્યવાળી, દઢ મનોબળવાળી અને સાફ-સાફ વાતો કહેનારી બની ગઈ છે તેનો ખ્યાલ શેઠને હજી અત્યારે જ આવવા લાગ્યો હતો, તોપણ છેવટે વિભાનો પત્તો મળ્યો તેથી શેઠના મગજ ઉપરનો બોજો ખૂબ ઓછો થઈ જવા પામ્યો હતો. ચંદ્રવદનના સહવાસ અને શિક્ષણથી તેના

વિચારોની દિશા કેવી બદલાઈ હતી તેનો ખ્યાલ શેઠને તેની પરના ચંદ્રવદનના પત્રો વાંચવાથી આવ્યો હતો, તે ચંદ્રવદનની સાથે નાસી ગઈ તેથી પણ તેનામાં સાહસ કરવાની બુદ્ધિ આવી એવું શેઠ સમજી ચૂકયા હતા, પરન્તુ પિતાના મોઢેમોઢ હિંમતથી સાફ બોલવાનું બળ પણ વિભામાં આવ્યું છે એ ચમત્કાર તો શેઠે અત્યારે પહેલી જ વાર જોયો હતો. પિતાને ઘેર ન આવવાના નિશ્ચયને વળગી રહેવાની તેની દઢતા શેઠને ઉંડા વિચારમાં પાડી દેતી હતી. પણ હશે, છેવટે તે હાથ લાગી તે પણ ઠીક થયું; પોતાને ત્યાં નહિ તો શંકરલાલને ત્યાં ગઈ અને ચંદ્રવદનથી છૂટી પડી એ પણ સારું થયું, એમ માનીને શેઠે સંતોષ માન્યો.

પોતાના નાના ઘરમાં શંકરલાલે વિભાને પૂરતા માનથી અને સગવડથી સ્થાન આપ્યું. શંકરલાલની સ્ત્રી જયા મળતાવડી હતી, વિભાનો ઇતિહાસ તે સ્વામી પાસેથી જાણી ચૂકી હતી, એટલે તેણે પણ વિભાને મોટી બહેનના ઉમળકાથી ઘરમાં સત્કારી.

શંકરલાલને વિભાના સ્વભાવની સંપૂર્ણ માહિતી નહોતી, પરંતુ તેના સાહસથી અને થોડા શબ્દોથી તે એ સ્વભાવથી કાંઈક પરિચિત થયો હતો. એ બાળાની સાથે વાતચીત કરતાં પણ બહુ સાવધાનતા રાખવાની જરૂર તે સમજતો હતો. રાત્રે તે વિભા સાથે વાતો કરવા બેઠો ત્યારે વિભાની નાજુક પરિસ્થિતિનો તેણે સંપૂર્ણ ખ્યાલ રાખ્યો હતો. એ વાતચીત ઉપરથી તે જાણી શકયો કે વિભાએ જે પગલું ભર્યું હતું તે જોઇ વિચારીને, સંયોગોનો પૂરો વિચાર કરીને અને સંપૂર્ણ જવાબદારી સમજીને ભર્યું હતું. એ પગલું ભર્યા પછી પાછું હઠવાનો વિચાર પણ તેને માટે અસહ્ય હતો એ શંકરલાલે જોઈ લીધું. શંકરલાલને લાગ્યું કે, પોતે શેઠ પાસેથી વિભાને ચંદ્રવદન વેરે જ પરણાવી દેવાનો કોલ મેળવી લીધો હતો એ સારું કર્યું હતું, નહિતો આ જોડીને ખંડિત કરતાં પોતે એવું પાપ આચરનારો બનત કે જે માટે તેને નરકમાં જ સ્થાન મળે. વિભાનો પ્રત્યક્ષ પરિચય તો તેને આજે

જ થયો હતો; એ બાળાએ કરેલું સાહસ અનિવાર્ય હતું, તેને એવું સાહસ કરવું પડે એવા તેના સંયોગો હતા, એમ આજ પૂર્વે શંકરલાલ માનતો હતો; પરંતુ આટલા પ્રત્યક્ષ પરિચયને અંતે તે માનવા લાગ્યો કે ચંદ્રવદનને પરણવામાં અને તેની સાથે જ ઘેરથી ચાલી નીકળવામાં વિભા ડહાપણુપૂર્વક વર્તી હતી, તેની પસંદગી સુયોગ્ય હતી અને તેનું નીતિબળ પ્રશંસનીય હતું.

કૃષ્ણુલાલ શેઠ કે તેમની બહેન કોઈ તે દિવસે વિભાને શંકરલાલને ત્યાં મળવા ન ગયાં. શેઠે જ પહેલેથી એવો વિચાર રાખ્યો હતો કે રાત્રે શંકરલાલ વિભાને સમજાવે, શાન્ત કરે, અને તે પછી જ પોતે તેને મળવા જાય અને ઘેર આવવાનો આગ્રહ કરે, તો તે બંધબેસતું થશે. વિભાને આ પ્રમાણે સમજાવવાનો ઇશારો પણ શેઠે શંકરલાલને છાની રીતે કરી રાખ્યો હતો.

સૂવા જતાં જતાં શંકરલાલે વિભાને કહ્યું: "વિભાવરી બહેન! તમારા આ લગ્ન માટે તમારા પિતાજી કે બીજાં સગાં ગમે તેમ કહેતાં હોય, પણ હું તમારો જરાએ દોષ જોતો નથી. તમે યોગ્ય રીતે જ વર્ત્યાં છો. તોય મારે એટલું કહેવું જોઇએ કે જ્યારે તમારા પિતાજી તમારી ઇચ્છાને માન આપવા સુધીનું વચન આપે છે, ત્યારે તમે ઘેર નહિ જવાની હઠ પકડી બેસો, એમાં કાંઈ ડહાપણ નથી."

"શંકરલાલભાઈ! પરણેલી સ્ત્રી સ્વામી પાસે રહે તેમાં એટલું ખોટું શું છે કે પિતાજી મને પોતાને ત્યાં લઈ જવા આટલો બધો આગ્રહ કરે છે?"

"એનું કારણ એ છે કે તે તમને ચંદ્રવદન વેરે જ પરણાવાનો પદ્ધતિસરનો લગ્નવિધિ કરવા ઇચ્છે છે કે જેથી તમે નાસી જઇને ગાંધર્વ લગ્ન કર્યું એમ મનાય નહિ અને તેથી સમાજમાં અપવાદ બોલાય નહિ." શંકરલાલે સ્પષ્ટતા કરી.

"એટલે કે મારે પરણેલા પતિને બીજી વાર પરણવું! એ

ઢોંગ માત્ર લોકોની આંખોમાં ધૂળ નાંખવા માટે કરવો! જોકે લોકો પણ હવે તો ધૂળ ઝીલવા માટે આંખો ધરીને ઊભા રહે તેવા ભોળા નથી!"

શંકરલાલ "જબરી છોકરી છે" એટલું મનમાં બોલીને જ સૂવા ચાલ્યો ગયો.

બીજે દિવસે સ્હવારમાં કૃષ્ણલાલ શેઠ અને વિજળીબાઈ વિભાને મળવા આવ્યાં. વિભાને જોતાં જ વિજળીબાઇએ ઠૂઠવો મૂકયો અને ગળગળા સ્વરે કહેવા માંડયું: "ઓ મારી વિભા! આ તને શું સૂઝયું? ભૂંડી! મારે કાને તો કાંઈ વાત નાંખવી'તી! હું ભાઇને કહીને તારું બધુંય મનધાર્યું કરત અને તને જરાય મુંઝાવા કે દુઃખ પામવા દેત નહિ. હવે લોકો તો મને ચૂંટી ખાય છે અને કાંઈ કાંઈ બોલવા લાગ્યા છે. અહીંથી તું ઘેર ચાલ, નહિતો અહીં ને અહીં હું ફાંસો ખાઇને જીવ કાઢી આપીશ, સમજી?"

કૃષ્ણલાલ શેઠે પોતાની બહેનને સમજાવવા માંડયું: "બહેન! તમે સમજુ થઇને અકળાવ તે શા કામમાં આવે? વિભા ડાહી છે, તે અણુસમજણનું એક પણ ડગલું ભરશે નહિ, એવી મારી ખાત્રી છે."

વિજળીબાઈ સાડલાના પાલવથી આંસુ લોહી રહ્યાં હતાં. વિભા નીચું ઘાલીને મૂગી બેસી રહી હતી. જયા પાછળ ઊભી રહીને એ કરુણોત્પાદક દશ્ય જોઈ રહી હતી.

થોડી ક્ષણો જવા દઇને શેઠ વિભા પ્રતિબોલ્યાઃ "જો બહેન! કાલે તું બહુ અકળાઈ હતી, એટલે મેં તને બહુ આગ્રહ કર્યો નહિ. અત્યારે હું તને ઘેર તેડી જવા આવ્યો છું."

"શામાટે?"

"ઘેર જવા માટે વળી 'શામાટે' એવો પ્રશ્ન હોય?"

"હા. હું પરણી છું અને મારું ઘર જુદું જ છે તે તમે જાણો છો."

શેઠની છાતી પર જાણે કારમો પત્થર પછડાયો ! પણ ક્રોધ, લાલચ કે ક્ષોભ કશા કામમાં લાગશે નહિ એવું તે જોઈ ચૂકયા હતા. તેમણે શાંતિથી કહ્યું : " એ સાચું, પણ ઘેર લઈ જઇને પણ હું તારી ઇચ્છાની વિરુદ્ધ ડગલું પણ ભરનાર નથી. તું કહીશ, તેમ જ કરવાનું છે."

" તો હું અહીં જ કહું છું કે મને અહીં રહેવા દો."

" આ કાંઈ આપણું ઘર છે ? અહીં આપણે કાંઇ કરવું હોય તે થઈ શકે ?"

" શું કરવું છે તમારે ?"

" બીજું કશું નહિ." પાસે ઊભેલી જયા પણ ન સાંભળી શકે તેવા ધીરા સ્વરે તે આગળ બોલ્યા : " મારે તને ચંદ્રવદન વેરે પરણાવવાનો જાહેર વિધિ કરવો છે, સમજી ? તું નાસી જઇને તારી મેળે પરણી લે, તેથી મારી આબરુના કાંકરા થાય છે."

" પિતાજી ! એક વાર પરણી ચૂકી છું. સંસાર ભોગવી..."

કૃષ્ણલાલ શેઠને મ્હોં સંતાડવાનું મન થયું. શેઠના મ્હોં પરનો ભાવ જોઇ સાવધ બનેલી સાહસિક વિભા બાકીના શબ્દો ગળી ગઈ. વિજળીબાઇ ધુંવા–પુંવા થઇ ગયાં, પણ શેઠે માંડમાંડ દબાવીને અણબોલ્યાં રાખ્યાં.

" હવે બસ થયું, વિભા ! તૈયાર થઈ જા, આપણે ઘેર જઇએ."

" ના, હું નહિ આવું. એક વાર લગ્ન થયા પછી બીજી વાર લગ્ન કરવું એવો ઢોંગ મારે કરવો નથી."

વિભાનો આવો જવાબ સાંભળીને શેઠની આંખોમાંથી દડદડ કરતાં આંસુ વહી નીકળ્યાં. વિજળીબાઇથી હવે રહેવાયું નહિ. તે બોલ્યાં : " વિભા ! બાપને ઝારઝાર રડાવનારી દીકરી ! વિચાર કર અને કાંઈક સમજ, અને અમને ઝેર પીવાના દહાડા ન દેખાડ !"

પિતાનાં આંસુએ વિભાને નરમ બનાવી. ઘણી વાર વેળાસરનાં આંસુનો પ્રયોગ રામબાણ નીવડે છે.

વિભા બોલી : "તમારે ફરીથી લગ્નવિધિ કરવો હોય તો ભલે; પણ તે આજ ને આજ, અહીં જ કરવો હોય તો મારી ના નથી."

એટલામાં ચંદ્રવદન, નવીનચંદ્ર અને શંકરલાલ ત્યાં આવી પહોંચ્યા. ચંદ્રવદનને જોતાં જ શેઠના કાળજામાં તેલ રેડાયું, પણ અત્યારે શેઠને પરિસ્થિતિ ઓળખી લીધા વિના ચાલે તેમ નહોતું. તેમણે ચંદ્રવદનને સત્કાર્યો : "આવો માસ્તર!"

ચંદ્રવદને એવા સત્કારની અપેક્ષા રાખી નહોતી, એટલે એ સત્કારવચનથી તેને આશ્ચર્ય થયું.

ત્રણે જણ ખુરશીઓ ખેંચી લાવીને બેઠા. શેઠે ધીરે સ્વરે બધી વાત કહી. ચંદ્રવદનને સમજાવતાં તેમણે કહ્યું : "જુઓ, માસ્તર! જે બનવાનું હતું, તે તો બની ગયું છે. ભૂલ થઈ કે ભલું થયું, તે વાત અત્યારે કરવી નકામી છે. વિભાને હું એમ કહું છું કે તમારું અને વિભાનું લગ્ન મારે જાહેર રીતે કરવું છે, કે જેથી મારી વિભા નાસી જઇને ગુપચુપ પોતાની મેળે પરણી ગઈ એવો લોકાપવાદ મારા નામને કલંકિત ન કરે. પણ તે સમજતી નથી. તે કહે છે કે અત્યારે જ અહીં લગ્નવિધિ કરવો હોય તો કરો. શંકરલાલભાઇ! અહીં કાંઇ એવું બને? અને તેથી મારી આબરુ પણ જળવાય?"

શંકરલાલ બોલ્યો : "આ ઘડીએ અને અહીં ને અહીં જ એવું કરવાથી લોકાપવાદ તો જેમનો તેમ જ રહે છે. લગ્ન તો આપને ત્યાં જ થવું જોઇએ."

વિભાએ પૂછ્યું : "પણ એ વિધિ ક્યારે થાય?"

"નજીકમાં નજીક મુહૂર્ત આવે ત્યારે."

"બે ચાર દિવસમાં જ થાય તો ઠીક."

"કાલે મુહૂર્ત મળે તો મારે પરમ દિવસ કરવો નથી." વિભાને જરા સમજણ આવતી જોઇને શેઠ વધુ ઉદાર થયા અને

બોલ્યા : "તું જ નહિ, પણ માસ્તર પણ ભલે આપણે ત્યાં આવીને તેટલા દિવસ રહે; મને કશો વાંધો નથી."

વિભાએ સ્વામીના વદન સામે જોયું. ચંદ્રવદન નીચું મ્હોં ઘાલીને શેઠની બધી વાત સાંભળતો હતો.

શંકરલાલે પૂછ્યું : "ચંદ્રવદનભાઇ! શેઠ કહે છે તે ધ્યાનમાં ઊતર્યું? જે એક વાર બન્યું છે તે જ ફરીથી કરવું છે, પણ લોકાપવાદમાંથી બચવાને એક જાહેર વિધિ કરવાનો શેઠનો આશય છે. તમે શેઠને ત્યાં રહો, વિભાની નિકટમાં રહો, તોય શેઠને વાંધો નથી. આટલી ઉદારતા અને પ્રતીતિ પછી તમે કે વિભા બહેન ન માનો, તો તે સારું નહિ કહેવાય."

ચંદ્રવદન બોલ્યો: "મારે શેઠને ત્યાં જવાની શી જરૂર છે? શેઠ કહે છે, તે તમે સાંભળો છો, હુંય સાંભળું છું; શેઠ લગ્નનું વચન આપે છે; તમેય નજીકના મુહૂર્તે લગ્ન કરાવી આપવાનું વચન આપતા હો, તો મારો કશો દુરાગ્રહ નથી."

શંકરલાલ બોલ્યો: "મારું વચન છે, જાવ! હવે કાંઇ ફીકર છે? એ વચન, મેં જ સૌથી પહેલાં તેમની પાસેથી લીધું છે, કારણકે વાત આટલી આગળ વધ્યા પછી તમારું બેઉનું હિત આ લગ્નમાં જ છે એમ હું માનું છું અને શેઠ પણ સમજ્યા છે."

"તો વિભાવરી ભલે જાય; હું ત્યાં રહેવા જવા ઇચ્છતો નથી."

"તો જેવી તમારી ઇચ્છા; છતાં હું તો કહું છું કે ખુશીથી રહેવા આવો, ખુશીથી મળવા આવજો અને મારું માનો તો નિશાળની નોકરી છોડી દઈને મારી મીલમાં આવી જાઓ; તમારાથી વધુ હવે મારે બીજું શું છે?"

શંકરલાલ હસ્યો. શેઠની દીર્ઘ દૃષ્ટિ અને ઉદારતા જોઇને તેને આનંદ થતો હતો. તે બોલ્યો: "સાચી વાત છે, ચંદ્રવદનભાઇ! શેઠ ખરું કહે છે."

"અત્યારે હવે એ કાંઈ નહિ. ભવિષ્યમાં જોઈ લેવાશે."

" જેવી તમારી ઇચ્છા. બ્હેન, હવે ચાલ. માસ્તર, ન રહેવું હોય તો નહિ, પણ અત્યારે મારી સાથે તો મોટરમાં ચાલો. પછી ભલે પાછા ફરજો. શંકરલાલભાઇ, તમે પણ ચાલો, આજે મારા દિલ પરનો મોટો ભાર ઓછો થયો છે. "

શેઠના વદન ઉપર આનંદની સુરખી આવવા લાગી.

અને શેઠનું કહેણ માનીને સૌ સંકડાઇને પણ એક જ મોટરમાં ગોઠવાઇને ઉપડ્યાં.



## ૨૬

## વિયોગનાં આંસુ અને આશાના ઉચ્છ્વાસ



પિતાને ઘેર આવવામાં વિભાને ડર લાગતો હતો, કે તેને કદાચ ચંદ્રવદનથી કાયમને માટે છૂટી પાડીને પિતા પોતાને શ્યામલાલ વેરે જબરદસ્તીથી પરણાવીને તેને ત્યાં ધક્કેલી દેશે. પિતાનાં વચનો ઉપર તેને વિશ્વાસ નહોતો. પિતાના જક્કી, સ્વેચ્છાચારી, અને વખત આવ્યે ઘાતકી બનેલા સ્વભાવને તે ઓળખતી હતી. પોતાના સંબંધમાં નહિ, પણ બીજાઓના સંબંધમાં પિતાએ ચલાવેલાં વર્તન તેણે અનેક વાર જોયાં હતાં અને તે ઉપરથી એ સ્વભાવનો પરિચય વિભા મેળવી શકી હતી. શંકરલાલના વચન ઉપર પણ તેને વિશ્વાસ નહોતો, તેનું કારણ એ નહોતું કે શંકરલાલના સ્વભાવથી તે પરિચિત હતી; વાસ્તવિક કારણ એ હતું કે પોતાના પિતાના વચનને આધારે શંકરલાલ વચન આપતો હતો અને પિતાના વચન ઉપર વિશ્વાસ મૂકવાને જેટલે અંશે શંકરલાલ તૈયાર હતો, તેટલે અંશે વિભા તૈયાર નહોતી. આ અવિશ્વાસ ધીરેધીરે ઓછો થવા લાગતાં તે પિતાને ઘેર આવી હતી; અને થોડા દિવસમાં તેને લાગ્યું કે પોતાના પિતા અત્યંત ઉદાર છે અને પોતે તેમના શબ્દો ઉપર અત્યારસુધી અવિશ્વાસ રાખવામાં ભૂલ કરતી હતી.

ચંદ્રવદન રોજ વિભાને મળવા આવતો અને તે બેઉ કલાકો સુધી સાથે બેસીને વાતો કરતાં. એકએક દિવસને આંતરે શંકરલાલ પણ આવતો અને વિભાને મળીને ધીરજ આપી જતો. પિતા અને ફોઈની વચ્ચે ચાલતી જે વાતો વિભાને કાને પડતી, તેમાં પણ વિભા સાંભળતી કે પિતા ચંદ્રવદન સાથે પોતાનું લગ્ન કરવાની તૈયારી કરી રહ્યા છે, પરન્તુ લગ્ન મુંબઇમાં કરવાને બદલે કાઠિયાવાડમાં આવેલા પોતાના મૂળ વતનના નગરમાં કરવા તે ઇચ્છે છે, કારણકે મુંબઇમાં ચાલેલી ચકચારથી શેઠને હવે અહીં એ લગ્ન કરવાનું ગમતું નહોતું. મુંબઈને બદલે કાઠિયાવાડમાં લગ્ન કરવા જવા માટે મોટી તૈયારી કરવી પડે, વધુ દિવસો જાય, એ બધું ખરું; વિભાને વિલંબ ગમતો નહોતો છતાં જ્યારે પિતાજી પોતાની ઇચ્છાને માન આપવાને તૈયાર થઇ રહ્યા છે, ત્યારે થોડા વધુ વિલંબને માટે આકળા અધીરા થવું એ વિભાના શાણપણને ગમ્યું નહિ.

ચંદ્રવદનને કાને કાંઈ કાંઇ ગપાટા અવીને અથડાતા. એ ગપાટા બહુવિધ હતા, અને કેટલાક તો ચંદ્રવદન તથા વિભા બેઉને હસાવતા. એક અફવા એની ઊડી હતી કે કૃષ્ણલાલ શેઠ વિભાને કોઈ પણ ક્ષણે મુંબઈની બહાર ઉપાડી જઇને શ્યામલાલ વેરે પરણાવી દેવાના છે. બીજી વાત એવી હતી કે માનચંદ શેઠ પોતાની પુત્રવધૂ હવે વિભા બને તેવું ઈચ્છતા નથી, એટલે તેમણે કૃષ્ણલાલ શેઠને તે વિષે સાફ-સાફ ના કહી દીધી છે અને કૃષ્ણલાલ શેઠ ન્યાતમાંથી બીજો વર ખોળી કાઢવા તૈયાર થયા છે. ત્રીજી લોકવાયકા એવી હતી કે વિભા અને ચંદ્રવદનનું ગાંધર્વલગ્ન સ્વીકારી લઇને ચંદ્રવદનને શેઠે પોતાના ઘરજમાઇ તરીકે રાખ્યા છે અને હવે થોડા દિવસમાં શેઠને ત્યાં જ રહેવા જનાર છે ! ચોથો ગપાટો એવો હતો કે કૃષ્ણલાલ શેઠ ચંદ્રવદનને મારી નાંખવા માટે જ પોતાને ત્યાં આવવા દે છે, અને તેના મૃત્યુ પછી શેઠ વિભાને બીજા કોઇ ન્યાતીલા વેરે પરણાવી દેવાના છે ! એક વિચિત્ર વાત એવી

પણ ઊડી હતી કે ચંદ્રવદનની સાથે કાઠિયાવાડના સરધાર ગામની જે હરકોર નામની કન્યાનું વેવીશાળ થયું હતું તે કન્યાને કૃષ્ણલાલ શેઠ પરણવાના છે અને તે શરતે જ તેમણે ચંદ્રવદન વેરે વિભાનું લગ્ન કરી આપવાનું માન્ય રાખ્યું છે !!

લોકવાયકા કેવી રીતે જન્મ પામે છે, તેનાં ડાળાં–પાંખડાં કેવી રીતે વિસ્તરે છે અને તેનો પ્રચાર કેવી રીતે થયાં કરે છે, તે ચંદ્રવદન અને વિભા બેઉ જાણતાં હતાં, એટલે તે આ બધી અફ-વાઓને તુચ્છકારી કાઢતાં અને હસી કાઢતાં. હજી લગ્નનો દિવસ નક્કી થયો નહોતો, પરન્તુ આસપાસનું વાતાવરણ નજીક આવતા લગ્નવિધિનું જ સાક્ષીભૂત થતું હતું એટલે એ ધન્ય દિવસની રાહ જોતાં જ તે દિવસો ગાળતાં હતાં.

એક દિવસ શેઠ ઘેર જ હતા એટલામાં તાર આવ્યો અને તે ચિંતામાં પડી ગયા. ચંદ્રવદન તે વખતે ઘેર આવેલો હતો એટલે શેઠે તુરત તેને બોલાવ્યો અને ગભરાયલે ચહેરે કહ્યું: " માસ્તર ! તમે મારું એક કામ ન કરો ? "

" કહો, બને તેવું હશે તો કરીશ. "

" તમે જાણો છો કે મદ્રાસમાં ' ચંપકલાલ એન્ડ કંપની 'ના નામથી આપણી કાપડની એજન્સી ચાલે છે. ત્યાંનો મુનીમ ખુશાલ-ચંદ કેવળચંદ છે. તે એકદમ માંદો થઈ ગયો છે અને દુકાનનો ગુમાસ્તો તાર કરે છે કે મુનીમ જીવે એમ લાગતું નથી; એ બધું તો ઠીક પણ થોડા દિવસ ઉપર ગુમાસ્તાએ મારા પર ખાનગી કાગળ લખ્યો હતો તેમાં જણાવ્યું હતું કે ખુશાલચંદે પેઢીમાં વીસ–પચીસ હજારનો ગોટાળો કર્યો છે. તે સાચો માંદો હશે કે ઝેર ખાઇને મરવા ઇચ્છિતો હશે તે શી ખબર, પણ આમાં પેઢીને ભારે નુકસાનમાં ઊતરવું પડે તેમ છે; તમે વિશ્વાસુ માણસ છો અને ત્યાં એકાદ અઠવાડિયું જઇને તપાસ કરી આવો તો સારું.

મારાથી જઈ શકાય તેમ નથી અને બીજા કોઈને મોકલવામાં મારું ધ્યાન પહોંચતું નથી. મોકલી શકાય તેવો એકાદ છે, પણ તે ખુશાલચંદનો સગો છે."

આ અણધારી દરખાસ્ત સામે આવી પડવાથી ચંદ્રવદન સ્વાભાવિક રીતે જ વિચારમાં પડી ગયો. શેઠ તેની વિચારવશતા સમજી ગયા અને બોલ્યા: "તમને હિસાબ કિતાબની ઓછી સમજ હશે, પણ તેની ચિંતા નથી; કરમચંદ નામનો ત્યાંનો ગુમાસ્તો છે તે હિસાબ સારી રીતે જાણે છે. તમારે મુખ્ય કામ એ કરવાનું છે કે એકદમ સ્ટોકની ગણત્રી કરી માલ તમારે કબજે લેવો અને રોકડ હાથ કરવી. હું તમને પત્ર લખી આપું છું એટલે પેઢીનો કબજો લેવામાં તમારી આડે કોઇ પણ આવી શકશે નહિ."

"મારે માટે આ કામ જેવું અણધાર્યું છે, તેવું જ નવું છે. વળી અહીંની નોકરી..."

"તેની ચિંતા તમે ન કરો. બે ત્રણ અઠવાડિયાંની રજા લેજો. અને રાજીનામું આપવું પડે તોપણ હવે શી ચિંતા છે? મેં તમને કહ્યું તો છે જ કે એ પંતુજીપણાને હવે લાત મારો!" શેઠમાં પોતા પ્રત્યે પિતાના જેવું મમત્વ ઊભરાતું ચંદ્રવદને જોયું અને તે વિસ્મય પામ્યો.

બે ક્ષણ વીતી ગઇ અને શેઠ જરા ધીમેથી બોલ્યા: "લગ્ન આપણે અહીં કરવાં નથી; ક્ષેમનગર જઇને કરવાં છે, સમજ્યા ને? ત્યાંનું આપણું મકાન ધોળાવી રંગાવી તૈયાર કરવાનું હું લખી ચૂકયો છું. એ બધી તૈયારી થઈ રહેશે, તે પહેલાં તમે મદ્રાસથી અહીં પાછા પણ આવી જશો."

બધી વાતનો ખુલાસો હવે થઇ જતો હતો, એટલે શેઠનું આ કામ કરવામાં ચંદ્રવદનને પોતાની ફરજ સમજાઇ. તેણે કહ્યું: "મારે ક્યારે જવાનું?"

"આજે સ્કૂલમાંથી રજા મેળવી લ્યો અને કાલે સ્હવારે રવાના થાઓ; રાત્રે મને મળજો, એટલે હું તમને ખર્ચી માટે બસો-ત્રણસો રૂપિયા આપીશ. જુઓ, સેકંડ ક્લાસમાં જજો હોં, તાપ બહુ પડે છે; અને પહોંચતાં અગાઉ વચમાંથી પેઢી પર તાર કરજો એટલે કરમચંદ તમને લેવા સ્ટેશન પર આવશે, જોકે હું પણ અહીંથી તાર તો કરવાનો જ."

"સારું, ત્યારે રાત્રે હું આપને મળીશ. લાંબી મુસાફરીનાં સાધનો બધાં મારી પાસે નહિ હોય."

"અરે, એની તમારે શી ચિંતા! એ બધું અહીં તૈયાર છે. અરે, બિહારી!"

"જી શેઠ સાહેબ!" કરતો શેઠનો નવો નોકર દોડી આવ્યો.

"આજે બપોરે બિસ્તર, બેગ, પાણીનો કૂજો એ બધું તૈયાર કરી રાખજે. માસ્તરને કાલે મુસાફરીએ જવાનું છે. અને કપડાં..."

"કપડાં તો મારી પાસે છે."

ચંદ્રવદનને મુસાફરીએ જવાનું નક્કી થયું. વિભા પાસે જઇને તેણે તે વાત કહી. પહેલાં તો વિભા શોકાતુર બની ગઇ, પરન્તુ ચંદ્રવદને તેને બધી વાત સમજાવી અને શેઠનો પોતા પ્રતિ સદ્‌ભાવ વધતો જતો હતો તેમ કહ્યું, ત્યારે તેની શોકાતુરતા ઓછી થવા લાગી. ક્ષેમનગર ખાતે લગ્ન થવાનું છે અને ત્યાંનું ઘર ધોળવા-રંગવાની તૈયારી ચાલે છે એ સમાચાર પણ વિભાને માટે આનંદ-દાયક હતા, જોકે આ બધો વિલંબ તેણે ધાર્યો કરતાં ઘણો વધારે હતો એ તેના લક્ષની બહાર નહોતું.

ચંદ્રવદન બીજે દિવસે મદ્રાસ તરફ ઉપડી ગયો. જતાં પહેલાં તે વિભાને આનંદભેર મળ્યો હતો. મદ્રાસ પહોંચતાં જ તેને પત્ર લખવાનું તે કહેતો ગયો હતો. મસ્તક પર ઝઝૂમી રહેલા વિયોગનું એ પહેલું જ સંકટ પરિણીત વિભાને શિરે પડયું હતું. સ્વામીને

જવા દેતાં પહેલાં વિભાએ ચંદ્રવદનના હૃદયને આંસુથી ભીંજવ્યું હતું. ચંદ્રવદનના હસ્તસ્પર્શના મધુર આસ્વાદથી વિભા અતૃપ્ત રહ્યા છતાં ચંદ્રવદનને તેને છોડી જવી પડી હતી. જીવનના પથપ્રદર્શકની સાથે આટલો પંથ કાપ્યા પછી થોડા દિવસ પણ તેના સહચાર વિના વિતાવવા એ કેવું વ્યથાકારક છે તેનો ખ્યાલ વિભાને હવે આવતો હતો, પણ છેવટે તો તેણે સ્વામીને રજા આપી જ હતી અને નવોઢાવત્ વહેલા-વહેલા પાછા આવવાની પ્રાર્થના પણ કરી હતી.

અને આ વિયોગદુઃખનો પહેલો દંશ અનુભવતાં કાંઈ વિભા કે ચંદ્રવદનના મનમાં અમંગળ શંકાઓ નહોતી જ. કાંઈ વર્ષોના વિયોગ નહોતા કે જીવનભરની વિદાય નહોતી; થોડા દિવસ, માત્ર ગણ્યાગાંઠ્યા દિવસ માટે ચંદ્રવદનને મદ્રાસ જવું પડ્યું હતું અને ત્યાંથી આવ્યા બાદ લગ્નવિધિ થઇ જવાનો હતો.

"પછી ક્યાં એવા દિવસો આવવાના હતા? પછી તો તે મદ્રાસની કે કલકત્તાની કે વિલાયતની મુસાફરીએ જશે, તોય હું તેમની સાથે નહિ જઉં? મને તેમની સાથે જતાં કોણ અટકાવનાર હતું? મારે લજાવા જેવું ય શું હતું? પિતાજી પણ પછી થોડા જ ના કહેવાના! હા, લગ્ન પછી હું તેમની સાથે થોડા જ દિવસ ડુમસમાં જઇને રહેવાની છું; એ દરિયાકિનારાનું ગામડું મને બહુ ગમે છે."

"પણ વિભા! ઓ કમનસીબ વિભા! તું ક્યાં જાણે છે કે તારા એ બધા સુખાશાના ઉચ્છ્વાસ અંતરમાં જ ગુંગળાઇ જવાના છે!



# ૨૭
# વાઘજીભાઈ શાસ્ત્રી



સંસારના ઉત્તપ્ત રણવગડામાં નવદાંપત્યની છાયા અત્યંત મધુરી હોય છે. એ શીળી છાયામાં વિહરવાનો લ્હાવો પતિ–પત્ની ઉભયને માટે આહ્‌લાદક હોય છે. પરસ્પરનો સતત સહચાર તેઓ ઝંખ્યાં કરે છે. નવું મધ જેટલું મિષ્ટ અને રોચક હોય છે, તેટલું નવદાંપત્ય આહ્લાદક અને મુગ્ધકર હોય છે. પરસ્પરના એ આકર્ષણમાં જાતીયતાનો જાદૂ હોય છે, પણ જ્યાં નરી જાતીયતા હોય છે ત્યાં એ આકર્ષણ વિલાઈ જતાં વાર લાગતી નથી. જ્યાં દાંપત્યના ધર્મની બુદ્ધિયુક્ત સમજણ હોય છે, ત્યાં જાતીયતાને માનસિક પ્રેમની પૂર્તિરૂપ સમજવામાં આવે છે અને જ્યાં ઉભયમાં ભોગરુચિ નહિ પણ દાનરુચિ જ વર્તતી હોય છે, ત્યાં એ આકર્ષણ પાર્થિવ જાતીયતાનું નહિ, પણ દિવ્ય પ્રેમનું હોય છે. સતત સહચારનો આનંદ ભોગવનારાં પતિ–પત્નીના પ્રેમમાં જે દિવ્યાંશ હોય છે, તે જ દિવ્યાંશ વિયોગકાળે પણ તેમના પ્રેમમાં વિદ્યમાન હોય છે. સંયોગસુખ અને વિયોગદુઃખના પરસ્પર વિરોધી અનુભવ કરતાં પણ પવિત્ર પ્રેમી પતિ–પત્નીના પ્રેમની દિવ્યતા વિલાતી નથી.

ચંદ્રવદન મદ્રાસ તરફ રવાના થયો, તે ક્ષણથી જ વિભાનું માનસિક વાતાવરણ શૂન્યતા અનુભવવા લાગ્યું. પિતાના ઘરમાં અત્યારે જરાએ પ્રતિકૂળ વાતાવરણ તે અનુભવતી નહોતી, છતાં ચંદ્રવદન હવે મુંબઈમાં નથી, તે મદ્રાસ તરફ ગયો છે, એટલું ભાન જ તેને મનોવ્યથાકારક લાગતું હતું. સુકોમળ પુષ્પલતા તો જ્યારે પાણીના અભાવે તરસી થાય ત્યારે જ સુકાવા લાગે છે; થોડા સમય પૂર્વે થયેલા જળસિંચનની ભિનાશ તેના મૂળમાં હોય છે, ત્યાંસુધી તેને તૃષાનો અનુભવ થતો નથી : જ્યારે આ માનવલતા

તો ચંદ્રવદન મદ્રાસ જતી રેલ્વેટ્રેનમાં બેઠો, તે ક્ષણથી જ તૃષાતુરતાથી તરફડવા લાગી હતી.

વિભાએ બરાબર ગણત્રી કરી રાખી હતી કે ચંદ્રવદન વિદાય થયા પછી બરાબર પાંચમે દિવસે તેનો મદ્રાસથી લખેલો પત્ર આવી પહોંચવો જોઇએ. એ પાંચમો દિવસ ઉગ્યો ત્યાંસુધીનો સમય તેણે બહુ મનોદુઃખ વેઠીને કાઢ્યો હતો, પરંતુ આજે ચંદ્રવદનનો પત્ર આવવાનો દિવસ હતો, તેથી રહવારથી તે આશાતુર દૃષ્ટિએ બંગલાના આંગણામાં ટપાલી આવી પહોંચવાની રાહ જોતી હતી.

પરંતુ તે દિવસે કશી ટપાલ આવી નહિ. બીજો દિવસ તેવો જ ગયો, ત્રીજે દિવસે પણ ટપાલની વેળા વીતી ગઈ અને ટપાલી આંગણામાં આવેલો દેખાયો નહિ. કાંઈ મહિનાઓ અને વર્ષોથી પોતે સ્વામીથી વિખૂટી પડી ગઈ હોય તેવું તેને લાગવા માંડયું.

તે દિવસે ઘરમાં આવેલી એક નવી વ્યક્તિ ખૂબ આકર્ષક થઈ પડી. તે ક્ષેમનગરના એક વિદ્વાન, અથંગ પંડિત, ધર્મધુરંધર, શાસ્ત્રીવર્ય હતા. તેમનું નામ વાઘજીભાઇ હતું. ક્ષેમનગરના મહારાજાનું એ વર્ષાસન ખાતા. પાંચ પંડિતોમાં તે પૂછાવાયોગ્ય લેખાતા. તેમની મૂછના તથા માથાના સફેદ વાળ હરકોઈની પાસેથી વૃદ્ધપૂજા માંગી લેતા. તે દેહે નાના અને પાતળા હતા, પણ તેમના વદન ઉપર સંસ્કૃત પાંડિત્યનું તેજ ઝળકતું, અને તેમની આંખોનું તેજ જયારે તેમની સંસ્કૃત મિશ્રિત વાણીનો સહકાર સાધતું ત્યારે મોટી મોટી પરિષદોમાં પણ તે સૌના આકર્ષણનો વિષય થઇ પડતા. માથે કાઠિયાવાડી લાંબી વાંકી પાઘડી, સફેદ દૂધ જેવું લાંબી બાંહ્યનું ઘુંટણ સુધી નીચું અંગરખું અને હીરકોરી કિનારીનો ઘડી વાળેલો ખેસ, એ તેમનો હમેશનો પોષાક હતો. એ પોષાકમાં જેટલી સાદાઇ દેખાતી, તેટલું કાઠિયાવાડી દેશી રાજ્યોનું મુત્સદ્દીપણું ચતુર દૃષ્ટિને પ્રતિબિંબિત થયેલું દેખાતું.

કૃષ્ણલાલ શેઠના તે સ્નેહી હતા. પોતે જેવા વિદ્વાન હતા

તેવા જ ધનવાન પણ હતા, છતાં બ્રાહ્મણને જન્મથી વરેલી દક્ષિ-ણાનો સંયોગ સાધવાને પણ તે તત્પર રહેતા ! માત્ર બીજા બ્રાહ્મ-ણોની પેઠે તે રૂપિયો–બે રૂપિયાની દક્ષિણા હાથમાં લેતા નહિ; ઓછામાં ઓછી સોએક રૂપિયાની દક્ષિણા હોય, તો તે પોતાની શ્રીમત્તાને ભૂલી જવાને ક્ષણભર આંખો મીંચી હાથ લાંબો કરી લેતા અને દક્ષિણાની નોટોને ગજવાને સોંપી દેતા. જેવા તે પંડિત હતા, તેવા તે આચારમાં ચુસ્ત બ્રાહ્મણ પણ હતા. પોતાની ન્યાતના એક બ્રાહ્મણને રસોઇયા તરીકે સાથે રાખીને તે પ્રવાસ કરતા અને તેની જ બનાવેલી રસોઈ તે જમતા; એટલે વાઘજીભાઈ શાસ્ત્રી કૃષ્ણલાલ શેઠના મ્હેમાન થતાં શેઠને ત્યાં એકને બદલે બે રસોડાં ચાલુ થયાં હતાં.

વાઘજીભાઇ કૃષ્ણલાલ શેઠના સ્નેહી અને પરિચયી હોવાથી ઘરનાં સૌ કોઇને સારી પેઠે ઓળખતા. તેમને જોઇને ઘરનાં નાનાં–મોટાં સૌ કોઇનાં મસ્તક માનવૃત્તિથી નમતાં અને વાઘજીભાઈ હસતે મુખે પોતાની નિત્યની પ્રિય વાણીથી વાતો કરતા. શ્રીમંતો, સરદારો અને રાજાઓનું પાસું સેવ્યું હોવાથી વાઘજીભાઇની જીભમાં એટલી મીઠાશ રહેતી કે હરકોઇને તેમની વાણીથી કદાપિ કંટાળો આવતો નહિ. મોટે ભાગે તેમની વિચારસરણી જ શ્રીમંતો અને રાજાઓની વિચારસરણીને સમાન્તર રહીને પ્રવાસ કરતી, એટલે 'જીહાં,' 'યથાર્થ છે,' 'આપનું કથન બરાબર છે' એવા ઉદ્‌ગારો જાણતાં–અજાણતાં તેમના મુખમાંથી વારંવાર બહાર પડતા. કોઈ વાર તેમને મતભેદ દર્શાવવો હોય, તોપણ તેમનું પ્રથમ વાક્ય તો 'યથાર્થ છે' એ શબ્દોથી જ શરુ થતું ! પરંતુ એ તો શ્રીમંતો અને રાજાઓ સાથેની તેમની વાતચીતનો પ્રકાર હતો; પોતાથી નાનાઓ, વિદ્યાર્થીઓ, ગરીબો, ઇત્યાદિ સાથેની વાતચીતમાં તે હમેશાં સામાના વિચારોની વિરુદ્ધ પડીને પોતાનો સિક્કો સાચો ઠરાવવા મથતા. આ પદ્ધતિથી મોટા માણસોમાં તે પોતાની અનુકૂળ

વૃત્તિથી પ્રિય થઇ પડતા અને સામાન્ય જનતામાં તે પોતાના પાંડિત્યપ્રદર્શનથી માનને પાત્ર બનતા.

વાઘજીભાઈનો પત્ર આવ્યો હતો એટલે શેઠ મોટર લઇને તેમને લેવાને સ્ટેશન પર ગયા હતા. વાઘજીભાઇએ ઘેર આવતાં જ વિજળી ફોઈના કુશળ વર્તમાન પૂછ્યા; ચંપકને "શ્રેષ્ઠીસુત! શું ભણો છો?" એમ પૂછ્યું; લીલાને "બહેન! તું હવે તો મોટી થઈ હોં!" કહી તેના વાંસા પર મમતાભર્યો હાથ ફેરવ્યો. એટલામાં વિભા પણ આવી અને તેણે શાસ્ત્રીજીને નમસ્કાર કર્યા એટલે શાસ્ત્રીજી પ્રસન્નતાપૂર્વક બોલ્યા: "અહો વિભાવરી બહેન! કહે છે કે તમે તો ખૂબ ભણ્યાં છો!"

વિભાએ લજાતાં અને સ્મિત કરતાં જવાબ આપ્યો: "અમારું ભણતર શા હિસાબમાં? અમને કાંઇ તમારી પેઠે સભાઓ જીતતાં આવડે?"

"અરે બહેન! જવા દે ને અમારી વાત. હવે તો અમારા જેવા શાસ્ત્રીઓને બદલે તારા જેવી યુવતીઓ સભાઓમાં એવી જીત મેળવી જાય છે કે અમેય ડાચું વિકાસીને જોયાં કરીએ છીએ!"

વિભા કશું બોલી નહિ અને શાસ્ત્રીજીની સાથે સૌ દિવાન-ખાનામાં દાખલ થયાં.

ઘરમાં થતી વાતચીત ઉપરથી વિભાના જાણવામાં એમ આવ્યું હતું કે લગ્નનું મુહૂર્ત નક્કી કરવાને શેઠે શાસ્ત્રીજીને ખાસ ક્ષેમનગરથી બોલાવ્યા છે, કારણકે શાસ્ત્રીજીના જ્યોતિષના જ્ઞાન ઉપર શેઠની અસાધારણ શ્રદ્ધા હતી.

બપોરે શાસ્ત્રીજી જમ્યા પછી જરા વામકુક્ષી કરી વિભાના ખંડમાં આવ્યા. વિભા પણ તે વખતે જરા આરામ લઇને ઉઠી હતી અને ચાહની રાહ જોતી બગાસાં ખાતાં ખાતાં એકાદ પુસ્તકનાં પાનાં ફેરવતી હતી. તેણે શાસ્ત્રીને સત્કાર્યા: "પધારો, શાસ્ત્રીજી!"

"હા, બહેન! તાપ બહુ પડે છે, એટલે બહાર ફરવા જવાને બદલે તારી સાથે વાતો કરવા આવ્યો છું."

"પધારો પધારો!" કહી વિભાએ શાસ્ત્રીને માટે એક મોટી આરામખુરશી ખેંચી આણી.

વાઘજીભાઇએ પહેલાં વિભાના અભ્યાસની–ખાસ કરીને સંસ્કૃત અભ્યાસની વાત કાઢીં. અંગ્રેજી અભ્યાસ વિષે પણ થોડી પૃચ્છા કરી અને પછી તેના લગ્નની વાત છેડીઃ "વિભાબહેન! હું તો અહીં તારા લગ્નનું મુહૂર્ત નક્કી કરી આપવા આવ્યો છું; તને ખબર છે ને?"

વિભાએ કશું ન બોલતાં મંદ સ્મિત કરી આડું જોયું.

"ઉંહ!" શાસ્ત્રીજી બોલ્યા : "કાઠિયાવાડની છોડીયું તો તેમના લગ્નની વાત કાઢીએ તો શરમાય, પણ તું તો મુંબઇમાં રહેલી, એમાં શરમાવાનું શું?"

વિભા કશું ન બોલી.

"લગ્નનું મુહૂર્ત તો નજીકનું ય આવે છે અને દૂરનું ય આવે છે, વિભા! પણ અહીં આવ્યા પછી મેં એક વાત તારા પિતાજીને મુખેથી સાંભળી, તે શું સાચી વાત?"

"મારા પિતાજી આપને મોઢે કદિ જૂઠું બોલે ખરા?"

"ન જ બોલે, અને તેથી મને નવાઈ લાગે છે કે કૃષ્ણલાલ શેઠની ડાહી દીકરીને આ ગાંડપણ કેમ સૂઝયું હશે?"

"કયું ગાંડપણ આપ કહો છો?"

"ન્યાતને બદલે પરન્યાતનો વર પસંદ કરવાનું."

વિભાએ હવે નકામા લજ્જાભાવનો ત્યાગ કર્યો. વાઘજીભાઇ શાસ્ત્રી પોતાના પિતા કરતાંય વૃદ્ધ હતા, અને જ્યારે તે પોતે મર્યાદા કે આમન્યાનો ત્યાગ કરીને લગ્નની વાત કાઢતા હતા, ત્યારે વિભાને નિરર્થક લજ્જામાં કશી સાર્થકતા ન લાગી. તેણે કહ્યું : "તમે

જો એને ગાંડપણ કહેતા હો, તો એવાં તો બીજાં ઘણુંય ગાંડપણ મેં કર્યા છે!"

"બીજાં ગાંડપણ તો જાણે ઠીક, ચલાવી લઇ શકાય, કારણ-કે જમાનો બદલાયો છે; પણ પરન્યાતીલાને વરવાનો અધર્મ તને સૂઝે છે તેથી મારા હૃદયને બહુ ક્ષોભ થાય છે, વિભા!"

"શાસ્ત્રીજી! એ વણિક છે, અમે વણિક છીએ; એ જૈન છે, અમે જૈન છીએ."

"અરે ગાંડી! પણ એ કાંઇ ઓશવાળ છે?"

"ના, ઓશવાળ ન હોય તેથી શું?"

"તેથી શું? લોકો બધા પોતાની ન્યાતમાં જ પરણતા હશે તે શું ગાંડા હશે?"

"મને લોકોનું કશું કામ નથી. લોકો તો ગતાનુગતિક હોય છે; લોકોની પાછળ દોરાવામાં ડહાપણ શું છે તે તમે કહો." વિભાએ સીધો પ્રશ્ન કર્યો.

"જો, ન્યાત એક સામાજિક સંસ્થા છે. ન્યાતનું આપણે રક્ષણ કરીએ એટલે ન્યાત આપણું રક્ષણ કરે. કહો કે તે એક પરસ્પર સહાયકારી બંધારણ છે. તેનો નિભાવ કરવો એ પુણ્યકારક છે કારણકે તેથી અનેક વ્યક્તિઓનું રક્ષણ થાય છે. ન્યાતના બંધારણની બહાર ન્યાતના નિયમોથી વિરુદ્ધ એક પણ પગલું ભરવું એ પાપ છે."

"ન્યાતમાં રહેવું તે પુણ્ય અને બહાર જવું તે પાપ! પણ ન્યાતનું બંધારણ કયા સમાનસંચારી તત્ત્વને અવલંબીને થએલું હોય છે?"

"ઓહો! તું તો બહુ ઉંડી ઉંડી વાતો કરે છે! પ્રાચીન કાળમાં ચતુર્વર્ણો હતા અને તેમના ગુણકર્મ પૃથક પૃથક હતા. એ ચતુર્વર્ણોનાં નાનાં નાનાં મંડળો થતાં ગયાં અને તેમના વિશિષ્ટ ગુણ-કર્મોને અનુસરીને તેમના સંસ્કારોમાં નાના-મોટા ભેદો પડતા ગયા.

૧૨

ગુણ–કર્મ અને સંસ્કારની સમાનતાએ કરીને ન્યાતો બંધાઈ તેથી જ તેને ગંગા જેવી પવિત્ર ઉપમા અપાય છે."

"એક ન્યાતના બધા લોકોમાં ગુણ–કર્મ અને સંસ્કારની સમાનતા વર્તે છે, એની પ્રતીતિ શી ?"

શાસ્ત્રીજી હસ્યા, પરંતુ હસવાનું તેમનું કારણ જુદું હતું. એ પ્રશ્નનો તાત્કાલિક જવાબ તેમની પાસે નહોતો, એટલે તે વિભાને હસી કાઢવા દ્વારા થોડો સમય મેળવવા માંગતા હતા! હસવામાંથી નવરા પડીને તે બોલ્યા: "આનુવંશિક સંસ્કારોને અમેરિકનો પણ માને છે કે નહિ ? તો પછી એક ન્યાતના જે ગુણ–કર્મ–સંસ્કાર હોય તે વંશપરંપરા એ ન્યાતના લોકોમાં જ ઊતર્યા કરે એ સ્પષ્ટ વાત છે."

"પણ વસ્તુસ્થિતિ એ નથી, શાસ્ત્રીજી! અમારી ન્યાતના ઓશંવાળો મૂળે ક્ષત્રિય હતા, હવે વણિક થયા છે; તેઓ ખેતી કરે છે, વેપાર કરે છે, નોકરી કરે છે, ભીખ માંગે છે, દારુ પીએ છે, દેવસેવા કરે છે, રંડીબાજી કરે છે અને સાધુઓ પણ બની જાય છે: મને અમારી ન્યાતના સમાન ગુણ–કર્મ–સંસ્કાર ક્યાંય દેખાતા જ ન હોય તો હું એ આનુવંશિક સંસ્કારનો સિદ્ધાન્ત માન્ય રાખવા છતાં તે સિદ્ધાંતે અનેક યુગોમાં એકસરખી રીતે કાર્ય કર્યું હોય એ તો કેમ માની શકું ?"

"તું તો જબરી, વિભા!" શાસ્ત્રીજી માથા પરની ચોટલી સમી કરવા લાગ્યા !

"એટલે શાસ્ત્રીજી ! કોઈ કોમ, ન્યાત, ગોળ કે તડમાં સમાન સંસ્કાર હોય છે એ વાત આજે માન્ય રાખી શકાય તેવી નથી. છતાં ગુણ–કર્મ–સંસ્કારની જે સમાનતા લગ્ન માટે હોવી જોઇએ, તે જોયા વિના લગ્ન કરી નાંખવું એ પણ યુક્ત નથી."

શાસ્ત્રીજી હવે જવાબ આપનાર મટીને પૃચ્છક બની ગયા ! તેમણે પૂછ્યું: "એવું જોયા વિના કોઇ આંધળો થઈને લગ્ન કરે ?"

" તમે ન્યાતની જે મહત્તા ગાઓ છો અને એક જ ન્યાતના ન્યાતીલાઓમાં જે પરસ્પર વિરુદ્ધ ગુણ-કર્મ-સંસ્કાર હોય છે તે જોતાં તો ગુણ-કર્મ-સંસ્કારનાં કજોડાં થવાનો જ વિશેષ સંભવ રહે છે. ગુણ-કર્મ-સંસ્કારની સમાનતાની ખાત્રી માટે દૃષ્ટિથી અગોચર આનુવંશિક સંસ્કારો ઉપર આધાર રાખવાને બદલે પોતાની બુદ્ધિ અને દૃષ્ટિથી જ એ સમાનતા શોધી લેવી એ જ આજના જમાનામાં વધારે નિર્ભય માર્ગ નથી ?"

" તેં એવી ખાત્રી કરી છે ? "

" હું તમોને જે કાંઇ કહું છું, તે ઉપરથી શું આપને નથી લાગતું કે મેં ખાત્રી કરી હશે ? "

" હશે, બહેન ! પણ તારા પિતાનું તથા ફોઇનું દિલ બહુ દુઃખાય છે. તેઓ રડી રહ્યાં છે અને કહે છે કે વિભા જો નહિ માને અને ચંદ્રવદનને પરણવાની જ હઠ લેશે તો ન્યાતમાં અમારી આબરુ જશે. અને પછી લીલાને માટે કોઇ વર નહિ મળે કે ચંપકને માટે કોઈ કન્યા નહિ મળે ! "

વિભાની આંખ ફાટી ! પિતાને ઘેર આવતાં પહેલાં જે ભય તેના અંતરમાં હતો, તે જ ભય પાછો મૂર્તિમંત થઈને તેના દૃષ્ટિ-પથમાં તરી રહ્યો.



## ૨૮

## " અદ્દ્ભુત છોકરી ! "



પાંચેક મિનિટ સુધી વિભા એક અક્ષર પણ બોલ્યા વિના દૃષ્ટિને નીચી ઢાળીને બેસી રહી. શાસ્ત્રીજી સમજ્યા કે પોતાના છેલ્લા શબ્દોની અસર વિભા ઉપર થઇ છે અને તેથી તે વિચારમાં પડી ગઇ છે. પોતાની વાણીની અસર થતી જોઇને અંતરમાં પ્રસન્ન થતા પરન્તુ બહારથી ઠાવકું અને ગંભીર મુખ રાખતા વાઘજીભાઈ વિભાના અવનત મસ્તક તરફ દૃષ્ટિ કરી રહ્યા.

વિભાએ જ્યારે મસ્તકને ઉંચું કરીને દૃષ્ટિને શાસ્ત્રીજી તરફ ફેરી, ત્યારે શાસ્ત્રીજીને ખ્યાલ આવ્યો કે તેની આંખોમાં રતાશ તગતગી રહી છે, વદન ઉપર લોહી તરી આવ્યું છે, કપાળ પર આંટણ પડ્યાં છે અને વદનચર્યા પર ક્રોપ પ્રકટી નીકળ્યો છે. એવી વિભાને જોઈને શાસ્ત્રીજી વધારે ગંભીર બની ગયા.

વિભા ધીરે રહીને બોલી: " શાસ્ત્રીજી ! મારા પિતાજી અને મારાં ફોઇનાં આંસુ લૂછવાને મારે ન્યાતમાં જ પરણવું જોઇએ, પિતાજી મારે માટે જે વર પસંદ કરે તેને જ પરણવું જોઇએ, એમ તમે પણ કહો છો ને ?"

" હાસ્તો."

" અને એ લગ્ન કરવાથી મને લાગતું હોય કે મારું જીવન ધૂળધાણી થશે, તો મારે શું કરવું ?"

" એમ બને જ નહિ, બહેન ! તારા પિતાજી શું તારા હિતસ્વી નથી ?"

" ના ! " વિભા આવેશપૂર્વક બોલી: " તમે જ કહો છો કે મારાં વડીલો મારાં બહેન અને ભાઇનું હિત કરવા માટે મને એવે સ્થળે પરણાવવા ઈચ્છે છે કે જ્યાં હું પરણવા ઇચ્છતી જ નથી."

" તું એ વાતનો અવળો અર્થ કરે છે, બહેન."

" હું અવળો અર્થ કરતી નથી. વડીલો કયા હેતુથી પ્રેરાઇને પુત્ર–પુત્રીઓનાં લગ્નો કરે છે તે હું જાણું છું. પુત્રને ન્યાતમાંથી કન્યા મળે તેટલા માટે પુત્રીને ન્યાતના જ ચોક્કસ કુંડાળામાં આપવી જોઇએ એ શિરસ્તાથી હું માહિતગાર છું. પુત્રોથી પિતાનો વંશ રહે છે, તેની પેઢી ચાલે છે, તેની મિલકત જળવાઈ રહે છે, તેટલા માટે પુત્રોના જ હિત માટે પુત્રીઓનું બલિદાન આપવા ઇચ્છતા પિતાઓની મનોવૃત્તિ હું સમજી શકું છું. હું ન્યાતની અંદર જ પરણું તે તેમનો આશય છે. હું કેવી રીતે સુખી થઉં તેની તેમને કશી પડી નથી. ન્યાતીલાંઓમાં સમાન ગુણ, કર્મ, સંસ્કાર ઇત્યાદિ

હોવાની ફીલસુફી પૂર્વે અમે તે કારણે રચાઇ હોય પણ આજે એ ફીલસુફી પુત્રીઓનું બલિદાન આપવા માટે જ વડીલોના ઉપયોગમાં આવી રહી છે; એ ફીલસુફી આજે વહેવારમાં માત્ર નામની જ થઇ રહી છે, અને કોઇ રીતે જળવાતી નથી. "

" વિભા બહેન ! તું બહુ અકળાઈ ગઇ છે. વડીલો ઉપર તું દોષારોપણ કરે છે. એ જ વડીલોએ તને પાળીપોષી મોટી કરી છે તે તું કેમ ભૂલી જાય છે ? "

" શાસ્ત્રીજી ! મને પાળીપોષી વડીલોએ મોટી કરી, એ તેમણે પુણ્યકર્મ કર્યું; પ્રભુ તેમને તેનો સારો બદલો જરૂર આપશે; પરન્તુ તેમણે મને મોટી કરી માટે તેમણે માત્ર બલિદાન આપીને પોતાનો સ્વાર્થ સાધવો જોઇએ એ વાત મને માન્ય નથી; તેમણે મને મોટી કરી માટે તેમની તરંગી કે સ્વાર્થી દષ્ટિને મારે તાબે થવું જોઇએ એ સંતાનધર્મ મને માન્ય નથી. મારા સુખનું બલિદાન હું મારી ઇચ્છા ઉપરવટ થઇને આપું તો મેં વડીલ પ્રતિનો ધર્મ બજાવ્યો કહેવાય એવો સિદ્ધાંત હું સ્વીકારતી નથી. મારાં ભાઇ–બહેન–પિતા–આપ્તજન એ સર્વના સુખને માટે મારે જે બલિદાન આપવુ ઘટે તે હું ખુશાથી આપું, પરન્તુ તે મારી બુદ્ધિ સુઝાડે તે રીતે, તમે મારું બલિદાન માંગો અને મને તે અશ્રેયસ્કર લાગે તે રીતે નહિ. પૂછો પિતાજીને, હું દીક્ષા લઇ સાધ્વી થઇ જવા તૈયાર છું, મારા એ બલિદાનથી તે પ્રસન્ન થશે ? "

" શાન્ત થા, બહેન ! શાન્ત થા, તને સુખી કરીને જ તેઓ સુખી થવા ઇચ્છે; પુત્રીને દુઃખી કરીને સુખી થવા કોઇ ઇચ્છે ખરું ? " શાસ્ત્રીજી શાન્ત સ્વરે બોલ્યા.

"તો પછી હું કેવી રીતે સુખી થઇ શકું તેમ છે, તે પિતાજી ક્યાં જાણુતા નથી કે તે મને આપની દ્વારા આવી વાતો કહેવડાવે છે ? મારા સુખની જો તેમની એક જ દરકાર હોય તો લીલા અને ચંપકના ભાવિ સંસારની વાત કેમ આડે લાવે છે ? "

" બહેન ! ન્યાતનું રક્ષણ જેમના શિર પર નથી, તેવાઓ ભવિષ્યમાં દુઃખી થાય છે. ચંદ્રવદન ગમે તેવો પણ પરન્યાતનો કહેવાય, તે ભવિષ્યમાં તને દુઃખી કરશે, ત્યારે તું શું કરીશ ? એની ઉપર ન્યાત કે સમાજનો કાબૂ રહે નહિ. જેમની ઉપર ન્યાતનો કાબૂ હોય છે, તેઓને ન્યાતમાં રહેવા માટે ન્યાતના કાયદાઓને માન આપવું પડે છે અને સ્ત્રી સાથે સારું વર્તન રાખવાની ફરજ પડે છે. ન્યાતના કાબૂ વિનાનાં જોડાં મનસ્વી બને છે અને એક-બીજાંને દુઃખરૂપ નીવડે તો તેમની દાદ-ફરિયાદ કોઈ સાંભળતું નથી, જ્યારે ન્યાતીલાઓની એવી ફરિયાદો ન્યાત સાંભળે છે અને પતિ-પત્નીનાં દુઃખોનું નિવારણ કરવાને બનતું કરે છે."

" અહો ! વ્યક્તિઓ ઉપર આજે ન્યાતોની આ પ્રકારની સત્તા કેટલી રહી છે તે હું જાણું છું; ન્યાતના આગેવાનો એ સત્તાનો કેવો ઉપયોગ કરે છે, તે મારી જાણ બહાર નથી; એ જ સત્તાના દુરુપયોગથી સુખી દંપતીઓનાં ઘરમાં ન્યાતોએ કેવી આગો લગાડી છે તે પણ મારી માહિતીની વાત છે; ન્યાતના ચુકાદા માન્ય રખાવવાની ન્યાતની સત્તા કેવી ક્ષુલ્લક છે તે તમે પણ જાણતા હશો; પરન્તુ એ બધુંય ન્યાત કરી શકતી હોય, તોએ ન્યાત પતિને કે પત્નીને પરસ્પર સદ્વૃત્તિ-મીઠી લાગણી રાખવાની કોઇ રીતે ફરજ પાડી શકે તેમ છે ?"

" ના, ના !"

" પરિણીત જીવનનું ધ્યેય જો પરસ્પરનો સદ્ભાવ અને મીઠી લાગણી જ છે અને તેમાં ન્યાત કોઈ રીતે મદદગાર બની શકતી નથી, તો પછી એવી ન્યાતની વડીલશાહીનો હવે ઉપયોગ શો રહ્યો છે ? વિધવા કે ત્યક્તા સ્ત્રીનું ભરણપોષણ ન્યાત કદાચ અપાવી શકે, પરંતુ હવે તો તેનાથી તેટલું ય બનતું નથી, તેથી બિચારી અબળાઓને કાંતો અદાલતોનો અને કાંતો અનાથાશ્રમોનો આશરો લેવો પડે છે ! ઘણી વિધવાઓ અને ત્યક્તાઓને અનિચ્છાએ પતિત

જીવન જીવવું પડે છે કે પુનર્લગ્ન કરવું પડે છે તેનું કારણ પણ તેમની ઉદરનિર્વાહની ચિંતા હોય છે કે જે ચિંતા ન્યાતો ટાળવા અસમર્થ નિવડી છે. શાસ્ત્રીજી! મુંબઈની વેશ્યાઓનાં જીવન તમે જાણો છો ?"

" ના, બહેન ! મારે એ જાણવાંય નથી."

" એ જો તમે જાણો, તો તમે અત્યારે ન્યાતની જે મહત્તા ગાઓ છો, તે ન ગાઈ શકો. ન્યાતોની હીન અવસ્થા, ન્યાતીલાઓની સ્વાર્થવૃત્તિ તથા સ્ત્રીઓનું જ લોહી પીવાની તૃષા, અને ન્યાતનું એક ખોખું જાળવી રાખવા માટે સામાન્ય સમજનું પણ દેવાળું કાઢનારી મનોદશા : એ જ મહત્ત્વનાં કારણો મુંબઈની ઘણી પતિત સ્ત્રીઓનાં જીવન પાછળ કામ કરી રહેલાં હોય છે. પણ હવે એ વાત જવા દો. મારે તો આપને એ જ કહેવું છે કે મારા જે સુખને માટે તમે તથા વડીલો મને ન્યાતની અંદર પરણાવવાનો લોભ રાખી રહ્યા છો, તે સુખની જ મને પરવા નથી."

" કારણ ? સુખની પણ પરવા નથી ?"

" ના ! સુખ મને જોઈએ છે, સુખને ખાતર તો મેં ઇષ્ટ લગ્ન કર્યું છે, પરંતુ મનુષ્યની દરેક ઇચ્છા કાંઈ તેણે ધારેલી રીતે જ પાર પડતી નથી. મારી ઇચ્છા પાર ન પણ પડે, અને હું દુઃખી પણ થઉં, પરંતુ તેની મને કશી ચિંતા નથી. અયોગ્ય પતિને પરણીને સુખી થવા કરતાં ઇષ્ટ અને યોગ્ય પતિને પરણવાથી દુઃખ થતું હોય, તોપણ તે દુઃખ મને પેલા સુખ કરતાં વધારે ઇષ્ટ લાગે છે."

" આ શું કહે છે તું ? બહુ અદ્‌ભુત છોકરી છે તું, વિભા !"

" તમને હું અદ્‌ભુત જ લાગતી હોઈશ, કારણકે સુખની અને દુઃખની મારી તથા તમારી વ્યાખ્યાઓની વચ્ચે વિશાળ અંતર રહેલું છે. તમે એક સામાન્ય કિંવદન્તી તો જાણતા હશો કે સુવૈદ્યને હાથે મરવું સારું, પણ ઊંટવૈદ્યને હાથે સાજા થવું નહિ સારું. "

"જાણ્યું, બહેન ! જાણ્યું. હું જે કાંઈ ધારું છું, તેથી કેવળ ઉલટી જ તારી વાત હોય છે."

વિભાને હસવું આવ્યું. ભયંકર કાળી વાદળીમાં ચમકતી રૂપેરી રેખાના જેવું એ હાસ્ય વિલક્ષણ હતું.

શાસ્ત્રીજી નાસીપાસ થઈને ઉઠી ગયા. વિભાના જવાબોથી શાસ્ત્રીજીને કાંઈક માઠું પણ લાગ્યું હતું. તેમની બુદ્ધિ, વિદ્યા, શાણુપણુ, સમજાવવાની શક્તિ, બધાંનું કશું માન વિભા પાસે રહ્યું નહોતું, એ તેમના અંતરનો મોટો અસંતોષ હતો.

વિભા હવે એકલી પડી. ભયાતુરતાએ હવે તેના મગજનો કબજો લીધો. આજસુધી પિતાજી પોતાને સમજાવવાને યત્ન કરી રહ્યા છે, એ વાત જ વિભાને ભય ઉપજાવનારી હતી. ચંદ્રવદન સાથે જાહેર રીતે લગ્ન કરવાનું આટલું સ્પષ્ટ વચન આપ્યા પછી આ યત્ન શામાટે, એ વિભાનો માનસિક પ્રશ્ન હતો.

પરન્તુ આટલી–આટલી ખાત્રી આપ્યા પછી, આટલી મમતા ચંદ્રવદન પ્રત્યે દર્શાવ્યા પછી, પોતાના પિતાજી હવે પોતાને શ્યામલાલ વેરે પરણાવવાનો યત્ન કરી રહ્યા હોય, તે વિભાને બનવાજોગ ન લાગ્યું.

તે મનમાં બોલી : "ના, ના, એમ ન હોય. એટલો બધો દગો પિતાજી ન કરે. તેમના મનમાં એમ રહી ગયું હશે કે હજી પણ વિભા સમજે તો ઠીક, તે કારણસર તેમણે આ શાસ્ત્રીજીની શકિત ઉપર વિશ્વાસ રાખીને મને સમજાવવાનું કામ તેમને સોંપ્યું હશે; પરન્તુ મારા જવાબ પછી અને શાસ્ત્રીજી પિતાજીને આ બધી વાત કહેશે ત્યારપછી તે સમજી જશે કે હવે હું મારા નિશ્ચયમાંથી ડગું તેમ નથી અને મને ડગાવવાનો પ્રયત્ન કરવાની જરૂર નથી."

આ રીતે મનને મનાવતી વિભા શાન્ત થઈને બેઠી, પરંતુ

તત્કાળ તેને સાંભર્યું : "પરન્તુ ચંદ્રવદનનો એક પણ પત્ર મારા પર કેમ નથી?"

તે ફરીથી ગમગીન બની ગઈ, અને ઉંડા ચિંતનમાં પડી. કેટલીક વારે તે ઉઠીને બહાર આવી અને કઠેરાને હાથ ટેકવી બહાર શૂન્ય દૃષ્ટિ કરી રહી.

તેણે શંકરલાલને સાઇકિલ પર સવાર થઇને આવતો કંપાઉંડમાં જોયો, અને ક્ષણભર તે પુલકિત થઈ.

"શંકરલાલ પાસેથી કદાચ કંઇક નવું જાણવાનું મળશે. ચંદ્રવદનનું સરનામું તેની પાસેથી મેળવીને હું જ તેને એક પત્ર લખીશ." એમ વિચારતી વિભા પોતાની બેઠકના ખંડમાં સત્વર પાછી ફરી અને શંકરલાલના આગમનની રાહ જોઈ રહી.



## ૨૯

# વિભાની અદાલતમાં બેરીસ્ટરની દલીલો



વિભાએ અર્ધો કલાક સુધી શંકરલાલની રાહ જોઈ, પણ તે તેને મળવા માટે ઉપર આવ્યો નહિ. તે તુરત નીચે આવી પણ તેણે શંકરલાલને ક્યાંય જોયો નહિ. પિતાજી ઘેર નહોતા, એટલે તેણે બિહારીને શંકરલાલ સંબંધે પૂછ્યું. બિહારીએ જવાબ આપ્યો: "એ તો શેઠને મળવા આવ્યા હતા, પણ શેઠ ઘેર નહોતા એટલે તે તુરત જ પાછા ચાલ્યા ગયા."

વિભા નિરાશ થઇને પાછી મેડે ચડી ગઈ. તેનો આશાતંતુ હજી તૂટ્યો નહોતો, છતાં ચિંતા જન્મ પામી ચૂકી હતી. પિતાના મનોભાવનાં અનુમાનો તે કર્યાં કરતી હતી, પરન્તુ તેનો પાર તે પામી શકતી નહોતી.

બીજે દિવસે તેના આશ્ચર્યની વચ્ચે બેરીસ્ટર ધનશ્યામદાસ ઘેર આવ્યા, અને બિહારી તેમને વિભાના ઓરડામાં મૂકી ગયો. વિભાએ પહેલાં તો પિતાજીના એ મિત્રને ઓળખ્યા નહિ, કારણ-કે કેટલાંક વર્ષોથી શેઠને ઘેર ધનશ્યામદાસ આવતા નહિ. વિભા આઠ-દસ વર્ષની હતી, ત્યારે તે ઘેર આવતા-જતા. બેરીસ્ટરે વિભાને પોતાનું નામ આપ્યું એટલે વિભાએ તેમને પિછાણ્યા અને તેમને સત્કાર્યા : " આવો, આવો, કાકાશ્રી ! હું તો આપને ન ઓળખી શકી. પિતાજી તો અત્યારે પેઢી પર ગયા હશે."

"હા, પણ હું શેઠને નહિ, તને જ મળવા આવ્યો છું. મારે તારી સાથે થોડી વાત કરવી છે." બેરીસ્ટરે કહ્યું.

વિભા સમજી ગઈ કે વાઘજીભાઈ શાસ્ત્રીના જેવો જ આ બીજો પ્રયત્ન પિતાજી કરાવી રહ્યા છે. પિતાની આ રીતિ તરફ તેને કંટાળો આવ્યો, પરન્તુ તે કંટાળો પિતાના મિત્રની સમીપે પ્રકટ કરવા જેવો અવિવેક તેણે કર્યો નહિ. કૃત્રિમ સ્મિતને ઓઠ પર લાવી તેણે કહ્યું : " મારી સાથે વાત કરવી હોય તો બિરાજો આ ખુરશી પર."

ધનશ્યામદાસ ખુરશી પર બેઠા અને ઓરડામાં ચોમેર નજર નાંખીને સ્મિત કરતાં બોલ્યા : " વિભા ! તું તો પુસ્તકોના કીડા જેવી બની ગઈ લાગે છે ! તેં તો તારા ઓરડામાં નાની સરખી લાયબ્રેરી ખડી કરી દીધી છે."

" મને વાંચવાનો શોખ છે, કાકાશ્રી ! મારો ઘણો સમય હું વાંચવામાં જ કાઢું છું. મને બહુ બહાર ફરવાની કે જેની તેની સાથે ભેળાઈને ભટકવાની ટેવ નથી."

" એ ટેવ એક રીતે સારી છે, પરન્તુ દુનિયાદારીનો અનુભવ લેવાને સમાજમાં ફરવું અને જોવું પણ જોઈએ. એ તો ઠીક, પણ આજે તો હું તારી પાસે થોડા કામ માટે આવ્યો છું. તું

સમજી ગઈ હોઈશ કે તારા પિતાજીએ જ મને તારી પાસે મોકલ્યો છે."

"હાજી, હું સમજી છું." વિભાએ એકસરખા સ્મિતપૂર્વક જવાબ આપ્યો.

"તારા વેવીશાળ સંબંધે અને ચંદ્રવદન સાથેના પ્રસંગ સંબંધે તેમણે મને બધી વાત કહી અને મેં તેમને ખૂબ ઠપકો આપ્યો. શેઠ આટલા શાણા, ભણેલા, વહેવારકુશળ અને નવા જમાનાને ઓળખનારા હોવા છતાં, તેમણે તને પૂછ્યા વિના જ વેવીશાળ કરી નાંખ્યું, અને પાછળથી આ બધો મામલો ઊભો થયો, એવું જાણીને મને બહુ ખેદ થયો અને શેઠને મેં તેમની ભૂલ સમજાવી."

"તે પોતાની ભૂલ સમજી શક્યા?" વિભાએ બેરીસ્ટરની વાતમાં રસ લેતાં પૂછ્યું.

"જરૂર, કેમ ન સમજે? હું તેમના જેવો સ્થિતિચુસ્ત વિચારનો નથી; જ્યાંસુધી તે ન સમજે ત્યાંસુધી મારો મુદ્દો રજુ કરવામાં થાકું તેવો પણ નથી; એટલે છેવટે તે સમજ્યા, અને તેમણે પોતાની ભૂલ કબૂલ કરી." એમ કહી ઘનશ્યામદાસ વિભાના વદન પરનો ભાવ નિરખવાને જરા થોભ્યા.

વિભા કિંચિત્ પ્રસન્ન થતી લાગી. તેથી ઉત્તેજન પામીને બેરીસ્ટર આગળ બોલ્યા: "મેં તેમને એટલું પણ સમજાવ્યું કે લગ્નની સફળતા કેવળ સમાન વય, સમાન સામાજિક દરજ્જો, કે સમાન રહેણીને કારણે જન્મતી નથી. ગુણ અને વિચારમાં વર–કન્યાનું જોડું જેટલું સમાન હોય છે, તેટલી લગ્નની સફળતા નિષ્પન્ન થાય છે. એ દૃષ્ટિએ તારામાં અને શ્યામલાલમાં સમાનતા નહોતી પરંતુ વિષમતા હતી એ મેં જ્યારે તેમને પૂરી વીગત સાથે સમજાવ્યું, ત્યારે તે કબૂલ કર્યા વિના તેમનો છૂટકો નહોતો! કૃષ્ણલાલ શેઠ જરા જક્કી તો ખરા, પરંતુ જ્યારે તેમને પોતાની ભૂલની ખાત્રી થાય ત્યારે તે સરલ પણ બની જાય છે, એ મેં જોયું."

વિભા હસી અને બોલી : "તમે તેમના બાળમિત્ર ખરા ને, એટલે તમે એટલું કરી શકો. બીજું કોઇ તેમને એ રીતે સમજાવી શકે નહિ, કારણકે તેમની ઇચ્છાશક્તિ અત્યંત બળવાન છે."

બેરીસ્ટર જરા આશ્ચર્ય પામીને બોલ્યા : "વિભા ! તેં મેન્ટલ સાઇકોલોજી-માનસ વિજ્ઞાનશાસ્ત્ર સંબંધે કાંઇક વાંચ્યું લાગે છે."

"બહુ થોડું વાંચ્યું છે, છતાં તેમાં મને કાંઈક રસ પડ્યો છે એટલે વાચન કરતાંય અવલોકનથી તે વિષયમાં મારી ગતિ કાંઈક થઇ છે એમ મારું માનવું છે."

"ઠીક, હવે તારા લગ્ન સંબંધેની મોટી ગુંચવણ ઉકલી જાય છે."

"કેવી રીતે ?" વિભાએ લાગલો જ પ્રશ્ન કર્યો.

"શ્યામલાલને છોડી દેવા શેઠ તૈયાર થઈ ગયા છે. ન્યાતમાં બીજા પાંચ કુંવારા છોકરા છે, તેમાં ત્રણ ગ્રેજ્યુએટ છે અને બે અંડરગ્રેજ્યુએટ છે, તેમાંથી હરકોઇને તું પસંદ કરે તેની સાથે તારું લગ્ન કરવા તેમની હા છે; પાંચે એવા છે કે જે સામાજિક દરજ્જામાં તો તમારાથી ક્યાંય ઊતરતા છે, પરન્તુ લગ્નની સફળતા માટે સામાજિક દરજ્જાની ગણત્રી છોડી દેતાં મેં શેઠને હવે શીખવી દીધું છે, એટલે એ પાંચમાંના મધ્યમ સ્થિતિના જે કોઇને તું પસંદ કરે, તેની સાથે તે તને જરાએ આનાકાની વિના પરણાવશે."

વિભાના વદન પરથી શાન્તિ ઊડી ગઈ અને અકળામણ તરી આવી. તે ગંભીરતાથી બોલી : "અરે કાકા સાહેબ—"

"પણ તું એક વાર મારી બધી વાત સાંભળી લે, પછી તારે જે કહેવું હોય તે કહેજે. આ પાંચમાંનાય બેને તો મેં જ નાપાસ કર્યા છે. માત્ર ત્રણ જણ એવા છે કે જે ચંદ્રવદન કરતાં સુવિચાર અને સદ્દગુણમાં જરાય ઊતરતા નથી. ત્રણમાં એક જ ધનની દૃષ્ટિએ કાંઇક ઠીક કહેવાય કારણકે તેની પાસે પાંચ પૈસાની જોગવાઈ છે અને તે પોણોસો રૂપિયાનો પગાર લાવે છે; બીજા બે તો હજી ભણે

છે અને ગરીબ છે. ભણુતરના ખર્ચ માટે તેઓ બીજાઓ પાસેથી સ્કોલરશીપ મેળવે છે અને ખાનગી ભણાવવાનું કામ કરીને પણુ થોડું પેદા કરી જેમ તેમ ચલાવે છે. પરંતુ એવા સ્વાશ્રયી જુવાનો મને બહુ પસંદ છે. એટલે એ ત્રણુને મેં અને શેઠે પસંદ કર્યા છે. એ ત્રણુમાંથી કે પાંચમાંથી જે કોઇને તું પસંદ કરે તે તારે માટે તૈયાર છે. સમાન ગુણુ-સંસ્કારનું, વિદ્યાનું, વિચારનું જોડું તે જ રીતે બંધાશે એવી મારી પણુ ખાત્રી છે, તેટલા માટે હું તને આગ્રહ કરવા આવ્યો છું. માત્ર ન્યાત બહાર તારું લગ્ન ન થાય તેટલા માટે જ તારી પસંદગીનું ક્ષેત્ર કેવળ મર્યાદા વિનાનું ન રાખતાં આ પાંચની સંખ્યાથી મર્યાદિત કરવાનું મને ય યોગ્ય લાગે છે; માટે તું હા કહી દે, એટલે ઘરમાં સૌને શાંતિ થાય."

બેરીસ્ટર એ પાંચે યુવકોનાં નામ આપવા તત્પર હતા, પરંતુ વિભા એ નામ પૂછે ત્યાંસુધી તે સંબંધે મૌન સેવવાની તેમને આવશ્યકતા લાગી. "તેઓ કોણુ કોણુ છે, અને તેમનાં નામ શાં છે?" એવો એક જ પ્રશ્ન જો વિભા પૂછે, તો ચતુર બેરીસ્ટર સમજી શકે કે પોતાના શબ્દોએ વિભામાં કાંઇક નવજિજ્ઞાસા ઉત્પન્ન કરી છે.

પરંતુ વિભાની સ્વલ્પ પણુ જિજ્ઞાસા બેરીસ્ટરની નવી દરખાસ્તથી ઉશ્કેરાવા પામી નહિ. તે અધઘડી સુધી તો બેઉ હાથે લમણા દબાવીને વિચારમાં જ બેસી રહી અને બેરીસ્ટર એકકે શબ્દ ઉચ્ચાર્યા વિના તેના મનોમંથનનું નવનીત તરી આવે ત્યાંસુધી રાહ જોઈ રહ્યા.

"કાકાશ્રી ! જે વિચારો પિતાજીને આજે સૂઝયા, તે ઘણા વહેલા સૂઝવા જોઇતા હતા." વિભા મગજને શાંત રાખીને બોલી: "આપની નવી દરખાસ્ત હવે કશા કામની નથી. ચંદ્રવદન સાથે મારું લગ્ન વિધિસર થઈ ચૂકયું છે અને હું તેમની સાથે કેટલાક દિવસ રહી ચૂકી છું. હું એમનો સાથ છોડીને આ ઘેર આવી છું, તે પણુ પિતાજીએ મને આપેલા એક વચનને આધારે. તેઓ મારું

અને ચંદ્રવદનનું લગ્ન કેવળ આબરુ જાળવવાને માટે પ્રકટ રીતે કરવા ઇચ્છે છે એવું તેમણે કહ્યું, ત્યારે મેં અહીં આવવાનું સ્વીકાર્યું હતું; એ તમને પિતાજીએ કહ્યું છે કે નહિ ?"

"કહ્યું છે."

"તો એ વચન પાળીને પિતાજી જાહેર લગ્ન કરી આપે તો ભલે, નહિતો હું તો માનું છું કે અમારું લગ્ન થઇ ચૂકયું છે; હવે બીજી–ત્રીજી વાતો કરવી નકામી છે, તેથી કશું વળવાનું નથી."

"વિભા ! શું તું એમ માને છે કે તારું અને ચંદ્રવદનનું જ દાંપત્ય સુખી નીવડે અને બીજા કોઈ ન્યાતના યુવક સાથેનું તારું દાંપત્ય નિષ્ફળ નીવડે ?"

"હવે એ સફળતા–નિષ્ફળતાનો પ્રશ્ન જ રહેતો નથી. આર્ય લગ્ન એક જ વાર થાય છે, અને તે થયા પછી જીવનભરનું હોય છે."

"આ તો નર્યા લાગણીવેડા ! જીવનની નક્કરતા આગળ એવા તુચ્છ લાગણીવેડા નકામા છે. જીવનની સફળતા–નિષ્ફળતાનો વિચાર કરવાનો હોય ત્યાં લાગણીવેડાથી દોરવાઈ જવું તે મૂર્ખતા આ વીસમી સદીમાં તું કેમ આચરી શકે છે ?"

"તમે જેને લાગણીવેડા કહો છો, તેને હું ભાવનાશીલતા માનું છું. એક ઉચ્ચ ભાવનાને માટે જીવનને વહાવવામાં જેને મન આનંદ હોય, તેને સુખદુઃખનાં જમા–ઉધાર પાસાં બતાવવાની કશી જરૂર નથી, કાકાશ્રી !"

ઘનશ્યામદાસ સ્તબ્ધ બની ગયા. આગળ વાતચીત લંબાવવાનાં ઘણાં દ્વાર વિભાના જવાબોથી બંધ થઈ જતાં હતાં. છેવટે તે બોલ્યાઃ "વિભા ! તું એમ ઉશ્કેરાઈને જવાબ ન દે. જે ત્રણ જુવાનો મેં અને શેઠે પસંદ કર્યા છે, તેઓને તું જરા મળ, તેમની સાથે વાતો કર, તેમના વિચારો જાણ અને પછી તું વિચાર કર. જે જીવનસુખ ચંદ્રવદનની સાથેના સંસારથી પ્રાપ્ત કરવાનો તું અભિલાષ સેવે છે, તેટલું જ નહિ, પણ તેથીએ વિશેષ જીવનસુખ

તને એ ત્રણમાંના કોઈની સાથેના જીવનસહચારથી જો પ્રાપ્ત થાય તેમ લાગે, તો જ તું તેને પસંદ કરજે. તને જીવનમાં દુઃખી કરવા કોઇ પણ ઇચ્છતું નથી. માત્ર ન્યાતમાં જ તારું લગ્ન થાય અને તે લગ્નથી તું સુખી નીવડે તેમ હોય, તો પરન્યાતમાં લગ્ન કરીને આખા કુટુંબને શિરે સામાજિક આફતને પછાડવી એ અનિષ્ટ છે; અને તેટલા માટે જ મારી સૂચના ઉપર હજી વધારે વિચાર કરવાનું તને હું કહું છું."

જે વાત વિભાને અણગમતી હતી, સાંભળવી પણ ગમતી નહોતી, તે વાત પુનઃ પુનઃ તેના કર્ણપુટ ઉપર અફળાવવામાં આવતી હતી, તે જોઇને વિભા જરા ઉશ્કેરાઇ અને બોલી: "કાકાશ્રી! મારા જવાબથી આપને જરા પણ અપમાન લાગે તો માફ કરજો; હું આપનું અપમાન કરવા ઇચ્છતી નથી. હું કહું છું કે મારું લગ્ન એક જ વાર થઇ શકે અને તે થઈ ચૂકયું છે. એક જ ભવમાં બીજો ભવ કરવાને કોઈ પણ પ્રકારના દૈવી સુખની લાલચથી વિભા તૈયાર થશે નહિ જ. જો મને ખબર હોત કે આપ મારી પાસે આવી અપવિત્ર દરખાસ્ત લઇને આવ્યા છો, જેને મેં મારું જીવનસર્વસ્વ માન્યું છે તેનાથી મારું મન દ્વિધા કરાવવાને તમે આવ્યા છો, મારી સુવર્ણની ભાવનાને તમે—બકરાને કૂતરું મનાવનાર ઠગની પેઠે—કથીર જેવા લાગણીવેડા તરીકે ઓળખાવવા માંગો છો, તો મેં તમારી વાત જ સાંભળવાની ના કહી હોત. હવે ઘણું થયું, કાકાશ્રી! હું સમજી ચૂકી છું કે પિતાજીને મન પોતાના વચનનું કશું મૂલ્ય નથી. પુત્રીને ઠગીને ઘેર લાવવામાં તેમને કશો અધર્મ દેખાતો નથી. લગ્ન એ એમને મન ધર્મસંસ્કાર નથી, પરન્તુ કેવળ એવો શુષ્ક વિધિ છે કે જે દ્વારા એક વાર પરણાવેલી પુત્રીને પણ જગતમાં કુમારિકા તરીકે ઓળખાવી બીજા વેરે પરણાવી શકાય છે! હદ થઇ, કાકાશ્રી! આવા અધર્માચરણની વકીલાત કરવા આવનાર આપને પણ હું શું કહું?"

વિભાના શબ્દો ઘનશ્યામદાસના કાળજામાં તીરની પેઠે ચોંટી ગયા. શેઠની વિનંતિથી, પોતાની દલીલશક્તિ તથા સમજાવણી ઉપ-રના વિશ્વાસથી, વિભાને ઘનશ્યામદાસ જે કાંઈ સમજાવવા આવ્યા હતા, તે કાંઇ વિભાના પ્રબળ માનસવાયુના ઝપાટા સામે ટકી શક્યું નહિ. ઘનશ્યામદાસની વાતો પાછી પછડાઇને વેરણ-છેરણ થઇ ગઇ! વિશેષમાં ઘનશ્યામદાસ વિભાનાં વિચારપાવિત્ર્ય અને ભાવનાશીલતા આગળ પોતાને ઝાંખા પડી ગએલા જોવા લાગ્યા.

ઘનશ્યામદાસ વિભાની અદાલતમાં વકીલ બનીને આવ્યા હતા, પરન્તુ તેમણે જે કાંઇ દલીલો કરી હતી, તે તેમના અંતરની નહોતી! વિભાના કાર્યને તે પોતાના અંતરથી જરાએ અપવિત્ર કે ગેરવાજબી માનતા નહોતા; કૃષ્ણલાલ શેઠે વિભાના જીવન ઉપર અવિચારપૂર્વક જે આઘાત કર્યો હતો, તેના જ પ્રત્યાઘાતરૂપ વિભાએ ચંદ્રવદન સાથે કરેલું લગ્ન હતું, તે બેરીસ્ટર સમજતા હતા; અને તેથી જ્યારે વિભાએ અડગપણે પોતાના એ લક્ષ્યને વળગી રહેવાની દૃઢતા બતાવી, ત્યારે અંદરથી ઘનશ્યામદાસ "ધન્ય છે" એમ બોલતા હોવા છતાં બહારથી "ત્યારે જેવી તારી મરજી, બહેન!" એવો એક સામાન્ય જવાબ આપીને વિભાથી છૂટા પડ્યા.

તુરત વિભાએ ચંદ્રવદનને મદ્રાસ ખાતે વીગતવાર લાંબો પત્ર લખી નાંખ્યો. ચંદ્રવદનનો એકકે પત્ર તેને મળ્યો નહોતો. તેનું ખાસ સીરનામું તેની પાસે નહોતું, પરન્તુ "ચંપકલાલ એન્ડ કંપની" નું જે સીરનામું તેની જાણમાં હતું તે સીરનામે તેણે એ પત્ર રવાના કર્યો.



## ૩૦

# ચંદ્રવદન પાછો મુંબઈમાં



જે ઉમળકો તથા વિશ્વાસ બતાવીને કૃષ્ણલાલ શેઠે ચંદ્રવદનને મદ્રાસ મોકલ્યો હતો, તેથી ચંદ્રવદનને આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું ખરું, પરન્તુ તેમાં તેને કશી કૃત્રિમતા દેખાઇ નહોતી, તેથી જ તે ઉમંગભેર મદ્રાસ તરફ રવાના થઇ ગયો હતો. શેઠની સૂચના પ્રમાણે તેણે માર્ગમાંથી તાર કર્યો હતો, પેઢીનો ગુમાસ્તો ચંદ્રવદનને લેવા સ્ટેશન પર આવ્યો હતો, અને તેને ઊતરવાની તથા જમવાની વ્યવસ્થા કરી આપી હતી. પેઢીનો મુનીમ માંદો હતો તેથી તે ઘેર રહ્યા કરતો, પરંતુ ચંદ્રવદનની માંગણી પરથી તેને ગુમાસ્તાઓએ બધા ચોપડા સોંપ્યા હતા, સીલીક તથા માલનો જથો તેના કબજા હેઠળ મૂકયાં હતાં અને મુનીમની હરામખોરીને કારણે પોતાને એ બધાંનો કબજો લેતાં કાંઇક મુશ્કેલી વેઠવી પડશે એવી જે ગણત્રી પહેલાં ચંદ્રવદને શેઠના શબ્દો ઉપરથી કરી હતી તે ખોટી નીવડી હતી. મુનીમને તે મળ્યો, પરન્તુ મુનીમ ખરેખર માંદો હોય એમ તેને લાગ્યું નહિ, છતાં તે પેઢી પર આવતો નહોતો જ. પેઢીનો કારભાર હસ્તગત કરીને તેણે એકાદ બે દિવસમાં વહીવટની જે કાંઇ તપાસ કરી તે ઉપરથી તેને લાગ્યું કે પેઢીમાં મુનીમે કશો ગોટાળો કર્યો નથી, માત્ર તેની માંદગી અને ગેરહાજરી પરથી શેઠ વહેમાઇ ગયા હોવા જોઇએ!

ચંદ્રવદને તુરત શેઠને બધી વીગત વિસ્તારથી લખી જણાવી અને પેઢીના વહીવટમાં કશો ગોટાળો નહિ થયો હોવાનું લખી તેમને નિશ્ચિંત રહેવા સૂચવ્યું. મુનીમ સાજો થઇને પેઢી પર આવશે, ત્યારપછી પોતે પાછો ફરશે એમ.પણ તેણે લખી જણાવ્યું.

વિભાને તો તેણે મદ્રાસ પહોંચતાંની સાથે જ પત્ર લખી

નાંખ્યો હતો. તેનો વળતો જવાબ પાંચમે દિવસે આવવાની રાહ તેણે જોઇ, પરન્તુ તે નિરાશ થયો. તેણે વિભાને બીજો પત્ર લખ્યો અને બે વધુ દિવસ રાહ જોઇ, પરન્તુ વિભાનો પત્ર ન આવ્યો. તેણે ત્રીજો પત્ર લખ્યો પણ વિભા જાણે કેવળ મૌન પકડીને બેઠી હતી!

આ બાજુએ જેવી રીતે વિભાને ચંદ્રવદનનો એક પણ પત્ર નહિ મળવાથી નિરાશા ઊપજતી હતી, તેવી રીતે ચંદ્રવદનને પોતાના પત્રનો કશો જવાબ વિભા તરફથી નહિ આવવાને લીધે નિરાશા ઊપજતી હતી. તે બિચારાને ક્યાં ખબર હતી કે તેના વિભા પરના પત્રો ટપાલવાળા પાસેથી પરભાર્યા હસ્તગત કરીને દાબી દેવાનો નિયમિત કારભાર બિહારી કર્યાં કરતો હતો! અને પત્રને અભાવે વિભા જવાબ લખી શકતી નહોતી તેથી બેઉ બાજુએ ઉદાસીનતા અને નિરાશાના તરંગો ઉત્પન્ન થતા હતા તથા શમી જતા હતા.

કૃષ્ણલાલ શેઠે વિભાને ચંદ્રવદનથી છૂટી પાડવાને જે એક ગૂઢ કાવતરું રચ્યું હતું તેનો એક ભાગ ચંદ્રવદનને મદ્રાસ મોકલવાનો હતો. પ્રારંભમાં થોડા દિવસ તેમણે ઉદાર વર્તનથી અને વચનોથી એ બેઉનો વિશ્વાસ સંપાદન કર્યો હતો, અને પછી એ કાવતરાની જાળ પાથરવા માંડી હતી. ચંદ્રવદનને મદ્રાસ મોકલવા માટે મદ્રાસની પોતાની પેઢીમાં મુનીમે ગોટાળો કર્યો હોવાનું શેઠે તર્કટ ઊભું કર્યું, મુનીમને સૂચના કરીને તેને કૃત્રિમ માંદગીમાં ઘેર રહેવા સૂચવ્યું; પાછળ ચંદ્રવદનના વિભા પરના પત્રો અટકાવવામાં આવ્યા, અને વાઘજીભાઈ શાસ્ત્રીને ખાસ ક્ષેમનગરથી બોલાવીને તેમની દ્વારા તથા ઘનશ્યામદાસ બેરીસ્ટર દ્વારા વિભાને સમજાવી લેવાના યત્નો કરવામાં આવ્યા! ચંદ્રવદનથી વિભાને જેવી રીતે છૂટી પાડવામાં આવી હતી, તેવી રીતે વિભાના મનને ચંદ્રવદનથી વિયુક્ત કરવા, વિસારે પાડવા, છોડાવી દેવાના યત્નો કરવામાં આવ્યા. ચંદ્રવદન ગયા પછી પંદર–વીસ દિવસે વિભા નિશ્ચય કરી શકી કે પોતાના પિતાજી પોતાની સાથે દગો રમ્યા છે.

શંકરલાલની વિભા પ્રતિની સહાનુભૂતિ હવે શેઠને ભયંકર લાગતી હતી. તેને પણ શેઠે વિશ્વાસ ઉપજાવી વચન આપ્યું હતું. પુત્રીને આપેલા વચનનો ભંગ કરનાર, દગો કરીને તેને પતિથી વિખૂટી પાડનાર પિતાને મન શંકરલાલ જેવાને આપેલા વચનનું મૂલ્ય શું હોઇ શકે ? ચંદ્રવદન ગયા પછી બે વાર શંકરલાલ વિભાને મળવા આવ્યો હતો, પરન્તુ તેને અને વિભાને મળવા નહિ દેવાની શેઠની આજ્ઞાને અનુસરીને બિહારીએ બેઉ વાર તેને કાંઇ કાંઇ બહાનાં બતાવીને પાછો કાઢયો હતો. બીજી વાર વિભાએ તેને આવતો જોયો હતો, પરંતુ તે પોતાને મળવા આવ્યો નહિ ત્યારે તેને જે નવાઇ લાગી હતી, તે નવાઇ હવે તેને મન રહી નહોતી. તે સમજી ગઇ હતી કે પોતાની આસપાસ રચાયલી જાળનો એક ભાગ જેવી રીતે ચંદ્રવદનને મદ્રાસ મોકલવાનો હતો, તેવી રીતે તેનો બીજો ભાગ શંકરલાલથી પણ પોતાને અલગ રાખવાનો જ હોવો જોઈએ.

છેવટે વિભાએ લખેલો પત્ર ચંદ્રવદનને મદ્રાસમાં મળ્યો, ત્યારે તે ચમકી ગયો. વિભાને પોતાનો એક પણ પત્ર મળ્યો નહોતો, વિભાને સમજાવી લેવાના યત્નો જુદી જુદી વ્યક્તિઓ દ્વારા થયા હતા, શંકરલાલને પણ મળવા દેવામાં આવ્યો નહોતો, એ બનાવો જેટલા અર્થસૂચક હતા, તેટલો જ અર્થસૂચક બનાવ એ પણ હતો કે મદ્રાસની પેઢીમાં કશા ગોટાળાનું અસ્તિત્વ નહોતું અને વાસ્તવિક રીતે ચંદ્રવદનને મદ્રાસ મોકલવાનું શેઠને કશું કારણ નહોતું ! આ કાવતરાની જાળ ચંદ્રવદનના લક્ષમાં આવતાં જ તે મદ્રાસથી મુંબઇ આવવા માટે નીકળ્યો.

એ પ્રવાસે તેની ધીરજને હરી લીધી હતી. દરેક ટ્રેન તેને ધીમી ગતિએ જતી લાગતી હતી. વિભાએ પત્ર લખ્યો ત્યારથી પોતે મુંબઈ પહોંચીને તેને મળે, તેટલા દિવસમાં વિભાની સ્થિતિ કેવી બની ગઈ હશે, એ અંતઃકરણ ઉપર કેવા પ્રહાર થયા હશે, તે

વિષેની કલ્પનાઓ કરતાં તે એટલો ઉદ્વગ્ન બની જતો કે ભૂખ અને તરસને પણ વિસરી જતો. મુંબઈ પહોંચતાંસુધીમાં તે થાક અને અનિદ્રાથી લગભગ બિમાર જેવો બની ગયો, પરન્તુ સ્ટેશન ઉપર ઊતરતાં વિભાને તુરત જ મળવાના ઉત્સાહે તેનામાં અણધાર્યું બળ રેડ્યું. ઊતરીને તરત જ તે પહેલાં શેઠને મીલમાં મળવા ગયો.

મીલની ઓફીસમાં શેઠ હાજર હતા; ભાડાની ગાડીમાંથી ઊતરીને સીધો તે ઓફીસ તરફ ચાલ્યો, પરન્તુ ઓફીસમાં પ્રવેશતાં તેને અટકાવવામાં આવ્યો. તેણે ઓફીસના જમાદારને કહ્યું : "અરે, હું ચંદ્રવદન છું, મદ્રાસથી ચાલ્યો આવું છું; શેઠને મળીને મારે ત્યાંની પેઢીની બધી ખબર આપવી છે."

"ત્યારે જરા ઊભા રહો."

જમાદારે અંદર જઇને શેઠને પૂછ્યું. શેઠે જમાદારને જે શબ્દો કહ્યા, તે ચંદ્રવદને સાંભળ્યા: "અત્યારે મને ફુરસદ નથી; એને કહે કે મને વખત હશે ત્યારે હું મળવા બોલાવીશ; ત્યાંસુધી મને ક્યાંય મળવા ન આવે!"

જમાદાર પાછો ફરીને એ જવાબ ચંદ્રવદનને સુણાવે તે પહેલાં જ ચંદ્રવદન પાછો ફર્યો. એ તિરસ્કારયુક્ત જવાબમાં સર્વ કાંઇ સમાઇ રહ્યું હતું.

તે મૂંઝવણમાં ને મૂંઝવણમાં પોતાને નિવાસસ્થાને આવ્યો. તેને ક્યાંય ચેન પડ્યું નહિ. નજીકમાં એક ટેલીફોન હતો; તેણે ત્યાં જઇ બે વાર ટેલીફોન પર વિભાને બોલાવવા યત્ન કરી જોયો, પણ બેઉ વાર બિહારીના જ જવાબો મળ્યા કે "ઘરમાં નથી."

ઊઘડતા પુષ્પની પાંદડી જેવી નાજૂક હોય છે, તેવો ખીલતા પ્રેમનો તંતુ નાજૂક હોય છે. સહજ–સહજમાં એ કંપી ઊઠે છે અને તૂટું–તૂટું થાય છે. નાની સરખી વાયુની લહર એ તંતુને વાયુના પ્રચંડ ઝપાટા જેવી થઇ પડે છે.

ચંદ્રવદનનું અંતર ખળભળવા લાગ્યું. વિભા શું પિતાની સમજાવણીને વશ થઈને પોતાથી છૂટી પડવા ઇચ્છી રહી હશે ? કૃષ્ણલાલ શેઠે દર્શાવેલો તુચ્છકાર વિભા તરફના તુચ્છકારના પ્રતિધ્વનિરૂપ હશે ? એવી કલ્પનાઓ કરતાં તેણે સાંજ પાડી.

સાંજે તે શેઠના નિવાસસ્થાન પર ગયો. કંપાઉન્ડમાં પેસતાં જ બિહારીએ તેને જોયો એટલે તે સામો દોડી આવ્યો અને બોલ્યો: "તમને અહીં આવવા દેવાની શેઠની મનાઈ છે !"

"ખરેખર, મનાઇ છે ?"

"હા !" બિહારી હાથમાંની ડાંગને છાતી સમાણી ટેકાવીને બોલ્યો.

"તો હું બંગલામાં નહિ આવું." યત્નપૂર્વક ચિત્તની સ્વસ્થતા જાળવતો ચંદ્રવદન બોલ્યો: "માત્ર વિભાને જઇને કહે કે તે મને અહીં જરા મળે."

"એ કશું નહિ બને, અને ઝાઝી તીનપાંચ કર્યા વિના તમે પાછા જ જાઓ."

"વિભાની ઇચ્છા ન હોય, તો ભલે મને ન મળે, હું ચાલ્યો જઇશ; પણ તું મારો સંદેશો તો તેને પહોંચાડ !" ચંદ્રવદને બીજી દલીલ કરી.

આ રકઝક બિહારીને બિલકુલ ગમતી નહોતી. કદાચ એ રકઝકથી જ વિભાને ખબર પડી જાય કે ચંદ્રવદન આવ્યો છે, તો તે કોઇએ કહ્યા વિના પણ ત્યાં આવી ચડે એવો બિહારીને ભય હતો. તેણે તુમાખીથી કહ્યું: "તમે ચુપચુપ ચાલ્યા જાવ મિસ્તર, નહિતો મારે તમને તમાચો મારીને બહાર કાઢવા પડશે !"

એટલામાં પાછળથી બૂમ આવી: "કોણ છે એ, બિહારી ?"

ચંદ્રવદને વિભાનો સ્વર ઓળખ્યો અને તેણે ઉચ્ચ સ્વરે જવાબ આપ્યો: "હું છું, વિભા !"

ચંદ્રવદન બોલ્યો અને વિભાને તેના આગમનની ખબર પડી ગઇ ! તેથી બિહારી ચ્હીડાયો. તેણે ડાંગ ઉંચકીને તેનો એક ફટકો ચંદ્રવદનને લગાવ્યો અને ચંદ્રવદન ભોંયે પછડાયો !

વિશેષ અપમાન નહિ વેઠવાને તે સત્વર ઊઠીને કંપાઉંડની બહાર ચાલતો થયો. એ જ ક્ષણમાં વિભા દોડતી ત્યાં પહોંચી, પરંતુ ચંદ્રવદન જતો રહ્યો હતો. તેણે બિહારીને પૂછ્યું: "ચંદ્રવદન ક્યાં ગયા ?"

વિભા કંપાઉન્ડની બહાર ધસવા લાગી. બિહારીએ તેને કાંડું પકડીને થોભાવી ! "બહાર જવાનું નથી, બહેન ! શેઠનો હુકમ છે." અને તેણે કંપાઉન્ડનો દરવાજો બંધ કર્યો. સિંહણની પેઠે આંખોમાંથી આગ વરસાવતી વિભા ટગર ટગર જોઇ રહી, પરન્તુ એકકે શબ્દ બોલ્યા વિના પાછી ફરી.

બીજા દિવસના પ્રભાતમાં તેણે ભારે ગભરાટ વચ્ચે વર્તમાનપત્રોમાં સમાચાર વાંચ્યા :

"એક ગ્રેજ્યુએટને પડેલો માર."

"માસ્તર ચંદ્રવદન નામનાં એક ગ્રેજ્યુએટને આજ રાત્રે ક્રાફર્ડ મારકેટ નજીક કોઇ મવાલીઓએ સખ્ત માર માર્યો હતો; તેથી તે બેભાન બની ગયો હતો અને પોલીસે તેને સર જમશેદજી જીજીભાઈ હોસ્પીટલમાં ખસેડ્યો હતો. મવાલીઓનો પત્તો લાગ્યો નથી. ચંદ્રવદનના શરીર પરથી મળેલા કાગળો ઉપરથી જણાય છે કે તે થોડા વખત પર મદ્રાસ ખાતે નોકરી કરતો હતો અને ત્યાંથી આજે સ્હવારે જ પાછો ફર્યો હતો. તેના અંગ ઉપરથી કાંઇ લૂંટવામાં આવ્યું જણાતું નથી. વધુ તપાસ ચાલે છે."



## ૩૧
# ઓતમચંદ દોશી



માર પડતાં જ ચંદ્રવદન બેભાન થઇ ગયો હતો, એટલે માર મારનારાઓના સંબંધમાં તે કશી વીગત પોલીસને પૂરી પાડી શકે તેમ નહોતું. દર્દી ભાનમાં આવે ત્યારે પોતાને બોલાવવાની હોસ્પીટલના અધિકારીને સૂચના કરી પોલીસ સબઇન્સ્પેકટર ચાલ્યો ગયો.

ચંદ્રવદનને કમર પર અને માથા પર સખ્ત માર પડ્યો હતો. કમર પર મૂઢ માર પડ્યો હતો અને માથા પર લોહીની ફૂટ થઇ હતી. લોહી ખૂબ વહી જવાને લીધે તે બેભાન બની ગયો હતો. હોસ્પીટલમાં તેને દાખલ કરવામાં આવતાં જ ડાકટરે તત્કાળમાં ઘા સીવી લીધો હતો અને દવા લગાવી પાટો બાંધ્યો હતો. લોહી વહેતું બંધ થઈ જવાથી તેની તબિયત વધુ બગડતી અટકી હતી, પરન્તુ તેને ભાનમાં આવતાં છત્રીસ કલાક થયા.

જ્યારે તેણે આંખ ઉઘાડી ત્યારે આશ્ચર્યની વચ્ચે પોતાને હોસ્પીટલના બિછાનામાં પડેલો જોયો. તેનો મિત્ર નવીનચંદ્ર તેની પાસે બેઠો હતો, તેના પર સૌથી પહેલાં તેની નજર પડી. ચંદ્રવદને આજુબાજુ નજર કરી, દર્દીઓના ખાટલા જોયા, નર્સોને ફરતી જોઈ, અને તેણે પૂછ્યું: "નવીન! હું હોસ્પીટલમાં સૂતો છું?"

"હા, ભાઈ! તારા પર શું શું ગુજર્યું હતું તે કાંઈ તને સાંભરે છે?" નવીનચંદ્રે પૂછ્યું.

ચંદ્રવદન ચૂપ રહીને આંખો આમ તેમ ફેરવવા લાગ્યો. નર્સને ખબર પડી કે દર્દી ભાનમાં આવ્યો છે કે તુરત તેણે દર્દીને ગરમ કોફી પાઇ અને પોલીસ સ્ટેશન પર સબઇન્સ્પેકટરને ખબર આપવા માણસ મોકલ્યો. સબઈન્સ્પેકટર આવ્યો, ત્યારે તેણે ચંદ્રવદનને તેને મારનારાઓ વિષે કાંઇ કાંઇ પ્રશ્નો પૂછવા માંડયા.

પરંતુ ચંદ્રવદનને પોતાને પડેલા માર વિષે કશું સાંભરતું નહોતું ! તેણે ચંદ્રવદનને પૂછ્યું: "તમારે ફરીઆદ નોંધાવવી છે?"

"શામાટે ? કોના પર ?"

"તમને મારનાર ઉપર."

"પણ મને કોણે, કયાં અને કયારે માર્યો તે હું જાણુતો જ નથી."

"ઠી...ક. હવે તમારે ફરીઆદ નોંધાવવી હોય, તો સાજા થાવ ત્યારે પોલીસ સ્ટેશન પર આવજો." એમ કહી સબઇન્સ્પેક્ટરે પોતાની નોકરીની ફરજ અદા કરી લીધી! તેણે પોતાની મેળે ડાયરીમાં કાંઈ લખ્યું, તે સંબંધી રીપોર્ટ કરી વાળ્યો, અને એ પ્રકરણ એટલેથી જ પૂરું થયું.

તે ગયો અને તુરત શંકરલાલ આવ્યો. શંકરલાલે પણ ચંદ્રવદનને બહુ–બહુ પૂછ્યું. પરન્તુ ચંદ્રવદન તેને કશી વીગત આપી શકયો નહિ. તેનું મગજ બહુ નબળું પડી ગએલું છે એમ તેણે જોયું. તેણે નવીનચંદ્રને પૂછ્યું: "ચંદ્રવદનને માર પડ્યો છે એ નક્કી છે, છાપામાં પણ એવું જ આવ્યું છે, તો પછી એ માર મારનાર કોણ હોવા જોઈએ ?"

"છાપાંમાં તો કોઇ મવાલીઓએ માર માર્યો હોવાનું લખ્યું છે, તે ખબર પોલીસ તરફથી અપાઇ હશે. બાકી ચંદ્રવદન તો માર પડ્યા પછી એક શબ્દ પણ બોલી શકયો નથી અને હજી તેને પોતાને પડેલા મારની વાત સાંભરતી જ નથી."

"તે મદ્રાસથી કયારે આવ્યા ?"

"તે પણ કોણ જાણે ? હુંય છાપામાંની ખબરથી આ વાત જાણી શકયો છું."

"વારુ, કૃષ્ણુલાલ શેઠ તરફથી કોઇ તબિયતની ખબર કાઢવા આવે છે ?"

"ના."

"વિભાય નહિ ?"

"ના, કોઇ નહિ !"

શંકરલાલ ઊંડા વિચારમાં પડ્યો. તેની વિચારમુગ્ધતાનું રહસ્ય નવીનચંદ્ર પણ સમજ્યો. બેઉના અંતરમાં એકસરખી શંકાને જન્મ મળ્યો. ઉઠતાં ઉઠતાં તે બોલ્યો: "રાત્રે હું પાછો આવીશ, અને આ પ્રકરણનું રહસ્ય પણ કાંઇક શોધી લાવીશ."

રાત્રે શંકરલાલ પાછો હોસ્પીટલમાં આવ્યો, ત્યારે ચંદ્રવદન ઊંઘતો હતો, પરન્તુ નવીનચંદ્ર તેની બાજુમાં ખુરશી પર તંદ્રામાં પડ્યો હતો. શંકરલાલે નવીનચંદ્રને ચોંકાવનારી ખબર આપી "કૃષ્ણલાલ શેઠ દગો રમ્યા છે. શું થયું તે હું જાણી શક્યો નથી, પરન્તુ તેમણે મારું અપમાન કર્યું, વિભાને મળવા દેવાની મને ના કહી, પોતાના ઘરમાં મારે જરાએ દોઢડહાપણ ન કરવું એવી મને ચેતવણી આપી અને ચંદ્રવદન અહીં આવ્યો હતો કે નહિ તે સંબંધી તથા તેને માર પડ્યો હોવાથી તે હોસ્પીટલમાં પડ્યો છે તે સંબંધી મારી સાથે જરા પણ વાતચીત કરવાની તેમણે મને ના કહી! હું માનું છું કે ચંદ્રવદનને મારનાર મવાલીઓ કૃષ્ણલાલ શેઠના ભાડૂતી માણસો જ હોવા જોઈએ."

"એમ? ત્યારે તો હવે વિભા અને ચંદ્રવદનના લગ્નનો કશો અર્થ જ ન રહ્યો!" નવીનચંદ્રે ચિંતાતુરતાથી ઉદ્‌ગાર કાઢ્યો.

"એ લગ્નનો કશો અર્થ નથી એમ શેઠ માનવા અને મનાવવા માંગે છે, એ વાત સાચી. પરિણામ શું આવશે તે હું કે તમે કલ્પી શકીએ તેમ નથી. વિભા......વિભાવરી... એવી અદ્‌ભુત બાળાને મેં મારા જીવનમાં ક્યાંય જોઇ નથી. તેના સંબંધમાં આપણી કાંઇ પણ ગણત્રી સાચી પડશે કે નહિ તેની ખાત્રી આપી શકાય તેમ નથી."

નવીનચંદ્ર શંકરલાલના આ ઉદ્‌ગાર સાંભળીને વિચારલીન થઇ ખુરશીમાં બેસી રહ્યો. થોડી વારે શંકરલાલે તેને પૂછ્યું: "ચંદ્રવદનની સારવાર તો અહીં ઠીક થતી હશે, પણ તેની દેખરેખ રાખનાર તો તમારા સિવાય બીજું કોઇ નથી ને?"

"અત્યારે તો નથી, પણ મેં તેના પિતાજીને તાર કર્યો છે એટલે આજકાલ આવી પહોંચશે."

" એ ઠીક કર્યું, નહિતો મુંબઇ જેવા શહેરમાં તેનું બિચારાનું કોણ સગું ! કદાચ કાંઇ અનર્થ થાય તો બાપ–દીકરો ભેગા પણ ન થાય."

" સ્હવારે દાક્તર કહેતા હતા કે હવે જીવનું જોખમ રહ્યું નથી, પરન્તુ એકાદ માસ હોસ્પીટલમાં રહેવું પડશે."

બીજા ત્રણ દિવસ વીતી ગયા અને ઓતમચંદ દોશી ધા નાંખતા મુંબઈ આવી પહોંચ્યા. સ્ટેશન પરથી ગાડી કરીને સીધા તે હોસ્પીટલમાં આવ્યા, ત્યારે તો તેમના હોશ–કોશ ઊડી ગએલા દેખાતા હતા. દીકરાનું મ્હોં જોવા પોતે ભાગ્યશાળી થશે કે નહિ તેનો પણ તેમને ભરોસો નહોતો. દીકરાનું મ્હોં જોવા પૂરતી તેમણે સાળંગપરના હનમાનની અને આરાસુરી અંબાજીની બાધા રાખી હતી; અને જ્યારે તેમણે હોસ્પીટલમાં પેસતાં જ ચંદ્રવદનને બિછાનામાં બેઠો બેઠો નર્સના હાથમાંના ચમચાથી કાંજી પીતો જોયો ત્યારે તેમને હોશ આવ્યા: " હે માડી ! હે હરમાન દાદા ! તમે મારી લાજ રાખી !"

ચંદ્રવદનનાં દાઢી–મૂછ અને માથાના વાળ બોડી નાંખવામાં આવ્યા હતા. માથું રૂ અને પાટાના કપડાથી ચોમેર વીંટાળી લીધેલું હતું. શરીર પર માત્ર એક નાનું બદન અને કમરે નાની ઢીલી ચડ્ડી તેને પહેરાવવામાં આવી હતી. શરીર સ્વચ્છ હતું પરન્તુ દવાઓ અને મલમની તીવ્ર વાસ આવતી હતી. મ્હોં તદ્દન ફિક્કું પડી ગયું હતું. પાંચ દિવસમાં જ તેનાં ડાચાં બેસી ગયાં હતાં અને વદન પરનો ઉત્સાહ નાશ પામી ગયો હતો. પુત્રને પ્રેતના જેવી દશામાં પણ જીવતો જોઇને ઓતમચંદ દોશીના જીવમાં જીવ આવ્યો ખરો. પરન્તુ તેની આ દશા જોઇને તેમનાથી રડ્યા વિના રહેવાયું નહિ. તેમણે રડતાં રડતાં પૂછ્યું: " ઓ દીકરા ! આ બધું શું થયું ? કેમ થયું ? મને જરા કહે."

નવીન પાસે જ હતો તેણે કહ્યું: " ઓતમચંદ કાકા ! તેને હમણાં કશું પૂછશો નહિ. કેમ બન્યું ને શું બન્યું તે બધું હું તમને કહીશ."

"અને એ પોતાને મ્હોંએ નહિ કહે ? અવાચક થઈ ગયો છે ?"

"ના, બોલે છે, સાંભળે છે, સમજે છે, પરન્તુ તેના મન પર અસર થઈ જાય એવી કાંઇ લાંબી વાતચીત તેની સાથે કરવી નહિ એવો ડાકટરનો હુકમ છે."

"ત્યારે તેનું મગજ બરાબર કામ નહિ કરતું હોય ?"

"માથામાંથી પુષ્કળ લોહી વહી ગએલું એટલે પહેલાં મગજ ઉપર અસર હતી; પણ એ દિવસથી ઠીક છે. કાંઇ ચિંતા જેવું નથી."

"ચંદ્રવદન ! બેટા ! હવે કેમ છે ?"

"સારું છે, બાપા !" ચંદ્રવદન બોલ્યો અને ઓતમચંદ દોશીને ધીરજ વળી.

નવીનચંદ્ર તેમને પોતાને ઘેર તેડી ગયો. ભોજન કર્યાં પછી તેણે તેમને અથથી ઇતિ સુધીની બધી વાત કહી અને ઓતમચંદ દોશી ઉપર જાણે મોટો પહાડ તૂટી પડયો. દીકરો સાજો થવાનો હતો એટલે તેના જીવનની ચિંતા ટળી ગઇ હતી, પરન્તુ આ 'અપલખણા' છોકરાનાં તોફાન ઉપર તેમને બળતરા થવા લાગી હતી.

"અરરર ! નવીન ! એક મહિનામાં આટલું આટલું બની ગયું અને હું તેમાંનું કશુંય જાણું નહિ, એ તે કેવી વાત ! અને તમે બધા ભણેલા જુવાનીયા આ શાં આળવીતરાં કરી રહ્યા છો ? ચંદ્રવદનનું વેવીશાળ મેં કર્યું છે, આ વર્ષે જ હું લગ્ન કરવાનો હતો, એટલામાં એ છોકરાને પરણવાની આટલી ધાડ કેમ આવી કે પોતાના શેઠની દીકરીને જ ફીટાડી ?"

આ ડોસાના શબ્દો સાંભળીને નવીનચંદ્ર પણ અકળાયો. તેમને શી રીતે વસ્તુસ્થિતિ સમજાવવી, ચંદ્રવદનના હેતુનું રહસ્ય કેવી રીતે તેમના હૃદયમાં ઉતારવું, વિભાને પરણવામાં ચંદ્રવદનનો લગ્નની ઉતાવળનો હેતુ નહોતો એ કેમ કરી તેમના મગજમાં ઠસાવવું, વિભાને ચંદ્રવદને ફીટાડી નહોતી પરન્તુ આત્માના આંતનીદથી

તેઓ પરસ્પર જોડાયાં હતાં એ કેવા શબ્દોમાં ડોસાને કહેવું, એ કાંઈ તે નક્કી કરી શકયો નહિ. તેણે માત્ર ટૂંકો જવાબ આપ્યો : " કાકા, હું તમને કહું તે સાંભળી લ્યો. ચંદ્રવદને જે કાંઇ કર્યું છે તે માટે તેને પસ્તાવો થતો.નથી કે મનેય નથી લાગતું કે તેણે કશું ખોટું કર્યું છે; છતાં તમને જો આળવીતરું લાગે, વંઠેલપણું લાગે, ફાટેલપણું લાગે તો તે તમારી સમજણની વાત છે; પરંતુ આવું કશું હવે તમે ચંદ્રવદનને માંદગીને બિછાને કહેશો નહિ. તેના મગજને ધક્કો લાગે એવું કશુંય બોલવાનું નથી, તે સાજો થયા પછી ભલે તમે તેને લાકડી લઇને મારજો; તે તમારો દીકરો છે અને તમે તેના બાપ છો."

" ઠીક, ભાઈ! ઠીક! તમે બધા સમજુ, ડાહ્યા અને ભણેલા; અમે અભણ અને મૂરખ એટલે તમે કહો તેમ અમારે કરવું. હવે મારે બોલવા જેવું રહ્યું છે જ શું? દીકરાને ભણાવીને મેં પૈસા બગાડયા, ઉપરથી ન્યાત–જાતમાં આબરુ ગુમાવવાના દહાડા આવ્યા; અને વધારામાં ભાઇસાહેબ અપલખણે ચડીને માર ખાઈ ખાટલે પડયા એટલે મારે ઘરડે ઘડપણ આમ દોડાદોડી કરવાની કરમે લખાઈ; એ બધું જાણે ઓછું હોય, તેમ મારાથી દીકરાને બે વેણ કહેવાય પણ નહિ!"

" કહેજો, ખુશીથી કહેજો, પણ હમણાં નહિ. તેને સાજો થવા દો; જોઇએ તો દેશમાં લઈ જજો અને સમજાવજો." નવીનચંદ્રે ડોસાને શાન્ત કરવાને તેમને અનુકૂળ વાતો કહેવા માંડી.

" અરર, પણ નવીન! બે મીલનો માલીક લક્ષાધિપતિ શેઠ, તેની સાથે આવું વેર બાંધવું અને માથું જવાના સોદા ઊભા થયા ત્યાંસુધી તેં ય કશી શિખામણ ન આપી?"

" મેં ન આપી, તે શિખામણ તમે હવે આપજો." નવીને ટૂંકામાં પતાવ્યું.



## ૩૨

# પિતા–પુત્ર વચ્ચે તૂટ !



ચંદ્રવદનના મસ્તક પરનો ઘા જેમ જેમ રુઝાવા લાગ્યો, તેમ તેમ તેના હૃદયનો ઘા વધુ ને વધુ દ્રવવા લાગ્યો. ધીરે ધીરે તેનું મગજ સ્વસ્થ થવા લાગ્યું, તેમ તેમ તેને પોતાની માંદગી પૂર્વેના બધા બનાવો સાંભરવા લાગ્યા. નવીનચંદ્ર ચંદ્રવદનની પાસે એ બનાવોની વાત ઉખાળતો જ નહિ, તેમ જ તેની સૂચનાથી ઓતમચંદ દોશી પણ ચૂપચાપ દીકરાની સારવાર કર્યે જતા હતા, પરંતુ ચંદ્રવદનનં મગજ પોતાની મેળે ભૂતકાળના બનાવોનો રહેંટ ફેરવ્યા કરતું હતું.

હોસ્પીટલમાં એકંદરે ચાર અઠવાડીઆં રહીને ચંદ્રવદન પોતાની ઓરડી પર આવ્યો, ત્યાંસુધી તેને કોઈએ કશી નવી માહિતી આપી નહોતી. ઘેર આવ્યા પછી શંકરલાલે તેને પોતાની માહિતી કહી સંભળાવી, ત્યારે પોતાનાં વીતકની સળંગ વાત તેને બંધબેસતી લાગી. તેણે શંકરલાલને પૂછ્યું : "ત્યારે વિભાવરી તો તેના પિતાના સખ્ત કબજામાં પડી ગઈ."

"હા, તેમ જ બન્યું છે, એમાં કશી શંકા નથી, નહિતો તે તમારી તબિયત જોવા પણ એકાદ–બે વાર જરૂર આવી શકી હોત."

"હવે શું કરવું શંકરલાલ? મારા મિત્ર તરીકે હું તમને પૂછું છું હોં!"

ઓતમચંદ દોશી વચ્ચે બોલ્યા : "કશું કરવું નથી, દીકરા! તેં મુંબઈમાં રહીને બહુબહુ ધીંગાણું કર્યાં; હવે મારે તને મુંબઇમાં રહેવા દેવો જ નથી. દેશમાં ચાલ, ત્યાં બધાં સારાં વાનાં થશે."

શંકરલાલે કહ્યું : "ઠીક છે, દેશમાં જઈને ત્યાંની હવા ખાઈ આવો, એટલે તમને સારી પેઠે આરામ મળશે."

ચંદ્રવદન મૌન જાળવીને બેસી રહ્યો. ઉંડા વિચારમાં પડ્યો હોય તેવી તેની મુખમુદ્રા બની.

ડોસાએ આગળ ચલાવ્યું : "જો ભાઇ, આજસુધી તું ઇસ્પીતાલમાં હતો, એટલે મેં તને કશું કહ્યું નથી; પણ આજે હવે મારે મારો ઊભરો કાઢવો છે."

"કહોને, સાંભળીશ."

"સાંભળીશ તો ખરો, પણ તેં એવા ધંધા કર્યા છે કે જો પાંચ વર્ષ નાનો હોત, તો હું તને લાકડીએ ને લાકડીએ ઝૂડી નાંખત. પારકી દીકરી લઇને નાસી જવું, લક્ષાધિપતિ શેઠની—આપણા જ અન્નદાતાની દીકરીને ફીટાડવી, એ તે કાંઇ આપણા જેવા આબરુદારનો ધંધો કહેવાય? તારા આ ધંધાને કારણે તો મારાથી નાત-જાતમાં મ્હોં નહિ દેખાડી શકાય. તારું વેવીશાળ મેં કર્યું'તું, તે તો તું જાણે છે; આ વર્ષે જ લગ્ન કરવાનાં છે; પણ એટલામાં તો અધીરા થઇને તેં આ ધંધો કર્યો, મારી ગેરઆબરુ થઇ, મારું નાક કપાયું અને ઉપરથી આ મરણતોલ માર ખાવો પડ્યો તે જુદો. ઓ દીકરા! મુંબઇમાં રહીને આવા ધંધા કરવા એ તો બદમાશી કહેવાય."

પિતાનાં શિખામણનાં વાક્યો સાંભળતી વખતે શરુઆતમાં તો ચંદ્રવદનને પિતાને કાંઈ જવાબ આપવાની ઇચ્છા થઇ'તી, પરંતુ છેવટનાં વાક્યો સાંભળતાં એ ઇચ્છા વિલાઈ ગઈ. પોતાનું દિલ ચીરી—ખોલીને બતાવતાં પણ પિતાજીને તે દિલનો સંપૂર્ણ ખ્યાલ આપી શકાય તેમ નથી એમ તેને લાગ્યું. અને પિતાને સમજાવવા જતાં તેમને વધારે દુઃખ ઉપજાવ્યા સિવાય ચાલે તેમ નહોતું. તેણે શુષ્ક જવાબ આપ્યો :

"ઠીક, બીજું જે કાંઈ કહેવું હોય તે કહી લ્યો."

"મારે તો એટલું જ કહેવું છે કે તું દેશમાં ચાલ; મારે હવે તને ઉતાવળે પરણાવી દેવો છે અને દેશમાં જ કાંઈ નાની-મોટી

નોકરી મળી રહેશે તો બસ છે. મને હવે મુંબઈ અળખામણું ઝેર લાગે છે. દેશમાં જે કાંઈ લૂખો-સૂકો રોટલો મળશે તેથી ચલાવીશું. મુંબઈનાં શીખંડપૂરીનો મોહ હવે નથી રાખવો."

ચંદ્રવદને શંકરલાલની સામે જોયું. શંકરલાલ કાંઈ જ સલાહ આપી શકે તેમ નહોતું. છેવટે ચંદ્રવદન બોલ્યો : "હવે પરણવાની વાત મને ન કહેશો, બાપુજી."

"કેમ ? શું તું કૃષ્ણલાલ શેઠની દીકરીને પરણી ચૂક્યો એમ માને છે ? ખાણ ખા મા ખાણ ! જુવાનીની ઘેલછામાં તમે બેચાર દિવસ તોફાન કરી મેલ્યું, તે શું લગ્ન થઈ ગયું માનછ અલ્યા ?"

"હું માનું છું કે હું પરણ્યો છું."

ઓતમચંદ દોશી જરા ઠંડે મીજાજે બોલ્યા : "ઠીક, તું માનતો હોય કે તું પરણ્યો છે અને શેઠ માનતા હોય કે મારી દીકરી પરણી નથી, તો પછી આપણને એવા પરણેતરનું કામ શું છે ? એ લક્ષાધિપતિની ફાટેલ મિજાજની છોકરી કાંઈ આપણા જેવા ગરીબનું ઘર માંડવાની હતી ? માટે એ બધા ભામા મૂકી દે. આપણે શેઠની સાથે વેર બાંધ્યું છે, પણ હવે લંબાવવું નથી; આપણે તો શાંતિ-સમાધાની કરીને દેશમાં જવું છે."

ચંદ્રવદન અને શંકરલાલ બેઉ એકી સાથે ચમકયા અને તેમણે ડોસાના મ્હોં સામે વેધક દૃષ્ટિથી જોયું. શંકરલાલે પૂછ્યું : "શાંતિ-સમાધાની કરવી કેવી રીતે ?"

"જુઓ માસ્તર સાહેબ !" ઓતમચંદ દોશી શંકરલાલને સંબોધીને કહેવા લાગ્યા : "અમે તો ગામડાના વાણીયા, ભોળા અને સીધી લીંટીના માણસ. કૃષ્ણલાલ શેઠને મન મારા દીકરા ઉપર ગમે તેટલું વેર વસ્યું હોય, પણ નમનતાઇ પાસે વેર ઘડીયે ઊભું ન રહે. હું તો ચંદ્રવદનને લઇને શેઠની પાસે જઉં, તેમને ગઇ ગૂજરી ભૂલી જવાનું કહું અને સાથે બેસી ચાહ પીને ઘેર પાછો આવું. શેઠ આકળા થાય અને બે વાતો સંભળાવે તો સાંભળી

લઉં, પણ સામો જવાબ ન દઉં. એ ઠંડા થાય ત્યારે તેમને કહેવાનું હોય તે કહીને માફી માંગીને ચાલતો થઉં. વેર તો એમ વળે, કાંઈ અક્કડ રહ્યે પાર આવે?"

શંકરલાલ બોલ્યો: "પણ એટલેથી એ વેર ટળે તેમ નથી. વિભાવરી સાથે ચંદ્રવદનભાઈનાં લગ્ન થયાં છે તે વાત તેમનાથી ભુલાય તેમ નથી."

"તેનોય મારગ નીકળે, માસ્તર સાહેબ! એ છોકરીના કાંઈ કાગળ-પત્રો હશે તે તેમને આપી દેવા, આપણે લખી આપવું કે લગ્ન થયું નથી અને છોકરીને કહી દેવું કે મારે ને તારે હવે છેલ્લા રામરામ!"

એટલામાં ટપાલી આવ્યો અને ઓરડીમાં એક પરબીડીઉં ફેંકીને ચાલ્યો ગયો. ચંદ્રવદને ઉઠીને પત્ર લીધો.

શંકરલાલ અને ઓતમચંદ દોશી વચ્ચે વાત આગળ ચાલી.

શંકરલાલે કહ્યું: "લગ્નવિધિ થયો તે વખતનો ફોટોગ્રાફ પડાવેલો છે."

"હા, હા, લગ્નના બધા પુરાવા આપણી પાસે હોય તે શેઠને આપી દેવા, એટલે સમાધાની. એમાં મોટી વાત શી? એ એને માર્ગે અને આપણે આપણે માર્ગે. ઘડીયાં લગન લઇને હું એને પરણાવી દેવા હજી તો જાગતા જોધ જેવો બેઠો છું, ત્યાં તેને પોતાને પોતાના લગનની ચિંતા શી?"

એક જ લોહી, પણ સંસ્કારમાં ભિન્નતા; પિતા અને પુત્ર છતાં બેઉના વિચારોમાં જમીન-આસમાનનું અંતર; એક વૃક્ષનાં બે ફળ પણ બેઉના ગુણ-ધર્મ પૂર્વ-પશ્ચિમ જેટલા દૂરસ્થ; જીવનના મૂલ્યાંકન વચ્ચે જ જ્યાં પારાવાર અંતર હોય, ત્યાં વિષમતા ટળે કેમ અને સમતા સ્થપાય કેમ?

પિતાને મન જીંદગી ધાન ખાવા માટે હતી અને ભણતર ધાન કમાવા માટે હતું; પુત્રને મન જીંદગી ઉન્નતિની સાધના માટે હતી અને ભણતર એ ઉચ્ચ ધ્યેયની પૂર્તિની દિશા અજવાળવા માટે

મનની મશાલ રૂપ હતું; પિતાને મન લગ્ન એ ઘરમાં પરાઈ છોકરીને બૈરી તરીકે બેસાડવા માટે અને વંશની વૃદ્ધિ કરવા માટે હતું, પુત્રને મન લગ્ન એ જીવનની અપૂર્ણતા ટાળી એવા ગુણધર્મનો સમન્વય સાધવા માટે હતું કે જે સમન્વય સ્વાત્માને પુણ્યકારક થાય અને આ સૃષ્ટિમાંના જીવનની સાર્થકતા રૂપ બને; પિતાને મન નમ્રતા કેવળ સ્વાર્થ સાધવા માટે પ્રદર્શન કરવાની વસ્તુ હતી, પુત્રને મન એવી નમ્રતા ચારિત્ર્યની ક્ષુલ્લકતા દર્શાવનારો નર્યો દંભ હતો; પિતાને મન સર્વે ગુણો કાંચનમાં વસેલા લાગતા હતા, પુત્રને મન કાંચન કરતાં ચારિત્ર્ય વિશેષ મૂલ્યવાન હતું. આ વિષમતા રૂપી દિવાલને ભેદવાને કોણ સમર્થ બને?

ઓતમચંદ દોશી અને શંકરલાલ વાતો કરતા હતા, તે દરમ્યાન ચંદ્રવદન પત્ર વાંચતો હતો. તે વાંચી રહીને ગજવામાં મૂકતાં તેણે પિતાની સામે ગંભીર મુખમુદ્રાથી જોયું. એટલામાં નવીનચંદ્ર આવ્યો અને શંકરલાલની બાજુએ બેઠો.

ચંદ્રવદને પિતાને પૂછ્યું : "બાપુજી! તમે કૃષ્ણલાલ શેઠને મળવા ગયા હતા ખરા?"

અચકાતાં અચકાતાં ડોસાએ જવાબ આપ્યો : "હા, ગયો'તો ખરો. તારી ગાંડાઈથી શેઠ ગુસ્સે થયા હતા, એટલે એમને જરા ઠંડા પાડવા ગયો'તો."

"ત્યારે એ વાત મને કરી નહિ કેમ?"

"હું તને કહેવાનો હતો, પણ તારી તબિયત જોઇને કહેવાનો વિચાર હતો."

"ત્યારે હવે બધું કહી નાંખો." ચંદ્રવદનના બીડાતા ઓઠમાં આવેશ હતો.

"બીજું કશું કહેવાનું નથી. આપણે શેઠની સાથે સમાધાની કરવી છે એ નક્કી છે; તે વિના આપણો કશો ઉપાય નથી અને કશું વળે તેમ નથી; પછી મારે તને દેશમાં લઈ જવો છે."

"પણ તમે શેઠની સાથે શી વાતો કરી, તે તો કહો."

"બીજી શી વાતો હોય? શેઠ રાજી થાય તેમ કરવાની મેં હા કહી છે અને એક વાર મારે ને તારે તેમને ત્યાં અગર તો બીજે ક્યાંય તેમને મળીને બધી ચોખવટ કરી પછી દેશમાં જવાનું છે."

"બધું તમે તમારી મેળે નક્કી કરી આવ્યા છો, એમ કહોને! અને મારી જીંદગી જેવી રીતે તમે પેલી હરકોરની સાથે જોડી છે તેવી રીતે વિભાવરી સાથેથી તોડવાના બદલામાં તમે પાંચ હજાર રૂપિયાનું પોટલું બાંધવાના છો, ખરું ને?"

"હેં હેં હેં! કોણ એવું કહે છે? શું હું મારા દીકરાને વેચું?" ડોસા જરા ગૂંચવાઇને નિર્દોષતાનો ઢોંગ કરવા લાગી ગયા.

"બાપુજી! હું જાણું છું કે તમે સોદો કરી આવ્યા છો અને સોદાની પતાવટ માટે અને તેમની પાસે તેડી જઇ વિભાવરી ઉપરથી મારો હાથ ઉઠાવી લેવાની સમજુતી કરી આવ્યા છો!" રોષના ઊભરામાં ઓચિંતું ફીક્કું સ્મિત કરીને ચંદ્રવદન બોલ્યો: "પણ કલેજાના લોહીની કીંમત રૂપિયા–આના–પાઇથી અંકાતી નથી! વિભા મારી છે, હું તેનો છું, અને મૃત્યુસુધી અમે એક-બીજાનાં રહીશું. હરકોર હવે મારી બહેન છે; વડીલ પ્રત્યેનો વિનય છોડીને હું આટલું કહું છું, તે માટે મને માફ કરજો!"

ડોસા આ શબ્દો સાંભળતાં સ્તબ્ધ બની ગયા. તેમને લાગ્યું કે અત્યારે ટપાલમાં આવેલા પત્રે જ બધી બાજી ફેરવી નાંખી એટલે તે પત્ર વિભાવરીનો જ હશે. પોતાનું પોકળ ફોડનારી પણ વિભા જ હોય, કારણકે ડોસા શેઠને ઘેર જઈને વાત કરી આવ્યા હતા અને વિભા પણ ઘરમાં જ હોઈ ને તેણે કદાચ એ વાત સાંભળી હોય!

"બસ, થઈ ચૂક્યું! જે છોકરો આમન્યામાં નહિ, તે પુત્ર શાનો?"

"પિતાનો વેચાયો વેચાય તે જ પુત્ર!" ચંદ્રવદને સામી ટકોર કરી.

"હું જઉં છું, નવીનભાઇ!" ડોસો માથે પાઘડી મૂકતાં બોલ્યો: "હવે હું અહીં રહેવાનો નથી. દીકરાને ઝાઝું ભણાવીને મેં મારાં વરસ વેચ્યાં."

"એમ આકળા ન થાઓ, કાકા!"

"ના, હવે અહીં મારી કશી જરૂર નથી. મારે ત્રણ દીકરા છે, તેમાંથી એકને હું અત્યારે ખોઇ બેઠો છું. બસ, હવે એ મારો દીકરો નહિ, હું એનો બાપ નહિ."

ચંદ્રવદન બોલ્યો: "તમે મારા જનક છો અને મને ભણાવ્યો તે તમારો ઉપકાર છે, બાપુજી! એ ઉપકારનું ઋણ જો મારા લોહીથી ફેડાતું હોય તો હું જાન આપવા તૈયાર છું, પરન્તુ જીંદગીમાં છેલ્લી ઘડી સુધી હીજરાવા માટે તૈયાર નથી; અને તેથી મારી જીંદગીની તમારી વેતરણ મને કોઇ રીતે માન્ય નથી."

"ઠીક, ઠીક, ભાઈશ્રી! તમે તમારી મેળે તમારી જીંદગીની વેતરણ કરી લેજો!"

એમ કહી ઓતમચંદ દોશી ચાલતા થયા. તેમને ખરેખર દુઃખ થતું હતું કે ચંદ્રવદનનું હરકોર સાથેનું વેવીશાળ હવે તોડી નાંખવું પડશે અને તેમ કરતાં વેવીશાળ વખતે ખાનગી રીતે લીધેલા પાંચસો રૂપિયા પાછા ઓકવા પડશે!



# ૩૩

# સુખભરી ઘેલછા



ચંદ્રવદનના ચિત્તની આસપાસ જે ઘોર અંધકાર વીંટળાતો જતો હતો તેનો ખ્યાલ શંકરલાલ અને નવીનચંદ્ર બેઉને તુરત જ આવ્યો. ચંદ્રવદનની પરિસ્થિતિથી તે બેઉ જણા સારી પેઠે વાકેફ હતા. વિભાને ખાતર તેણે એક પછી એક દુઃખો વેઠવા માંડ્યાં હતાં. તેના પિતાએ પુત્રનો પણ ત્યાગ કર્યો એ દુઃખમાં થએલો

એક ઉમેરો હતો. તેણે અપકીર્તિ વેઠી હતી, અપમાન સહ્યું હતું, માર ખાધો હતો, લાંબી માંદગી ભોગવી હતી, પિતાનો આશ્રય ગુમાવ્યો હતો, તે માત્ર વિભાને ખાતર; પરન્તુ વિભા હજી તો દષ્ટિગોચરક્ષિતિજની કિનારી પર જ ઊભી હતી! તે એટલું અંતર વીંધીને ચંદ્રવદનની પાસે આવે, તો જ અંધકારનું વાદળ વિંધાઇને પ્રકાશ સાંપડે અને વેઠેલાં બધાં દુઃખો છતાં ચંદ્રવદનનો વદનચંદ્ર પૂર્ણિમાના ચંદ્રની પેઠે પ્રકાશે; પરન્તુ ક્યાં હતી એ આશા? નિરાશાના અતિરેકથી અને દુઃખના ઊભરાથી ચંદ્રવદન મગજશક્તિ ગુમાવી ન બેસે તો સારું, એમ એ બેઉ જણા માંદગીમાંથી તાજા ઊઠેલા એ દુર્બળ દેહ તરફ જોઇને વિચારી રહ્યા.

અધઘડી નીરવતા વ્યાપી ગઈ. ત્રણે જણા પોતપોતાના ઉંડા વિચારમાં મશગુલ બની ગયા. એ નીરવતાનો અંત આણતો એકદમ ચંદ્રવદન બોલ્યોઃ " શંકરલાલભાઈ! કહો, હવે શું કરવું?"

શંકરલાલ જાણે અંધકારમાં જ ફાંફાં મારતો હોય તેમ બોલ્યોઃ "હવે શું થઇ શકે? વિભા મક્કમ હશે—"

"હશે નહિ, પણ છે. આ તેનો જ પત્ર છે. એ પત્રે મારામાં જે ઉત્સાહ રેડયો છે, તે ઉત્સાહના જ ઘુંટડા પીને હું હવે જીવનભર ઝૂઝવા તૈયાર છું!"

એ શબ્દો બોલતાં ચંદ્રવદનના પાંડુ બની ગએલા વદન ઉપર લોહીની સુરખી તરી આવી, તે જ ચમકી કહ્યું અને આંખો તગતગવા લાગી. એ દુર્બળ દેહમાં ઓચિંતો ઉત્સાહનો ઊભરો જોઇને નવીનચંદ્ર આશ્ચર્ય પામ્યો. જે ઉત્સાહ ચંદ્રવદનની વાણીમાં હતો, તે તેની પરિસ્થિતિને બંધબેસતો નહોતો, તેના શક્તિહીન માંદલા શરીરને છાજતો નહોતો. પિતાથી ત્યજાયલો, નિર્ધન, નિર્બળ અને લાગવગ વિનાનો એક જુવાન લક્ષાધિપતિની સામે થવા માટેના ઉત્સાહથી ઉંચો–નીચો થઇ રહે, તેને કબ્જે પડેલી તેની પુત્રીને મળવા જતાં નિષ્ફળ નીવડનાર અને અપમાન તથા માર ખમનાર

તેને મળવા કે મેળવવા જીવનભર ઝૂઝવાની વાતો કરે, તે હરકોઇને પણ આશ્ચર્ય ઉપજાવે. ક્ષણભર નવીનને એમ પણ લાગ્યું કે ચંદ્રવદને મગજની સ્વસ્થતા ગુમાવવા માંડી છે. તેણે કહ્યું: "ભાઇ! ઝૂઝવાની વાત પછી, પણ એક વાર તું તારી તબિયત સુધાર. તને હવાફેરની જરૂર છે, પણ તું તો બાપ સાથે લડી બેઠો એટલે હવે શું કરવું તે મને જ સૂઝતું નથી."

"તબિયતનું તો જે થવાનું હશે તે થશે, નવીન! તું આરામની અને તબિયત સુધારવાની વાત કરે છે, પણ વિભાને મળ્યા વિના આરામ શક્ય નથી, તબિયત સુધરવાનીય નથી. તને કાંઇ ઉપાય સૂઝતો હોય તો કહે."

"સાચું કહું ? મારી તો બુદ્ધિ જ કામ કરતી નથી."

"શંકરલાલભાઈ, તમે શું કહો છો ?"

"હુંએ ગુંચાઉં છું તો ખરો, પણ એક માર્ગ મને સૂઝે છે. હમણાં તમે તમારી નોકરીમાં લાગી જાઓ અને થોડો વખત બધું ભૂલી જાઓ, જાણે કે કશું બન્યું જ નથી. મહીને, બે મહીને કે છ મહીને જ્યારે બધી વાત થાળે પડશે અને શેઠને પણ લાગશે કે હવે વાતાવરણમાં શાન્તિ છે ત્યારે તમારે કોઇ પણ યુક્તિથી વિભાને મળવું અને તેની સાથે ક્યાંય ચાલ્યા જવું."

શંકરલાલને પોતાની પોલીસની નોકરીને અંગે આવા અનેક બનાવો જાણવાના મળ્યા હતા. કેટલીક વાર આવા પ્રયાસો ફતેહમંદ પણ નીવડતા, એટલે તેને પોતાની બુદ્ધિમાં જે કાંઇ સારો માર્ગ લાગતો હતો, તે તેણે બતાવ્યો.

ચંદ્રવદન તે સાંભળીને હસ્યો. તેણે કહ્યું: "તમે યુક્તિ તો બરાબર બતાવી, પણ એક વિચાર તમે ન કર્યો. શેઠ વિભાને બીજે પરણાવી દેવાની ઉતાવળમાં પડ્યા છે એમ વિભા લખે છે; જો એટલો સમય શાન્તિમાં જાય, તો એવું બનવાનો સંભવ છે કે વિભા પોતે જ ઇહલોકમાં રહેવું પસંદ ન કરે!"

"હા, ભાઈ!" શંકરલાલ ચમકતો બોલ્યો: "એ વાત સાચી છે. વિભાને હું બરાબર ઓળખી ચૂક્યો છું. તે એવું સાહસ કરે એવી પણ છે, તેની ના કહેવાય નહિ. હવે, બીજો તો કોઈ માર્ગ સૂઝતો નથી."

"ત્યારે સાંભળો; વિભાની સંમતિ છે અને મારી ય ઇચ્છા છે કે મારે લગ્નના હક્ક પૂરા કરવાને વિભાનો કબ્જો લેવા માટે કૃષ્ણલાલ શેઠની સામે દાવો કરવો, અને એ રીતે વિભાનો કબજો મેળવવો!"

"હેં!!" શંકરલાલ અને નવીનચંદ્રના મુખમાંથી એકી સાથે એ ઉદ્‌ગાર નીકળી પડ્યો.

હાથીની સામે મગતરું અને કૃષ્ણલાલ શેઠની સામે ચંદ્રવદન એ બેઉ બરાબર હતાં. અદાલતોમાં દાવા લડવાની કૃષ્ણલાલ શેઠની શક્તિ ક્યાં અને ચંદ્રવદનની શક્તિ ક્યાં! હરકોઈ માણસ આ વાત સાંભળીને જ તે ઉપર તુચ્છકારસૂચક હાસ્ય કર્યા વિના રહે નહિ. મમતે ભરાયેલા કૃષ્ણલાલ શેઠ કોર્ટે ચડનારની સામે લાખ-પચાસ હજાર ખર્ચી નાંખવા તૈયાર થાય, એટલે બસો–પાંચસોની ગુંજાશવાળો ચંદ્રવદન એક મગતરાની પેટે મસળાઇ જાય એ શું સ્વાભાવિક નથી? ન્યાય પવિત્ર છે તેટલો જ ગરીબો માટે અલભ્ય છે. ન્યાયાલયો જેટલાં મોટાં છે તેટલાં તેમાં પેસનારાઓ માટે મોંઘાં છે. ઘણી વાર શક્તિ અને સમૃદ્ધિ ખર્ચી ન્યાય મેળવનાર કરતાં અન્યાયને મૂગે મોઢે વેઠી લેનાર વધારે ભાગ્યશાળી પણ નીવડે છે. ન્યાયની અદાલતમાં જઇને હારનાર તો હારેલો જ હોય છે, પણ જીતનાર પણ ઘણી વાર હારનાર જેટલો જ હારેલો મનાય છે, કારણકે એ જીત તેને બહુ મોંઘી પરવડેલી હોય છે. વર્તમાન જીવનમાં આવો ન્યાય મેળવવા માટે મગતરા જેવો ચંદ્રવદન કૃષ્ણલાલ શેઠ જેવા હાથી સામે બાથ ભીડવા જવાની વાતો કરે એ શું એક પ્રકારની ઘેલછા નહિ?

નવીન બોલ્યો : "ચંદ્રવદન ! બીજું બધું તો ઠીક, પણ તું લગ્નના હક્ક માટે કોર્ટમાં જવાની વાત કરે છે, એ તો મને તારી ઘેલછા જ લાગે છે. કોર્ટમાં જવા માટે ખર્ચવા તારી પાસે કેટલા પૈસા છે ?"

"ત્રણુસોક રૂપિયા તો મારી પાસે છે."

શંકરલાલ હસી પડ્યો : "ભાઈ! ત્રીસ હજાર ખર્ચનારની સામે આપણા ત્રણુસોનો શો હિસાબ !"

ચંદ્રવદન એકદમ ગંભીર બની ગયો. ભ્રુકુટી ચડવા લાગી. રોષરેષાઓ વદન ઉપર દેખાવા લાગી. કેટલીક વારે તે બોલ્યો : "શંકરલાલભાઈ! માઠું ન લગાડશો. રૂપિયા–આના–પાઈનો હિસાબ ગણવાનું સ્થાન અને સમય જુદાં હોય છે. કેટલાક પ્રસંગો એવા હોય છે કે જીંદગીની કુરબાનીનું મૂલ્ય પણ ઓછું લેખાય. તે સમયે તમે મને કહો કે ત્રણુસો રૂપિયાનો શો હિસાબ, તો મારે એ હિસાબ ગણવો નથી. તમે એમ જ માનો છો કે હું તેમાં હારી જઈશ, એટલું જ ને ? કશી ફીકર નહિ. જીતું તો જ હું લડું અને પૈસા ખર્ચું, એવો વેપારી સોદો મારે કરવો નથી. મારે તો મારા ઉપર કુરબાન થનારી એક બાળાને માટે મારા સર્વસ્વને કુરબાન કરવું છે ! બોલો, હવે તમારે શું કહેવું છે ? તમે કહેશો કે મને ઘેલછા લાગુ પડી છે એમ ને ? ભલે એમ કહો ! મારે મન એ ઘેલછા અંતરાત્માના સુખરૂપ છે."

દિલના સરોવરની પાળો તોડી વહી જતા એ ઉત્સાહજળનો ધોધ જોઈને બેઉ ચૂપ થઈ ગયા. બેઉને લાગ્યું કે ચંદ્રવદન કોર્ટે જવાનો જે વિચાર કરે છે તે કેવળ નકામો છે અને તેની પાછળ તે ખરાબ થશે, છતાં નાણાંને અભાવે તે જીતી શકશે નહિ અને વિભાને પ્રાપ્ત કરી શકશે નહિ ત્યારે તે હાંસીને પાત્ર થશે અને તદ્દન હતોત્સાહ બની જવાથી તેને જીવન પણ અકારું લાગશે; પરંતુ

એવી કોઈ જાતની સલાહ સાંભળવા અત્યારે ચંદ્રવદન તૈયાર નહોતો, એટલે તેમણે એને વિશેષ કહેવાનું માંડી વાળ્યું.

થોડી વાર બેસીને શંકરલાલ ગયો. નવીન ઉઠવાની તૈયારી કરતો હતો એટલામાં "જે જે ચંદ્રવદનભાઈ!" કહેતો એક જુવાન અંદર આવ્યો.

ચંદ્રવદન તેને જોઇ રહ્યો. તેને તેણે ઓળખ્યો પણ તેને પોતાની આંખો પર વિશ્વાસ ન આવ્યો. તેણે પૂછ્યું : "કોણ, આનંદલાલભાઈ?"

"હા, લાંબે વખતે પણ તમે મને ઓળખ્યો ખરો."

"કેમ ન ઓળખું?"

"તમારું શરીર બહુ નંખાઇ ગયું છે."

"હજી ઇસ્પીતાલમાંથી આવ્યાને બે–ચાર દિવસ જ થયા છે."

"હા, મેં છાપામાં વાંચ્યું'તું ખરું. ઇસ્પીતાલમાં તો તમારી તબિયત પૂછવા આવી શકયો નહિ, પણ આજે આ બાજુએ જરા નીકળ્યો એટલે મળવા આવવાનું બન્યું. આ ભાઈ કોણ છે?"

"મારા મિત્ર નવીનચંદ્ર છે."

નવીનચંદ્ર સમજ્યો કે તે ચંદ્રવદન સાથે કાંઈ ખાનગી વાત કરવા આવ્યો છે, એટલે તે "ત્યારે હું જઉં છું, સાંજે મળીશ" એમ કહી ચાલતો થયો.

"કહો, મારા સરખું કાંઈ કામકાજ?" ચંદ્રવદન આ વિચિત્ર વ્યક્તિના આગમનનો ભેદ જાણવા અત્યંત આતુર થયો હતો.

"શ્યામલાલભાઇએ આપની કુશળતા પૂછાવી છે, અને જો અત્યારે જ તમને વખત હોય તો માનચંદ શેઠ તમને મળવા ઇચ્છે છે."

"માનચંદ શેઠ મને મળવા ઇચ્છે છે!"

ચંદ્રવદનના આશ્ચર્યનો પાર નહોતો. વિભા માનચંદ શેઠની

જ પુત્રવધૂ થવાની હતી, અને માનચંદ શેઠ અત્યારે ચંદ્રવદનને મળવા બોલાવે એ શું બનવાજોગ હતું? તેને વિચાર થઇ પડ્યો. કૃષ્ણલાલ શેઠે એક વાર મવાલીઓ પાસે માર ખવરાવ્યો; માનચંદ શેઠ હવે પોતાને ઘેર બોલાવીને પૂરો કરવાનો વિચાર તો નહિ કરી બેઠા હોય? ચંદ્રવદન વહેમાયો. તેણે કહ્યું : "આનંદલાલભાઈ! હું સમજી શકતો નથી કે શેઠને મારું શું કામ પડ્યું છે?"

"કામ વિના તો તે આપને બોલાવવા મને મોકલે નહિ જ, અને એ કામ હું જાણતો નથી; પણ એટલું તો હું આપને કહી શકું છું કે તમારી પ્રત્યે શેઠને બહુ લાગણી થઈ આવી છે."

"મારી પ્રત્યે માનચંદ શેઠની લાગણી!"

માનચંદ શેઠની પુત્રવધૂનું અપહરણ કરનાર ચંદ્રવદન ઉપર તેમની લાગણી હોય એ ચંદ્રવદન કેમ માની શકે?

"હા, તમારી પ્રત્યે શેઠની લાગણી છે, અને તેથી તમારી સાથે કાંઈ વાતચીત કરવા તમને બોલાવ્યા છે."

ચંદ્રવદન વિચારમાં પડી ગયો. એક વાર દૂધથી દાઝનાર બીજી વાર છાશ ફૂંકીને જ પીએ. તેણે કહ્યું : "અત્યારે તો નહિ, પણ કાલે સ્હવારે આઠ વાગે હું આવીશ."

"ત્યારે સ્હવારે મોટર લઇને હું તમને તેડવા આવીશ." એમ કહી આનંદલાલ ઉઠ્યો.

માનચંદ શેઠને ત્યાં એકલા ન જતાં નવીનને સાથે લઇને જવાને માટે ચંદ્રવદને સ્હવારનો વાયદો કર્યો હતો.



## ૩૪

# "વંઠેલી"ની ફજેતી માટે !



વિભા અને ચંદ્રવદનનું પ્રકરણ મુંબઈ જેવા નગરમાં પણ છાપાના પાના પર ન ચડયું, તો પણ તે લાંબો વખત લોકવાયકામાં અણુવણાયલું રહી ન શકયું. લોકવાયકા અનેકમુખી રાક્ષસી છે. તેનાં જેટલાં મુખ હોય છે તેટલા તે ફુત્કાર કરે છે અને પ્રત્યેક ફુત્કારથી વાતાવરણમાં અવનવી લહેરો ઉઠે છે. તે લહેરો જેના કાનો પર અથડાય છે, તે વળી તેને જુદી દિશામાં વિશેષ ગતિ આપે છે અને જનસ્વભાવ કોઈ એવી બહુરૂપિતાવાળો છે કે તે તેને અવનવા સ્વાંગ પહેરાવીને વહેતી મૂકે છે અને એ રીતે એકનાં અનેક અને અનેકનાં અસંખ્ય રૂપોવાળી લહેર જનતાની વચ્ચે તાંડવ મચાવતી ઊડયા કરે છે ! વિભા અને ચંદ્રવદનનું પ્રકરણ એ રાક્ષસીનાં મુખોમાં બરાબર જકડાયું હતું અને ઠેર–ઠેર કૃષ્ણલાલ શેઠની ન્યાતમાં ને ન્યાત બહાર, મુંબઈ નગરમાં અને તેનાં પરાંમાં, વેપારી વર્ગમાં અને ઇતર ધંધાદારીઓમાં, ઉપહાસરૂપે ને કુતૂહલરૂપે, કટાક્ષપૂર્વક કે ફૂટ પ્રશ્નની ચર્ચાપૂર્વક ફેલાયે જતું હતું.

પ્રારંભમાં માનચંદ શેઠથી સત્ય વાત છુપાવવામાં કૃષ્ણલાલ શેઠ ફાવી શકયા હતા, પરન્તુ થોડા જ દિવસમાં માનચંદ શેઠ બધું જાણી ગયા. તેમને બહુ વસમું લાગ્યું હતું. પોતાના પુત્રને માટે નક્કી થએલી કન્યા બીજા કોઈની સાથે નાસી જાય તે તેમને ન જ ગમે; તેમાં પોતા કરતાં વિભાની પોતાની અને તેના બાપની વિશેષ નાલાસી હતી એમ તેમને લાગ્યું, છતાં પોતાના પુત્રની યોગ્યતા ઉપર પણ આડકતરો આક્ષેપ થવા પામતો હતો એ તેમના ધ્યાનની બહાર રહ્યું નહિ. આ આક્ષેપ તેમને અસહ્ય લાગતો હતો. "વિભા વંઠી ગઈ, તો જહાન્નમમાં ગઇ, પરન્તુ મારા પુત્રની યોગ્યતા ઉપર

લાગતું કલંક જો ભુંસાય તો સારું" એમ તેમના મનને લાગ્યા કરતું હતું, કારણકે એ કલંક જો ન ભુંસાય તો ન્યાતમાંથી પોતાના પુત્રને બીજી કન્યા ન મળે અને શ્યામલાલ કુંવારો રહે તો પોતાની આબરુ જાય, એ સ્થિતિ તેમને બહુ સાલતી હતી.

માનચંદ શેઠની આ મૂંઝવણમાં આનંદલાલની ચતુરાઈ શેઠની મદદે ધાઈ. તેણે શેઠને સલાહ આપી અને તે શેઠને રુચી. તે સલાહ પ્રમાણે વર્તવા શેઠ તૈયાર થયા. આ સલાહ એ હતી કે વિભાને વંઠી ગએલી છોકરી તરીકે ખૂબ ફજેત કરવી, કે જેથી લોકો એમ માને કે શ્યામલાલ અને વિભાનું લગ્ન ન થવા પામ્યું તેમાં વિભાની હલકાઈ જ જવાબદાર હતી–શ્યામલાલની નાલાયકાત નહિ!

"હા, આનંદલાલ! એ છોકરીને ખૂબ ખૂબ ફજેત કરવી જોઇએ, પણ તે હવે આપણાથી કેવી રીતે બને?"

"બની શકે તેમ છે, શેઠ સાહેબ, હું કહું તેમ કરો તો!"

"કહો, હું તૈયાર છું."

"પાંચ-દસ હજાર ખર્ચવા પડશે."

"ખર્ચીશ."

શેઠનું એ વચન લઇને જ આનંદલાલ ચંદ્રવદનને મળવા આવ્યો હતો. ફરીથી તે મોટર લઇને આવ્યો અને ચંદ્રવદન તથા તેની સાથે નવીનચંદ્રને લઇને તે માનચંદ શેઠ પાસે પહોંચ્યો.

ચંદ્રવદન સાવધાન હતો, પરન્તુ શેઠના વિશાળ દિવાનખાનામાં તે પહોંચ્યો અને શેઠને મળ્યો ત્યારે તેને લાગ્યું કે પોતાને અહીં લાવવા માટે કોઈ જાતનું કાવતરું રચાયું નથી.

માનચંદ શેઠે જરાએ કોપ કે તિરસ્કાર વિના ચંદ્રવદન અને નવીનચંદ્રને આવકાર આપ્યો અને પોતાની સામે ખુરશી પર બેસાડ્યા. આનંદલાલ પણ તેમની પાસે જ બેઠો. ચંદ્રવદને આજુબાજુએ શંકાશીલ દૃષ્ટિએ જોયું, પણ તેને કશું મલીન વાતાવરણ પ્રસરેલું લાગ્યું નહિ.

થોડી વારમાં ચાહના ચાર પ્યાલા આવ્યા. ચંદ્રવદન વહેમાયો: "ચાહમાં ઝેર હોય તો ?" તેણે પ્રકટ કહ્યું: "હું ચાહ પીતો નથી, શેઠ સાહેબ !"

"તો કાંઈ નહિ, ત્રણ પ્યાલા મૂકી જા, રામા !"

નવીન બોલ્યો : "મને પણ ચાહની બાધા છે."

"તો ભલે બે જ પ્યાલા રહ્યા."

શેઠે અને આનંદલાલે ચાહ પીધી. શંકાશીલતાનું વાતાવરણ હવે કેવળ નાબૂદ થઈ ગયું હતું, છતાં ચંદ્રવદનનું કુતૂહલ શમ્યું નહોતું. પોતાને બોલાવવાના હેતુના સંબંધમાં હજી શેઠે જરાએ વાત ઉચ્ચારી નહોતી.

છેવટે શેઠ ગંભીર વદને બોલ્યા : "ચંદ્રવદન માસ્તર ! હું તો તમને આજે પહેલી જ વાર જોઉં છું. બધો બનાવ હું જાણું છું. મને જો ખબર હોત કે તમે અને વિભાવરી પરસ્પર આકર્ષાઈ ચૂકયાં છો, તો હું વેવીશાળ જ ન કરત, પણ ખેર. એ તો જે બનવાનું હતું તે બની ગયું. આ વીસમી સદી છે; દીકરાને કે દીકરીને પગ બાંધીને પરણાવવાનું હવે કાંઈ બની શકે તેમ છે ? નહિ જ. આ જમાનાનાં છોકરાંને ઘટતી છૂટ તો આપવી જ જોઈએ. મને જો કૃષ્ણલાલ શેઠે વેળાસર આ વાત કહી હોત, તોએ હું તેમને આટલી હદ સુધી દુરાગ્રહ પકડી બેસવાની સલાહ ન આપત."

માનચંદ શેઠના વિચારો સાંભળીને ચંદ્રવદન આશ્ચર્ય પામતો હતો.

"આપે સત્ય સ્થિતિ કયારે જાણી ?"

"ઘણી જ મોડી, વિભાવરીને શંકરલાલ પોતાને ત્યાં લઈ ગયો ત્યારપછી. પરન્તુ ત્યારપછી તો કૃષ્ણલાલ શેઠ મને કોઈ વાર મળ્યા નહિ, મને કશું પૂછ્યું નહિ, એટલે ચાલી–ચલાવીને તેમની પાસે જવાનું મને કાંઈ ઠીક લાગ્યું નહિ."

"સ્વાભાવિક છે."

"તમારી તબિયત તો હવે સારી છે ને?"

"જી હા, સારી છે. હોસ્પીટલમાંથી શક્તિવર્ધક દવા આપે છે તે લઉં છું."

"તો સારું. કૃષ્ણલાલ બીજી ગમે તે રીતે વર્ત્યા, તેની મને કાંઇ ખાસ પરવા નથી, પરન્તુ તેમણે તમને માર ખવરાવ્યો એ તો અધમતાની હદ થઈ ગઈ છે. અને મેં સાંભળ્યું છે કે તમે હવે વિભાવરીને મળવા પણ જઈ શકતા નથી, એ સાચું?"

"જી હા."

"એનું કારણ શું?"

"તે લોકોને એમ મનાવવા માંગે છે કે વિભા હજી કુંવારી છે."

"એમ મનાવવાનાં સાધનો શાં?"

"હું તો કાંઈ જોઈ શકતો નથી. તેથી ઉલટું લગ્ન થઇ ચૂક્યું હોવાનાં અનેક પુરાવારૂપી સાધનો છે."

"કૃષ્ણલાલ શેઠની બુદ્ધિ બહેર મારી ગઇ છે કે શું?" રોષમાં શેઠની ભ્રૂકુટી પર આંટણ પડ્યું: "હવે તે શામાટે આમ વેવલાં વીણે છે? તે દીકરીને સુખી કરવા ઇચ્છે છે કે દુઃખી?"

શેઠ ગંભીર બનીને વિચારમાં પડતા દેખાયા અને થોડી ક્ષણો કશું બોલ્યા નહિ.

"હું તો આમાં તેમની નીચતા જ જોઉં છું. તેમણે તમને ભૂલથાપ આપીને મદ્રાસ મોકલ્યા, પછી મળવા ન દીધા અને ઉપરથી માર ખવરાવ્યો, આ બધું શું? કુલીન માણસનાં તે આવા લક્ષણ હોય?"

આનંદલાલે કટાક્ષમાં ઉદ્‌ગાર કાઢ્યો: "એમની કુલીનતાની વ્યાખ્યા કાંઈક જુદી જ હશે!"

"સારું થયું કે એવા સગાની સાથે સંબંધ જોડતાં પ્રભુએ મને બચાવ્યો. ચંદ્રવદન! બીજું તો હું શું કહું? તમારી સ્થિતિ પર મને જરા લાગણી થઇ આવી તેથી તમને મેં જરા મળવા

બોલાવ્યા હતા. લોકવાયકામાં કેટલું સાચું છે તે જાણવાને તમારી પાસેથી જાણવાયોગ્ય જાણ્યું હોય તો ઠીક, એમ માનીને તમને તસ્દી આપી છે."

"આપની માયાળુતા માટે આભાર માનું છું." ચંદ્રવદને ટૂંકો જવાબ આપ્યો.

"એમાં આભાર માનવાની જરૂર નથી. મેં કાંઈ તમારું કલ્યાણ કર્યું નથી કે તમને મદદ કરી નથી. તમારું લગ્ન વિભા સાથે થયું અને મારા પુત્રનું ન થયું તે માટે મને હર્ષ–શોક પણ નથી. મને તો એટલું લાગે છે કે કૃષ્ણલાલ શેઠની નાદાની તમને હેરાન કરે છે અને પોતાની પુત્રીને પણ દુઃખી કરે છે. વારુ, હવે તમે શું કરવા ધારો છો ?"

"હવે શું થઈ શકે વારુ ?"

"એ તો હું પણ કેવી રીતે જાણું ! જીંદગીમાં આવા પ્રસંગોમાંથી તો કયો દુર્ભાગી પસાર થયો હોય ? તમે કોઈ ડાહ્યા માણસની સલાહ લ્યો."

અત્યારસુધીની વાતચીતથી માનચંદ શેઠે ચંદ્રવદન ઉપર સુંદર છાપ પાડી હતી. તે આટલા ઉદાર, શાણા અને ઠરેલ વિચારના તેમ જ માયાળુ હશે તેની કલ્પના પણ તેને નહોતી. તેમના સંબંધમાં જે કાંઈ માનસ ચિત્રો ચંદ્રવદને દોર્યાં હતાં, તેમની વાતચીતમાં જે કાંઈ ધ્વનિની તેણે કલ્પના કરી રાખી હતી, તેથી કેવળ ઊલટું જ તેણે અહીં જોયું, સાંભળ્યું તથા અનુભવ્યું હતું. શેઠની મમતાભરી મીઠી વાણીએ તો આ મૂંઝવણભરી પરિસ્થિતિમાં તેના ઉપર જાદૂઈ અસર કરી હતી એમ કહીએ તો ચાલે. એ જાદૂઇ અસર હેઠળ તે બોલ્યોઃ "વિભાને કબજે લેવા માટે હું કોર્ટે જઉં તો તે સંબંધે આપનો શો અભિપ્રાય છે ?"

"એ માર્ગ જરા ખર્ચાળ છે, પરન્તુ જો છૂટકો જ ન હોય તો પછી ઠીક છે." શેઠે મિતાક્ષરી જવાબ વાળ્યો.

"અત્યારની સ્થિતિ જોતાં છૂટકો નથી."

"લગ્ન પુરવાર કરવાનાં તમારી પાસે પૂરાં સાધનો છે? દસ્તાવેજી પુરાવા પણ છે?"

"જી હા."

"તો પછી કશી ફીકર નહિ. ખુશીથી કોર્ટ મારફતે કબજો મેળવો." શેઠે ચંદ્રવદનને ઉત્તેજન આપ્યું: "પણ તમે બરાબર ખર્ચ તો કરી શકશો ને? આ મુંબઇની કોર્ટ છે."

"કેટલું ખર્ચ થશે? મારી પાસે ત્રણસો રૂપિયાથી વધારે રકમ નથી."

શેઠ હસ્યા. "માસ્તર! ત્રણસો રૂપિયાની શી વિસાત! પણ હશે, તમે નાહિંમત ન થશો. તમે અને વિભા સુખી થતાં હશો, તો હું મારા એક સોલીસીટર મિત્રને તમારે માટે ભલામણ કરીશ."

"તો આપની કૃપા."

"પણ જુઓ, મને એમાં કશો સ્વાર્થ નથી. તમારી મૂંઝવણ માટે મને કાંઇક લાગણી થાય છે અને કૃષ્ણલાલ શેઠની નાદાની ઉપર રોષ ચડે છે, તેથી હું સોલીસીટરને ભલામણ કરીશ, અને જોઈશે તો પાંચ–પચીસ રૂપિયા આપીશ. પરંતુ મારું નામ બહાર ન આવે એટલું ધ્યાનમાં રાખજો."

"એ તો હું સમજું છું. આપનું નામ કોઇ નહિ જાણે. આપ આટલા ઉદાર છો તે મેં આજે જ જાણ્યું. ખરું કહું, શેઠજી? હું તો આપને સ્થિતિચુસ્ત, લોભી, સાંકડા મનના અને જૂના વિચારના જ આજસુધી માનતો હતો." ચંદ્રવદને હૃદય ખોલવા માંડયું.

શેઠ ખડખડાટ હસ્યા. "હા, ભાઈ હા! અમારા વેપારી વર્ગનો અને ખાસ કરીને વાણીઆઓનો તો સૌ એવો જ હિસાબ ગણવાના, અને તમેય એમ માનતા હો તેમાં શી નવાઇ? જુઓને, કૃષ્ણલાલ શેઠ પણ મારા જેવા, જેવડા અને મારી જ ન્યાતના છે ને!"

"સૌ સરખા નથી હોતા, તે હું જાણું છું; પરન્તુ આપના સંબંધમાં તો મારી બધી ગણત્રીને આપે આજે ઊંધી વાળી છે."

શેઠ ફરીથી હસ્યા. ચંદ્રવદન ઉઠયો અને જવા લાગ્યો. શેઠ તેને ખંડના બારણાસુધી વળાવવા ચાલ્યા અને બારણા પાસે ધીમેથી તેમણે ચંદ્રવદનને કહ્યું: "આનંદલાલ તમને વખતોવખત મળશે, અને મારી વતી તમારા કામમાં મદદ કરશે" અને છેવટે જરા ઉતાવળે બોલ્યા: "અને જ્યારે તમને વિભાવરીનો કબજો મળે ત્યારે તમે સૌથી પહેલો મારો આશીર્વાદ લેવા આવજો, હોં!"

અને શેઠની મધ જેવી જીભમાંથી ઊભરાઇ જતી લાગણીથી ઉપકૃત થતા ચંદ્રવદનને તે વખતે આનંદથી હસવું આવ્યા વિના રહ્યું નહિ.

શેઠને સંતોષ થયો કે મામલો કાર્ટમાં જશે એટલે એ 'વંઠેલી' છોકરીની ફજેતીના ફાળકા ખૂબ ખૂબ ઊડશે!



## ૩૫

## શંકરલાલ ખટપટનો ભોગ બને છે.



કૃષ્ણલાલ શેઠે વિભાવરીને પોતાને કબજે લીધા પછી તેને બીજા પતિ વેરે પરણાવવાના જે યત્નો કર્યાં હતા, તે યત્નોમાં તે પાર પડયા નહોતા, તેથી તેમણે છેવટનો ઉપાય લેવાનો નિશ્ચય કર્યો હતો. આ ઉપાય વિભાને બળાત્કારે ન્યાતના જ કોઇ જુવાન વેરે પરણાવીને સાસરે વિદાય કરી દેવાનો હતો. પરંતુ આ ઉપાયનો અમલ કર્યા પૂર્વે તેને ચંદ્રવદનથી કાયમને માને વિખૂટી પાડવી જોઇએ, તેને એવું ભાન કરાવવું જોઇએ કે હવે પોતે ચંદ્રવદનની સાથે જઈને રહી શકે તેવી આશા જ નથી; અને ચંદ્રવદનને પણ ભાન થઇ જવું જોઈએ કે હવે વિભાની પાછળ હવાતિયાં મારવામાં કશો

સાર નથી. વિભાના દિવસો એકાંતમાં, બેચેનીમાં અને અશ્રુપાતમાં જતા હતા, પરંતુ નિરાશા કે નાસીપાસી તેને સ્પર્શતી નહોતી. બીજી બાજુએ શેઠે ચંદ્રવદનને ફરેબમાં નાંખી મદ્રાસ મોકલ્યો હતો, તે પાછો ફરતાં તેને અપમાનપૂર્વક હાંકી કાઢવામાં આવ્યો હતો અને છેવટે તેને માર મરાવી ઇસ્પીતાલ સેવવાની સ્થિતિમાં મૂકયો હતો, પરન્તુ તે પણ નિરાશા કે નાસીપાસીનો ભોગ બન્યો નહોતો. બેઉ દિલમાં સમાન દર્દ હતું, બેઉમાં સમાન પ્રેમ હતો, બેઉમાં સમાન બલિદાનતત્પરતા હતી, બેઉને મન આ જીંદગીનો જ સોદો હતો : બજારુ સોદા કરનાર કૃષ્ણુલાલ શેઠને એ અપાર્થિવ સોદાનો ખ્યાલ કયાંથી હોય !

ચંદ્રવદન હવે પોતાના માર્ગમાંથી દૂર ગયો એમ શેઠને લાગતું હતું. તે હવે કશું કરી શકવાનો નથી, એવી શેઠની ખાત્રી હતી. આથી જે વખતે ચંદ્રવદન ઇસ્પીતાલમાં હતો, તે વખતે કૃષ્ણુલાલ શેઠ ન્યાતમાં વિભાવરીને માટે વર શોધી રહ્યા હતા. જે જુવાનોનાં નામ શેઠે મેળવી રાખ્યાં હતાં તેમાંના એક પછી એક જુવાનોના વડીલોને તેમણે બોલાવ્યા અને વિભાના વેવીશાળનું કહેણુ મૂકયું, પરન્તુ એક પછી એક ઘણાખરાએ ના કહી. એક જણે પોતાના દીકરા માટે વિભાનો સ્વીકાર કરવાની હા કહી, પરન્તુ બીજે જ દિવસે આવીને તે કૃષ્ણુલાલ શેઠને ના કહી ગયોઃ " શેઠ સાહેબ ! માફ કરજો, હું તો તૈયાર છું, પણ છોકરો ના કહે છે. " આ પ્રમાણે સર્વ સ્થળેથી વિભાનો અસ્વીકાર થઈ ગયો. અસ્વીકારનાં કારણો વિવિધ હતાં. કોઈને લાગતું કે છોકરી છકેલી છે, બીજાની સાથે નાસી ગએલી હતી, તેને લઇને શું કરવું ? કોઈને બ્હીક લાગતી કે માનચંદ શેઠ જેવા લક્ષાધિપતિના દીકરા વેરે અપાએલી કન્યા આપણે લઈએ, તો માનચંદ શેઠને માઠું લાગે અને એવા મોટા માણસની સાથે સારાસારી રાખવામાં જ લાભ છે. કોઈ વળી વિભા અને ચંદ્રવદન ઉપર સહાનુભૂતિની દષ્ટિથી એમ માનતું કે

એ બિચારાં સ્વેચ્છાથી પરણ્યાં હતાં, તેમને છોડાવીને પરણવાની આપણને શી જરૂર છે? ન્યાતમાંથી કયાં બીજી કન્યા મળવાની નથી!

આ પ્રમાણે બધેથી વિભાનો અસ્વીકાર થયો અને ન્યાતમાં કોઇ તેને લેવા તૈયાર નથી એમ તેમણે જોયું, ત્યારે તેમના કાળજામાં અત્યંત દુઃખ થઈ આવ્યું. વિભાને ન્યાતમાં પરણાવવા માટે આટ–આટલું કર્યું, છતાં છેવટે આવું પરિણામ આવ્યું, તે વિષે વિચાર કરતાં તેમના ઊંડાઊંડા અંતરમાં લાગ્યું : "મેં ભૂલ કરી, તેને ચંદ્રવદન પાસે જ રહેવા દીધી હોત તો ઠીક હતું!"

"પણ હવે?" શેઠે અંતરને પ્રશ્ન કર્યો, પણ અંતર કશું બોલતું નહોતું!

"ચંદ્રવદન પાસે મોકલી દઉં?" અંતરને બીજો પ્રશ્ન કર્યો. અંતરમાંની અસ્મિતાએ ઊભરાઇને જવાબ આપ્યો : "દુનિયામાં મૂર્ખ ઠરવા?" અને શેઠ શૂન્યચિત્ત બની હાથમાં હડપચી ટેકાવી રહ્યા.

જેમ જેમ દિવસ જવા લાગ્યા, તેમ તેમ શેઠની મૂંઝવણ વધતી હતી. ગૂંચવાઇ ગએલો કોયડો કેમે કર્યો ઊકલતો નહોતો. "હવે વિભા બીજા કોઈને પરણવાની હા પાડે, તોપણ હું શું કરું?" એ પ્રશ્ન ઉપર તે વારંવાર નિઃશ્વાસ નાંખતા હતા.

એક દિવસ સ્હવારમાં તેમણે છાપામાં વાંચ્યું: "હિંદુ સંસારી મુકર્દમો : પત્નીનો કબજો મેળવવા માટે એક જુવાનની લક્ષાધિપતિ જૈન સસરા ઉપર ફરીઆદ."

શેઠના કાળજામાં જાણે આગ લાગી. આજસુધી તે બનાવ તેમણે અનેક પ્રયત્ને છાપાંમાં જતો અટકાવ્યો હતો, તે જ હવે છાપાંને પાને ચડી ચૂકયો હતો અને ન્યાયની અદાલતમાં ચુંથાવાનો હતો. "એ બદમાશ હવે છેલ્લે પાટલે બેઠો!" એવો ઉદ્ગાર મનમાં જ કાઢતાં કૃષ્ણલાલ શેઠનું મ્હોં ગુસ્સાથી લાલ–લાલ બની ગયું. "હું પણ તેને બતાવી આપીશ કે તે કેવોક વિભાનો કબજો લઈ શકે છે!" એ તેમનો ઉદ્ગાર હતો.

શીઘ્રકોપી સ્વભાવવાળા આવા કેટલા વડીલોએ પોતાના પુત્ર–પુત્રીઓના ભવ બાળ્યા છે, તેની ગણત્રી કોઈ કરી શક્યું નથી–કરી શકશે નહિ.

શેઠનો કોપ ક્ષણે ક્ષણે વધતો ચાલ્યો. હવે કેસ બરાબર લડવો પડશે એ તો તે જાણતા જ હતા, પરન્તુ બીજી બાજુએ તેમને પોતાની અસહાય સ્થિતિનો ખ્યાલ હતો. "વિભાનું હવે શું કરવું?" એ પ્રશ્ન અંતરમાં ઉંડો ઉંડો દબાવી રાખ્યા છતાં તે તરીને ઉપર આવતો હતો અને શેઠને મૂંઝવતો હતો. ક્રોધ, અકળામણ, પ્રતિષ્ઠાહાનિ, છોકરીના ભવિષ્યની ચિંતા, એ બધાંના એકીસામટા આક્રમણથી શેઠની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી.

એટલામાં બહારથી અવાજ આવ્યો : "કૃષ્ણલાલ શેઠ છે કે?"

શેઠ એકદમ આંસુ લૂછી નાંખી સ્વસ્થ થયા. તેમણે મી. પારપીયાનો સ્વર ઓળખ્યો હતો. તે ઉઠીને દિવાનખાનાને બારણે તેમને સામા લેવા આવ્યા. પારપીયા શેઠની સાથે હાથ મિલાવીને દિવાનખાનામાં જઈ બેઠા. શેઠે સામેની ખુરશી પર બેસી પૂછ્યું : "કેમ સાહેબ, આજે કાંઈ આ તરફ?"

"તમોને જ મલવા આવ્યો છું. આ છાપામાં આવ્યું છે તે શું છે? મને કાંઈ સમજ પડતી નથી. શંકરલાલ તો કહેતો'તો કે છોકરી તમોને સોંપી છે." પારપીયાએ પૂછ્યું.

"સાહેબ, તમારા એ શંકરલાલનાં જ આ બધાં કારસ્થાન છે. એક બાજુએ છોકરીને મને સોંપી અને બીજી બાજુએ પેલા બદમાશને ચઢાવીને તેની પાસે છોકરીનો કબજો લેવાનો કેસ મંડાવ્યો."

પારપીયાની ભ્રૂકુટી ચઢી. "શું બોલો છો તમે? શું શંકરલાલે એવું કર્યું? પણ તમારી છોકરી તેને પરણેલી ખરી કે નહિ?"

"અરે સાહેબ! પરણેલી શાની? તેને ભોળવીને લઇ જઇને છુપાવેલી, એ તે કાંઈ પરણેતર કહેવાય?"

"પણ પેલો કોરટમાં ગયો છે, તો તે પરણેતર સાબીત કરવાનો ને?"

"અરે, શું સાબીત કરે, એના બાપનું કપાળ? આ તો મારી પાસેથી લાખ–અધલાખ રૂપિયા પડાવવાની બાજી માત્ર છે, અને શંકરલાલે તેમાં ભાગ કર્યો છે."

"એ...મ? શંકરલાલ આવો માણુસ છે? ઠીક છે, હું જોઈ લઈશ. કહો, બીજું કાંઈ?"

"કશું જ નથી."

"આ અત્યારે જરા વાંચ્યું તેથી મને ચિંતા થઈ અને અહીં મોટરમાં દોડતો આવ્યો. પણ કાંઈ ખાસ ચિંતા જેવું નથી ને?"

"ના, કાંઈ ખાસ ચિંતા જેવું નથી; પણ વાત છાપે ચડી, એટલું જરા લાગે છે."

"એ તો શું કરીએ બા? ખરાબ માણુસની પાસે બેઠા હોઇએ, તોએ છાંટા ઊડે છે, તો આથી તો લોકમાં વગોવાઇએ તેમાં નવાઈ શી? અને છાપાવાલાનું તો તમો જાણો છો ને? આવા મુકદ્દમાઓને તો તે લોકો બહુ અગત્ય આપે છે, કારણકે લોકોને બી એવું વાંચવું બહુ ગમે છે!" એમ બોલતા મી. પારપીયા ઉઠ્યા અને શેઠ પાછા વિચારમાં ડૂબ્યા.

જે બનાવટી વાતોથી શેઠે મી. પારપીયાના કાન ભર્યાં હતા, તેથી પારપીયા ઉપર માઠી અસર થઇ હતી. બપોરે જ શંકરલાલ ઓફીસમાં આવતાં પારપીયાએ તેને ઉધડો લીધો. શંકરલાલે એ આખું પ્રકરણ કહેવા માંડ્યું પણ પારપીયાની ધીરજ રહી નહિ અને કહ્યું: "હું તો તમોને એમ કહું છું કે તમોને મેં એ છોકરીની શોધ કરવાનું સોંપ્યું હતું, તેના ઘરની વાતોમાં ડાહ્યા થવાનું કહ્યું નહોતું."

"હા, સાહેબ! હું તેમના ઘરની વાતોમાં ડાહ્યો થવા ઇચ્છતો પણ નહોતો; પરન્તુ તેમણે પોતાની મેળે મને બીજી વાતોમાં વચ્ચે પાડ્યા હતો, મારા પોતાના વચનથી તે છોકરી તેના પિતાને ઘેર ગઈ હતી, તેમણે મને આગ્રહપૂર્વક પોતાને ત્યાં બોલાવ્યો હતો, વિભાને સમજાવવાનું અને ધીરજ આપવાનું તેમણે જ મને સોંપ્યું હતું, એટલે મેં મારી નૈતિક ફરજ સમજીને એ કામ કર્યું હતું." શંકરલાલે જવાબ આપ્યો.

"એ તમારી નૈતિક ફરજ નહોતી. છોકરીને શોધ્યા પછી તમારે તે સાથે કશાય લેવાદેવા ન હોય, તો પછી વચન લેવાં કોણનાં અને દેવાં કોણનાં? અને હવે તમો પેલા બદમાશ ચંદ્રવદનની બાજુએ ચડ્યા છો?"

"કોણ કહે છે?"

"હું જાણું છું. તમો તેને ઘેર વારેવારે જાવ છો."

"હા, જઉં છું, પણ તેને કોર્ટમાં જવાની સલાહ મેં આપી જ નથી."

"તમારા કરતાં મેં વધુ વરસ ગાળ્યાં છે, મીસ્ટર શંકરલાલ! તમે તમારા ઉપરીને બનાવી કહાડો છો?"

"માફ કરો, સાહેબ! હું ના કહું છું, છતાં આપને મારા પર શંકા જ હોય, તો મારું રાજીનામું લઈ લ્યો! જોખમભરેલી છૂપી પોલીસની નોકરી અને ઉપરથી અવિશ્વાસ એ બેઉ વાતને સાથે બની શકતું નથી."

પારપીયાને પોતાના ઓદ્દાનું અપમાન થતું લાગ્યું. તેમણે શંકરલાલ સામે ડોળા કાઢીને કહ્યું: "તમે મને ચેલેંજ કરો છો?"

"આપ જે સમજો તે સાચું."

"બહુ સારું, રાજીનામું મૂકી દો!"

અને શંકરલાલે તે જ ક્ષણે રાજીનામું લખી આપી ચાલતી પકડી.



## ૩૬

# " હર્ષ–શોકના રંગીન પાટા "



**प्रारब्धमुत्तमजना न परित्यजन्ति** એ નીતિવાક્યનો જગતમાં વધારે સદુપયોગ થયો હશે કે દુરુપયોગ થયો હશે તે કહી શકાય તેમ નથી. ઉત્તમ મનુષ્યો પોતે પ્રારંભેલા કાર્યને અધવચ છોડતા નથી પણ તેને છેવટસુધી લઇ જઇને પાર ઉતારે છે : એ તાત્પર્યનો એવો અર્થ કરનારા પણ આ જગતમાં છે કે–જેઓ પ્રારંભેલા કાર્યને અધવચ નહિ છોડતાં પૂરું કરે છે તેઓ જ ઉત્તમ મનુષ્યો છે, પછી ભલે એ પ્રારંભેલું કાર્ય અવિચારપૂર્વક કે સહસા આરંભી દેવામાં આવ્યું હોય અને તેનાં સારાં–માઠાં ફળની ગણત્રી કરવામાં ન આવી હોય ! અનેક દુરાગ્રહીઓ પોતાનું કાર્ય ઇષ્ટ છે કે અનિષ્ટ છે તેની વિચારણા કર્યા વિના એ કાર્યને જળોવત્ વળગી રહેવામાં જ ઉત્તમ મનુષ્યત્વ સમજી રહ્યા હોય છે !

કૃષ્ણલાલ શેઠે વિભાને ચંદ્રવદનથી છૂટી પાડવામાં જે હેતુ ધારી રાખ્યો હતો, તે પાર પડી શક્યો નહોતો. વિભા બીજાને પરણવા તૈયાર થઈ નહિ અને બીજું કોઈ વિભાને પરણવા તૈયાર થયું નહિ; પરન્તુ એક વાર ચંદ્રવદન વિભાને પરણ્યો નથી અને પરણી શકે જ નહિ એવું જગતને બતાવવાને જે બાજી તેમણે અત્યારસુધી ખેલ્યા કરી હતી, તે બાજી હવે તો પૂરી કર્યે જ પ્રતિષ્ઠા જાળવી શકાય તેમ છે, એવી માન્યતાથી તેમણે મુખ્ય હેતુ અફળ જવા છતાં પોતાનો દુરાગ્રહ ન છોડ્યો તે ન જ છોડ્યો. ઉંડા ઉંડા અંતરમાં તેમને પશ્ચાત્તાપથી વેદના થતી, પરન્તુ એ વેદના તે કદાપિ–કોઈની પણ પાસે વ્યક્ત કરતા નહિ; અજાણતાં એ પશ્ચાત્તાપ કોઈની પાસે પ્રકટ ન થઈ જાય તેની એ સંભાળ રાખતા. પોતે શરુ કરેલી બાજી પોતે અધૂરી નહિ જ મૂકે તેવી પ્રતીતિ

ઉપજાવવાને તે આંતરૂબાહ્ય મથન કર્યા કરતા, અને એ મથનમાં વિભાવરીના ભવિષ્યને તે છેક જ ભૂલી ગયા.

એક વાર એકાંતમાં વીજળીબાઈ શેઠની પાસે આવ્યાં અને આંસુ આણીને બોલ્યાં : " ભાઈ! આ તો ભૂંડું થયું. વાત કોરટે ગઈ, વિભા કેમે કરી સમજી નહિ, તમેય તેને બીજા કોઈ વેરે પરણાવતા નથી, હવે કરવું શું ? "

શેઠે ભ્રૂકુટી ચઢાવીને બ્હેનને ઠપકાભરી આંખે કહ્યું : " એમાં તમે ગભરાઓ છો શું ? એમાં કશું જ ભૂંડું થયું નથી. એ છોકરો આકાશ-પાતાળ એક કરશે તોપણ લગ્ન સાબીત કરી શકવાનો નથી કે વિભાને કબજે લઈ શકવાનો નથી. અને લગ્ન તો આ ઘડી કરી નાંખી શકું તેમ છું, પરન્તુ આ કેસનો અંત આવ્યા વિના તે કાંઈ બને નહિ. "

"ન્યાતમાં કોઇ વર તૈયાર છે ?" વીજળીબાઇએ ઉત્સુકતાથી પૂછ્યું.

શેઠે હિંમતભર્યા સ્વરે કહ્યું : " અરે, એકને બદલે એકવીસ તૈયાર છે ! "

" પણ કહે છે કે એ રડચાએ છાપામાં કાંઈક નોટીસ છપાવી છે. "

" હા, છપાવી છે, તે હું જાણું છું, પણ એવી તો કાંઈ નોટીસો ઘોઈ પીધી ! આ કેસ પૂરો થાય કે તુરત લગ્ન કરી નાંખીશું. "

" પણ વિભા કોરટમાં કાંઈ ઊંધું ભરડશે તો ? "

" તમારે બૈરાંએ આવી ચિંતા શામાટે કરવી જોઇએ તેની મને સમજ પડતી નથી. " શેઠ બહેન ઉપર કાંઈક ગુસ્સાથી બોલ્યા: " શું હું એ બધું નહિ સમજતો હોઉં ? "

વીજળીબાઇ મુગાં મૂગાં ચાલતાં થયાં. શેઠે હિંમત દાખવવામાં કશીએ કચાશ રાખી નહિ, પરન્તુ તેમના અંતરમાં ધ્રાશકો પડી ચૂક્યો હતો. વિભાને કોર્ટમાં હાજર કરવાની ફરજ પડે, તો તે કેવી જુબાની આપે તે તેમના ખ્યાલમાં આવતું હતું.

તેમણે સોલીસીટરની સલાહ લીધી અને તુરત જ ઘેર આવીને વીજળીબાઇને કહ્યું : "બહેન ! તમે તૈયાર થજો અને વિભાને પણ તૈયાર થવાનું કહેજો. આપણે આજે રાતની ગાડીમાં બહારગામ જવાનું છે."

"ક્યાં જવાનું છે ?"

"તેનું તમારે શું કામ છે ?" શેઠે કરડે સ્વરે જવાબ આપ્યો. શેઠ આજકાલ ઉશ્કેરાયેલા જ રહેતા હતા.

વિભાને વરધી મળી ગઈ અને તે ખળભળી ઉઠી. "ક્યાં જવું છે ?" તેનો જવાબ વીજળીબાઈ પણ આપી શકે તેમ નહોતું.

વિભાની મનઃસ્થિતિ અવર્ણનીય બની ગઈ હતી. પિતાના પ્રકટ શત્રુ બનીને પોતાને હવે પિતાની સાથે લડવું પડશે એ સ્થિતિ તે જોઈ ચૂકી હતી અને એ દુષ્કર કાર્ય માટે જોઇતી શક્તિનો તે સંગ્રહ કરી રહી હતી. જ્યારે તેણે જોયું હતું કે ચંદ્રવદનથી પોતાને છૂટી પાડવામાં પિતાજી જ દગો રમ્યા છે, ત્યારે તે નિરાશ થઈ હતી, સ્વામીને પુનઃ ક્યારે મળી શકાશે તેની ઝંખનાથી તે શરીરે સુકાતી જતી હતી, ચિંતામાં તેના વદન પરની લાલિમા નાશ પામતી હતી, પરન્તુ એ પરિસ્થિતિની મૂંઝવણનાં રોદણાં રાત-દિવસ રડવામાં તેણે કાંઈ જ સાર્થકતા જોઈ નહોતી. હવે તો દૃઢ રહેવા માટે પોતાની ઇચ્છાની વિરુદ્ધ પડનારાં સર્વ કોઇની સાથે લડી લેવું અને તેમ કરતાં જે શારીરિક માનસિક પ્રહારો વેઠવા પડે તે વેઠી લેવા એ જ તેનો એકનો એક નિશ્ચય હતો.

મુંબઈ છોડ્યા પહેલાં તેની પાસે હવે થોડો જ સમય રહ્યો હતો. તેણે ચંદ્રવદનને તુરત પત્ર લખી નાંખ્યો.

"મારા ચંદ્ર !

"સર્વદા પૂર્ણિમા રહેતી નથી, એક વાર અમાવાસ્યા પણ આવે છે; છતાં ચંદ્ર ધૈર્યવંત છે, તે નભમાં પરિભ્રમણ કરવાનો ઉદ્યમ ચાલુ જ રાખે છે અને તેની કળા ધીરે ધીરે વધતી જાય છે.

'હર્ષ-શોકના રંગીન પાટા, ચિત્રવિચિત્ર પડ્યા જીંદગીમાં' એ કલાપીની કવિતાપંક્તિનો પાઠ પઢાવનાર પતિને મારે શું કહેવાનું હોય? કશું જ નહિ. તારા ધૈર્યને ખૂટવા ન દઇશ.

"વિભાવરી ચંદ્ર વિના ઉલ્લસિત થતી નથી અને ચંદ્ર વિભાવરી વિના ફિક્કો હોય છે. કોઈ દૈવી સંકેતથી જ આપણાં નામ નિર્માણ થયાં હશે અને આપણો સંબંધ કેટલો દૈવી છે તે તું અને હું બે જ જાણીએ છીએ. જેઓ તે નથી જાણતાં તેઓ આપણાં શત્રુ બની બેઠાં છે, પરન્તુ રાહુના નિષ્ફળ ગ્રાસ છતાં ચંદ્ર તેનો તે જ છે એ આજે આખી દુનિયા જુએ છે. વહાલા, તું વિભાનો છે, વિભા તારી છે; વિભા અન્યની થયા પહેલાં તે મુડદું થઇને પડી હશે તે તું નક્કી માનજે.

"મેં તને સૂચવ્યું હતું કે તું કોર્ટમાં જઇ મને મેળવવા યત્ન કર અને મને કોર્ટમાં બોલાવી છેવટનો નિર્ણય મારી જ જુબાની દ્વારા કરાવી લે; તેં તેવો યત્ન તો કર્યો પરન્તુ તેમાં એક અણધારી ગૂંચવણ આજે ઊભી થાય છે. મને અને વીજળી ફોઇને બહારગામની મુસાફરી માટે તૈયાર થવાની પિતાજીએ વરધી આપી છે, જોકે અમારે ક્યાં જવાનું છે, શામાટે જવાનું છે, તે કશું મને કહેવામાં આવ્યું નથી. છતાં હું અનુમાન કરી શકું છું.

"એ અનુમાન ભયંકર છે. મારે માટે કોઈ બીજા વરની તપાસ કરવાને પિતાજી કેટલાક વખતથી મથ્યા કરતા હતા, એટલે તેવી કોઇ મૂર્તિ તેમને મળી આવી હશે અને મુંબઇમાં હો-હા નહિ થવા દેવાને તેમણે મને બહારગામ લઈ જઈને પરણાવી દેવાની બાજી રચી હશે એમ હું માનું છું. અને જો મારું આ અનુમાન સાચું જ નિવડશે, તો મારા ચંદ્ર! મારો આ તને છેલ્લો જ પત્ર છે એમ સમજજે અને વિભાવરીની જીવંત મૂર્તિનું ફરીથી દર્શન કરવાની આશાનો ત્યાગ કરજે. આ ભયપૂર્વક હું તારી પાસે મારા બધા અપરાધોની અત્યારથી ક્ષમા માંગી લઉં છું, મને ભૂલી જવા તને

વિનવું છું અને કોઇ બીજી જ સુભાગ્યવતી બાળાને વિભાવરી બનાવી લેવાની વિનંતિ કરું છું. તારું જીવન મને પ્રિય છે, એ જીવન સૂકું અરણ્ય ન બની જાય તે માટે મને કાળજી રહ્યા કરે છે; હું ઈહ-લોકમાં ન હોઉં તેથી તું એ જીવનને અરણ્ય ન બનાવી મૂકીશ, વ્હાલા ! તેને એવું રસભર રાખજે કે પરલોકમાં બેઠી બેઠી પણ તારા જીવનને જોઈને હું રાચ્યા કરું !

" પરંતુ આ અનુમાન જો ખોટું જ નીવડે, કિંવા મારા સાફ-સાફ નકારથી કાંઇ અસર થવાથી લગ્નવિધિ અટકી જવા પામે અને હું જીવતી હોઉં તો નક્કી માનજે કે હું તારી છું અને તારા અંકમાં બેઠી હોઈશ ત્યારે જ મને વિરામ મળવાનો છે. હું જ્યાં હોઇશ, ત્યાંથી તને પત્ર લખીશ-ના, લખવા યત્ન કરીશ, કારણકે ધીરે ધીરે મારા પરનો જાપ્તો વધતો જાય છે અને આ પત્ર હું લખું છું તે પત્ર ટપાલની પેટીમાં નાંખવાની તક મને મળશે કે કેમ તે માટે શંકા છે. મારા એ યત્નને સફળતા મળે કે ન મળે એ વિધિના હાથમાં છે.

" અને પ્રિયતમ ! મારી છેવટની વિનંતિ એ છે કે-તું નાસીપાસ ન થઇશ, હું જીવતી છું ત્યાંસુધી તો નહિ જ. તાપ વરસાવતો પ્રચંડ સૂર્ય અસ્તાચળ પર જશે, ફરી શીતળતા પ્રસરશે, હું પાછી ફરીશ અને તું આવી પહોંચીશ, એટલે ફરી આપણે આકાશને હીંચકે હીંચી આનંદચિત્કારથી આખા નભોમંડળને ગજાવી મૂકીશું.

" લી. તારી જ વિભા. "

વિભા પત્રને પરબીડિયામાં નાંખી, ઉપર સીરનામું કરી ટપાલની ટીકીટો પૂરી ચોડી રહી નહોતી, એટલામાં બિહારીએ આવીને કહ્યું: " શેઠ સાહેબ કહે છે કે તમે ઉતાવળે જમી લ્યો, હવે અહીંથી નીકળવાને વાર નથી. "

વિભાએ પત્ર તૈયાર તો કર્યો પરન્તુ તેને છુપાવવાની જરૂર હતી. કપડાંની પેટીમાં મૂકવાથી કદાચ જડતી લેવાય એવી બીક

હતી. આથી તેણે તે પત્ર પોતાના કબજાના અંદરના ખિસ્સામાં જ છુપાવી દીધો.

ઉતાવળે ઉતાવળે તેણે જમી લીધું. મોટર તૈયાર થઇને ઊભી હતી. વીજળી ફોઇનાં કપડાંની પેટી ક્યારની મોટરમાં જઇને પડી હતી. વિભા જમી અને પોતાનાં કપડાંની પેટી ચાકરડી પાસે ઉપડાવીને નીચે ઊતરી મોટરમાં બેઠી કે તુરત મોટર ઉપડીને સ્ટેશન પર આવી.

બીજા વર્ગની ત્રણ ટીકીટો અગાઉથી રીઝર્વ કરાવવામાં આવી હતી, એટલે ક્યાંની ટીકીટો લેવાઇ તે વિભા જાણી શકી નહિ, પરન્તુ ડબા ઉપર બાંધેલા લેબલ પરથી તેણે જોઇ લીધું કે પોતાને ક્ષેમનગર લઈ જવામાં આવે છે. ક્ષેમનગર કૃષ્ણુલાલ શેઠનું મૂળ વતન હતું. ત્યાં તેમની ન્યાતનાં ઘણાં ઘર હતાં.

પોતા પાસેનો પત્ર તેને વારંવાર સાંભર્યા કરતો હતો. ગાડી ઊપડવાને થોડી વાર હતી, એટલે વિભા સ્ટેશન પર જતાં આમતેમ ટહેલવા લાગી અને ગાડીમાંના જ ટપાલના ડબાની 'લેટર બોક્સ'માં તેણે પત્ર નાંખી દીધો. કૃષ્ણુલાલ શેઠે દૂરથી તેને પત્ર નાંખતી જોઈ. તે મનમાં બળી ગયા, આંખ લાલ બની ગઈ, પરંતુ હવે વિભાની પ્રતાપશીલ મુખમુદ્રા એ કરડા સ્વભાવના પિતાને પણ ડારતી હતી!



## ૩૭

## વાઘજીભાઈની વનિતા



પિતા અને ફોઇની સાથે વિભા ક્ષેમનગરમાં પહોંચી. પ્રત્યેક ક્ષણે નજીક આવતા ભયની કલ્પનાથી તે ચમકતી હરિણીની દશા અનુભવતી. એક દિવસ ગયો, બે દિવસ ગયા, ત્રીજો દિવસ ગયો અને કૃષ્ણુલાલ શેઠે મુંબઇ પાછા ફરવાની તૈયારી કરી, ત્યારે

વિભાનું અંતર કાંઇક શાન્તિ અનુભવવા લાગ્યું. ક્ષેમનગરમાં પોતાની ન્યાતનાં ઘણાં ઘર હતાં, એટલે વિભાને ભય હતો કે ત્યાંના જ કોઈ વર સાથે પોતાને ફેરા ફેરવી દેવાનો વિચાર હશે. એ ક્ષણ આવી પહોંચતાં શું કરવું તેનો તેણે પાકો વિચાર કરી રાખ્યો હતો. જે ક્ષણે તેને થનારા લગ્નની ખબર મળે, તે ક્ષણે પૂરતા દૃઢ નિશ્ચયથી પિતાને સાફ સાફ સુણાવી દેવું, અને છતાં બળાત્કારે ફેરા ફેરવવાનો પ્રયત્ન કરવામાં આવે તો ઝેર ખાઇને ચોરીમાં બેસવું એવો તેણે પોતાના મન સાથે સંકેત કરી રાખ્યો હતો. ચંદ્રવદન પ્રતિના પત્રમાં તેણે લખ્યું હતું કે " વિભાવરીની જીવંત મૂર્તિનું ફરીથી દર્શન કરવાની આશાનો ત્યાગ કરજે " તે ક્ષણે 'પોટેશ્યમ ક્લોરાઇડ'ની નાની બાટલી તેના કબજાના ખિસ્સાના એક ખૂણામાં છુપાઇ પડેલી જ હતી ! પરન્તુ એ સમય હવે તત્કાળમાં નહિ આવે એમ વિભા જોઇ શકી. તો પછી મુંબઇમાંથી પોતાને અહીં ખસેડવાનો પિતાનો શો આશય હશે, તે સમજતાં વિભાને વાર લાગી નહિ. મુંબઇની અદાલતમાં ચંદ્રવદને માંડેલા કેસમાં પોતાની જુબાની લેવાતી અટકે તે સિવાય બીજો કશો આશય વિભા જોઈ શકી નહિ. અને પોતાની જુબાની વિના ચંદ્રવદને પત્નીનો કબજો લેવાને માંડેલી ફરીઆદ કેવળ મારી જાય, એ વિભા તત્ક્ષણ સમજી ગઈ. એક નવી ચિંતા હવે તેના અંતરમાં જન્મ પામી.

ક્ષેમનગરમાં વિભા ઉપર સખ્ત જાપતો રાખવામાં આવ્યો હતો. મુંબઈને સ્ટેશને શેઠે તેને ટપાલની પેટીમાં પત્ર નાંખતી જોઈ હતી, ત્યારથી શેઠ સમજી ગયા હતા કે વિભા ચંદ્રવદન ઉપર પત્ર લખવાને મળેલી નાની સરખી તકનો પણ લાભ લીધા વિના રહે તેવી નથી, અને હવેથી તેને એવી એક પણ તક મળવી ન જોઇએ. આ ખાસ કામ માટે શેઠે મુંબઈ પહોંચતાં જ બિહારીને ક્ષેમનગર મોકલી દીધો, કારણકે એવી પેહેરેગીરીના કામમાં તે પ્રિયંકરાની પાસે રહીને સારી પેઠે ઘડાયલો હતો.

વિભાને આખો દિવસ ઘરમાં બેસી રહેવું પડતું. સાંજે તે ફરવા જતી ત્યારે વીજળીબાઈ તેની સાથે જતાં. તેને ધર્મક્રિયાઓ ઉપર પ્રેમ નહોતો છતાં પગ મોકળો કરવાને તે કોઇ વાર દહેરે જતી, તો ત્યાં પણ વીજળીબાઇ સાથે જતાં. ટપાલની ટીકીટ તેને આપવાની સખ્ત મનાઇ હતી અને વિભા પોતાની બેઠકના ઓરડાની બહાર ક્યાંક જાય કે તુરત બિહારી તેના ઓરડાની જડતી ગુપચુપ લઇ લેતો. આવી તકેદારીની વચ્ચે વિભા ચંદ્રવદનને પત્ર લખીને મોકલી શકે એ શક્ય નહોતું, અને ચંદ્રવદનનો પત્ર ટપાલમાં આવ્યો હોય, તો તે તો તેને પહોંચાડવામાં આવે જ શાનો ?

વિભાને સમજાવવાના અનેક યત્નો નિષ્ફળ ગયા પછી હવે કાંઇ ખાસ યત્નો કરવા જેવું રહેતું જ નહોતું. શેઠને એવા કોઇ યત્નોમાં સફળતા મળે એવો વિશ્વાસ નહોતો, એટલે વાઘજીભાઇ શાસ્ત્રીએ એક વધારે વાર વિભાને સમજાવવાને યત્ન કરવાનું કહ્યું હતું ત્યારે શેઠે તેમ કરવાની ચોખ્ખી ના પાડી હતી.

શેઠ મુંબઇ ગયા પછી વાઘજીભાઈ વીજળીબાઇ પાસે આવ્યા, ત્યારે પણ વીજળીબાઇએ કહ્યું: " શાસ્ત્રીજી ! હવે એને સમજાવવાની માથાફોડ કરવામાં કશો સાર નથી. તેનો સ્વભાવ જ બગડી ગયો છે. ઘરમાં સૌને જોઇને તે ઘુરકયા કરે છે અને તમે તેને કાંઇ કહેવા જશો તો તે તમારુંય અપમાન કરશે."

આથી શાસ્ત્રીજીએ વિભા પાસે જવાનો વિચાર માંડી વાળ્યો, પણ વીજળીબાઈ પાસેથી ઉઠતાં ઉઠતાં તેમને બીજો વિચાર આવ્યો અને તેમણે કહ્યું: " વીજળી બહેન ! એક વાત કહું ? મારા ઘરમાં બૈરાં બહુ જ હોંશિયાર છે, અને બાઈમાણસને બાઇમાણસ જેવું સમજાવી શકે તેવું કોઈ સમજાવી ન શકે, એટલે તમે કહો તો હું તેમને મોકલું. તમે જરા એકાદ વાર તેને વિભાની સાથે મેળવી આપશોને, તો પછી તે પોતાનું કામ બરાબર સંભાળી લેશે; અને વિભાને કેવી યુક્તિથી સમજાવવી તે હું ઘેરથી તેને શીખવીને જ મોકલીશ."

આ વાત વીજળીબાઇને કાંઈક રુચી અને તેમણે હા કહી, એટલે શાસ્ત્રીજીએ બપોરે પોતાનાં ગૃહદેવીને વીજળીબાઈની પાસે મોકલ્યાં. વીજળીબાઇએ તેમને સત્કાર્યાં : "આવો ગુલાબ ભાભી !"

"હા, બહેન ! વિભાવરી બ્હેન ક્યાં છે ?"

"અંદર છે, આવોને."

વીજળીબાઈ ગુલાબ વહુને અંદર તેડી ગયાં અને વિભાને તેમની ઓળખાણ કરાવી : "વિભા ! આપણે ત્યાં શાસ્ત્રી વાઘજીભાઇ આવ્યા'તા ને, તેમનાં આ વહુ છે."

"એમ કે ? આવો કાકી ! શાસ્ત્રીજીને તો હું ઓળખું, પણ તમને ન ઓળખું." વિભા વિનયપૂર્વક બોલી.

"તમે દેશમાં ભાગ્યે જ કોઈ વાર આવો એટલે ન ઓળખો, અને મને પરણ્યે પણ પાંચ–છ વરસ જ થયાં."

વિભા જોઇ રહી કે ગુલાબ વહુ અઢાર–ઓગણીસ વર્ષની વયનાં જ હતાં. સાઠ વર્ષના શાસ્ત્રીજીની આવી જુવાન વહુ, એ જોઇને વિભાને ખેદ થયો અને હસવું પણ આવ્યું. પણ વિભા શાસ્ત્રીજીને ઓળખતી હતી, તેમના શાસ્ત્રને કાંઈ ઓળખતી નહોતી. શાસ્ત્રીજીને ઘેર અગ્નિહોત્ર હતું. વિધુર અગ્નિહોત્રી પર અગ્નિદેવની અકૃપા થતી હોવાનું શાસ્ત્રીજી જાણતા હતા એટલે તેમને શાસ્ત્રાજ્ઞાને માન આપવા માટે પરણવું પડ્યું હતું ! તેમને બે પુત્રો અને પુત્રોને પણ પુત્રો હતા, પરંતુ તેઓ જુદા રહેતા હતા અને પત્નીનું મરણ થતાં શાસ્ત્રીજી ઘરમાં એકલા રહે તે તેમને ગમતું નહોતું. રાંધી ખવાડનારની તેમને મુશ્કેલી નહોતી, કારણકે ઘેર રસોઇઓ હતો, છતાં તેમને પરણ્યા વિના ન ચાલ્યું. શું કરે બિચારા ! તે રાંડ્યા ત્યારે ન્યાતમાંથી તેત્રીસ કહેણ આવ્યાં હતાં અને બધી દીકરીઓનાં માબાપ તેમને પોતાની દીકરીનું માગું જ સ્વીકારવાનો આગ્રહ કરતા હતા. બત્રીસ કન્યાઓને શાસ્ત્રીજીએ નાપાસ કરી, કારણકે તે બધી

મોટી વયની કન્યાઓ હતી, અને મોટી વયની કન્યા રજસ્વલા થએલી જ હોય; રજસ્વલા થએલી કન્યાનું લગ્ન કરનાર દોષભાગી થાય એવું મનુમહારાજ ફરમાવી ગયા હોવાથી તેર વર્ષની ગુલાબને પસંદ કરી તેમણે શાસ્ત્રાજ્ઞાનું પાલન કર્યું હતું. ગુલાબ હોશિયાર હતી, ચહેરે મહોરે નમણી હતી, શાસ્ત્રીજીની નીચી દેહયષ્ટિને પણ સુઘટિત થાય તેવી હતી, એટલે ગુલાબનું ભાગ્ય ઉઘડયું હતું તથા તેને વિશુદ્ધ ઋષિકુળનો, શાસ્ત્રપારંગત અને વળી ધનવાન પતિ પ્રાપ્ત થયો હતો !

ગુલાબ વહુ શામાટે આવ્યાં હતાં, તે વિભા સમજી શકી નહિ; પણ થોડી અહીંતહીંની વાતો ચાલવા લાગી, વીજળીબાઈ કાંઈ બ્હાનું કાઢીને જતાં રહ્યાં, અને પાછળ વાતચીતમાં ગુલાબે વિભાના લગ્નની વાત છેડવા માંડી ત્યારે વિભા સમજી કે પોતાને સમજાવવાનો આ એક વિશેષ પ્રયત્ન થવા લાગ્યો છે.

"વિભા બ્હેન !" ગુલાબ ડાહ્યું મ્હોં રાખીને બોલી: "તમારી કેટલીક વાતો મેં સાંભળી છે; તમે બહુ જ હઠીલા સ્વભાવનાં લાગો છો. આપણુ બૈરાંનો અવતાર રહ્યો, એવી હઠ છાજે ?"

વિભા ફીકકું હસી: "ન છાજે ? આપણે બૈરાં રહ્યાં, એટલે ગાય કે બકરી જેવાં પશુ છીએ ? આપણને સુખ–દુઃખની લાગણી ન હોય ?"

"હોય તો ખરી, પણ આવા ફજેતા આપણને ન શોભે. વેવીશાળ તોડવાં, કોર્ટના ઝગડા ઉપાડવા, છાપે ચડવું; બળ્યું, એટલું –એટલું થાય, તોય તમને કંટાળો ન આવે ?"

"કંટાળો તો આવે છે, પણ આપણુ બૈરાંના વડીલોને એવો કંટાળો કેમ નહિ આવતો હોય, એ મને સમજાતું નથી."

"વડીલો તો મોટાં લેખાય; આપણે નાનાં અને વળી બૈરાં."

"એટલે તેમણે સળગાવેલી આગમાં આપણે બળી મરવું જ જોઇએ !"

"એવું શું બોલતાં હશો, બહેન! એમાં આગ શી? બ‹
મરવું શાનું? દિકરી ને ગાય, દોરે ત્યાં જાય, અને જ્યાં જાય, ત
સ્વર્ગ રચાય!"

"અને નરક હોય તોય સ્વર્ગ સમજી લેવાનું, ખરું ને?"

"તમે તો જબરાં!" ગુલાબ સ્મિત કરીને બોલી: "બાબા
નરક જુએ ખરાં? અને નરક હોય એમ માની લ્યો, તોય તે
સ્વર્ગ કરવું તે આપણા જ હાથમાં છે."

"ગુલાબ કાકી! આ બધું તમે શાસ્ત્રીજી પાસેથી શીખ્યાં હે
તેવું લાગે છે. ઠીક, હું ધારું છું કે તમે મારાથી એકાદ–બે વ
મોટાં હશો. તમે જ્યારે શાસ્ત્રીજીને પરણ્યાં, ત્યારે શાસ્ત્રીજીને અને
એમના ઘરને સ્વર્ગ માનતાં'તાં કે નરક? સાચું કહેજો, ઈશ્વરને
હૃદયમાં રાખીને બોલજો, તમને મારા સોગંદ છે."

"સ્વર્ગ!"

"કાકી! તેર વર્ષની વયે ચોપન વર્ષના પતિને પરણનાર
બાળાને પતિનું ગૃહ સ્વર્ગતુલ્ય લાગતું હોય, તેવાં તમે એક જ છો,
નવ્વાણું બાળાઓ એને નરક માનનારી છે. તમે એમ તો નહિ
માનો કે એ બધી મૂર્ખ અને તમે જ એક શાણાં! માઠું ન લગાડશો
હોં, કાકી! આપણે સરખેસરખાં છીએ એટલે હું આટલી છૂટથી
વાત કરી શકું છું."

ગુલાબના હૃદયને વિભાની વાતો સ્પર્શ કરવા લાગી અને હવે
તેને જવાબ આપતાં વિચાર થવા લાગ્યો. ક્ષણભર વિચારીને તે
બોલી: "મારું અને શાસ્ત્રીજીનું જોડું ઉંમરની નજરે કાંઈ સજોડું ન
કહેવાય, તે હું સમજું છું. પણ આપણથી વડીલો વધારે ડાહ્યા
હોય છે, બહેન! એટલે એમણે આપણને સુખી કરવા જ આપણને
પરણાવ્યાં હોય. તેઓ કાંઇ એમ ન જ ઇચ્છતાં હોય કે આપણે
દુઃખી થઇએ."

વિભા જરા ચ્હીડાઈ: " અરે કાકી ! વડીલોમાં અક્કલ છે ટલી નહિ તો તેથી ઓછીએ આપણામાં અક્કલ હોય કે નહિ ? ૨ વર્ષની વય કરતાં તમે અત્યારે તો વધારે અક્કલવાળાં થયાં છોને ? અત્યારે જ તમે કહો કે તમે તમારી બીજી સમાન વયની સખીઓ ટલાં સુખી છો ? "

વળી ગુલાબને જવાબ આપવો ભારે પડ્યો. વિભા આગળ ાલી: " ઉમરની વાત જવા દો. શાસ્ત્રીજી ધનવાન છે; તેમનું ધન મારી મનોવૃત્તિને, ઇચ્છાઓને, લાગણીઓને સુખ આપી શકે છે ! વાત પણ જવા દો; કાકી ! પરમેશ્વરને અંતરમાં રાખીને બોલજો તમને તમારા સૌભાગ્ય વિષે કોઇ વાર વિચાર થાય છે ? "

ગુલાબ જાણે મૂગી જ બની ગઇ !

" કહોને કાકી ! એકાદ વાર તો દિલની વાત કહો, એટલે ને કાંઇક જાણવાનું મળે."

" તમે એવું પૂછો છો કે જેનો જવાબ આપતાંય હું પાપમાં ં, પણ તમે આગ્રહથી પૂછો છો ત્યારે કહું છું કે તમે પૂછો છો ના વિચારો મારા મનમાં થયા વિના રહ્યા નથી. હું સમજું કે એકલું ધન કે એકલો વૈભવ માણસને બધાં સુખો સંપડાવી કતાં નથી; અને પ્રભુ મારી દોરી વહેલી ન ખેંચી લે, તો મારે ની વયમાં વિધવા થવું પડે તે પણ હું સમજું છું. પણ બ્હેન ! ે એ વિચારો કર્યે કાંઇ વળે તેમ છે ? "

" પહેલેથી વિચાર કર્યો હોય તો ? "

" પણ હું પરણી ત્યારે નાની હતી. "

" અને હું મોટી છું ને વિચાર કરું તો શું ખોટું ? જેને ઇને મારું દિલ રાચે, જેના શાણપણથી સંતોષ ઉપજે, જેની સાથે યુસુધી રહેવાને દિલ ઝંખ્યા કરે, તેને પરણવાને હું તલસ્યા કરું હું ખોટું શું કરું છું ? "

"તમારા સુખની નજરે કાંઈ ખોટું નહિ, બહેન! પણ વડીલોને માઠું લાગે..."

"વડીલોની વાત જવા દો. તેમાં તેમનો સ્વાર્થ હોય, આપણા દિલની લાગણીની તેમને કીંમત ન હોય કે સમજ ન હોય, કિંવા તેમની નજર તેમને લાખેણી અને આપણી નજર તુચ્છ લાગતી હોય, એ ગમે તેમ હોય; પણ તમે મારાં મોટી બ્હેન જેવાં છો, તો કહો કે મારા ચંદ્રવદનને જ પરણવાની અને બીજાને ભાઈ–બાપ માનવાની મારી પ્રતિજ્ઞામાં પાપ છે? અધર્મ છે? પ્રભુ મને મૃત્યુ પછી નરકમાં મોકલે એવો કાંઈ દોષ તેથી હું કરું છું?"

ગુલાબ જરા વિચાર કરીને બોલી: "બધું, સંસાર જ કપરો છે. તેમાં દોષ–પાપ તો કશાં જ નથી, પણ વહેવારની નજરે વડીલો હીણાય, એ જરા ખોટું તો ખરું ને?"

"પરમેશ્વર કરતાં વડીલો મોટાં નથી, કાકી! અને મોટાં હોય તોય મારો અંતરાત્મા મારો પરમેશ્વર છે, એ મને નરકમાં મોકલશે તો હું ત્યાં સ્વર્ગ માનીશ; મારા ચંદ્રવદનને પ્રભુ આંધળો, લૂલો કે ભિખારી બનાવશે, તોપણ તેનામાં જ સુખ ને સંતોષ માનવાનું બળ મારામાં છે, ત્યાંસુધી......"

"હદ થઈ ગઈ, વિભાબ્હેન! આટલું બધું મનોબળ તમારામાં છે, તે હું અત્યારે જ જાણું છું. હું તમને હઠીલાં માનતી'તી, પણ તમે અણસમજમાં હઠ પકડી બેઠાં છો, એમ નથી. હવે એ વાત પૂરી થઈ. ચંદ્રવદન શું તમારા જેવડા છે?"

"મારાથી પાંચ–સાત વર્ષે મોટા છે, બી. એ. થયા છે, તેમના બાપે તેમનો તિરસ્કાર કર્યો છે; મારે માટે તેમણે બહુ દુઃખ વેઠ્યાં છે, તેની તમને શી વાત કહું? તે ગરીબ છે, પાસે પૈસા નથી, છતાં મને પોતાની સાથે રાખવાને તેમણે કોર્ટમાં દાવો કર્યો છે."

"તમે તો અહીં આવ્યાં, હવે શું થશે?"

"થવાનું હોય તે થાય! કેટલાક વખતથી તેમનો મારી ઉપર

પત્ર નથી. પત્રો તે લખતા જ હશે, પરન્તુ કોઈ મારો પત્ર મારા હાથમાં આવવા દેતું નથી, અને હવે તો મારો કોઈ પત્ર પણ ટપાલમાં જવા દેવામાં આવતો નથી. એટલે શું થશે તેની મને કશીય ખબર નથી."

ગુલાબે નિઃશ્વાસ નાંખ્યો. તેનું હૃદય દ્રવતું હતું. પોતાના યૌવનના અભિલાષો તે સંભારતી હતી અને વિભાના અભિલાષો માટે તેની ઉપર તેને દયા ઉપજતી હતી. વિભાની વાણી, તેનો સ્વર અને તેનાં શબ્દચિત્રોએ ગુલાબને અનેરા વાતાવરણમાં ઘેરી હતી.

તે થોડી ક્ષણો રહીને બોલી: "ત્યારે આમ ને આમ તમારો દિવસ કેમ જાય છે?"

"ચોપડીઓ વાંચું છું, કે ઘડીભર ફરવા જઉં છું; કાકી; પણ મારો દિવસ ખૂટતો નથી, હું શું કરું? જાણે પિંજરમાં પુરાઇ છું."

"હું કોઈ કોઇ વાર આવીશ."

"જરૂર આવજો, વાતોમાં ઘડીભર મને મારું દુઃખ વિસરશે."

બીજે દિવસે પાછી ગુલાબ વિભાને મળવા આવી, ત્યારે તે વિભા પ્રત્યેની વિશેષ સહાનુભૂતિથી દોરાઇને આવી હતી. શાસ્ત્રીજીએ તે દિવસે પણ તેને સારી પેઠે પઢાવી હતી, પરન્તુ તેણે એ શિખામણની દરકાર રાખી નહોતી. વિભાના દુઃખઝરતા દિલને સાંત્વન આપવાના ઉમળકાથી પ્રેરાઇને તેણે તેની સાથે વાતો કરવા માંડી હતી, બલકે વિભાની વાતોએ તેને પોતાના જીવનમાં પણ અસંતોષનું સંવેદન કરાવવા માંડયું હતું!

"હેં વિભાબ્હેન! ત્યારે તમે ખરેખર પરણેલાં કે?"

"બધો લગ્નવિધિ કરેલો અને સાથે ફોટો પણ પડાવેલો અમે છૂપાં રહેલાં, પણ ઘડીભર વિખૂટાં પડયાં નહોતાં. એ ચોરીછૂપીના દિવસોમાં મને જે સુખ અને સાંત્વન મળ્યાં હતાં, તે મારા જીવનમાં હું કદાપિ ભૂલીશ નહિ."

"એમ?" આંખો વિકસાવતાં ગુલાબે મંત્રમુગ્ધની જેમ પ્ર કર્યો. પોતાના લગ્નજીવનમાં પોતે એવા અનેરા સુખના દિવસો જો નહોતા, એમ તેને સાંભરતું હતું.

"હા, અને આજે જે વિયોગમાં હું અને એ દહાડા ગાળીઃ છીએ તે એ વડીલોનો જ પ્રતાપ!"

"તમને બહુ દુઃખ લાગે છે?" મધુરા વિયોગદુઃખના અ ભવની પણ ગુલાબને જાણે તૃષા લાગી.

"એ દુઃખનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી—મા પાસે શબ્દો નથી."

ગુલાબ ધીમેથી બોલીઃ "તમને મારી પર વિશ્વાસ છે?"

"શામાટે?'

"વિશ્વાસ હોય તો તમે પત્ર લખી રાખજો, હું ટીક ચોડીને ટપાલમાં નાંખી દઇશ."

અવિશ્વાસની દૃષ્ટિથી વિભા ગુલાબને જોઈ રહી.

ગુલાબ પ્રતીતિજનક સ્વરે બોલીઃ "વહેમાશો નહિ; હું અ શાસ્ત્રીજીના કહેવાથી તમને સમજાવવા જ આવું છું, પણ તમ સમજાવવા કરતાં તમારા દુઃખને ઓછું કરવાની વધારે જરૂર એમ મને મારી લાગણી કહે છે."

"પણ તેનો જવાબ તમારે ત્યાં આવે, ને શાસ્ત્રીજી હાથમાં જાય..."

"ચિંતા ન કરશો. મારે પિયેર મારા ભાઇના નામથી પ મંગાવજો. મારું પિયર ગામમાં જ છે."

"તમારા ભાઇનું સરનામું શું?"

"જયંતીલાલ રામકૃષ્ણ, ધોરણ ૪ થું, મહારાણા હાઇસ્કૂલ ક્ષેમનગર; અને ઉપર મારું નામ હશે, એટલે મારો ભાઈ પણ ફોડ્યા વિના મને આપશે. હું તેને કહી રાખીશ."

"બહુ સારું, કાકી! પણ હવે હું તમને બ્હેન કહીશ, કારણ-કે તમે મારાં સખી થયાં. કાલે આવશો ને?"

"હા, આવીશ."

"પણ શાસ્ત્રીજી વહેમાશે તો તમને આવવા નહિ દે."

"એની કશી ફીકર નથી. હું કહીશ કે વિભા બ્હેન ધીરે ધીરે રાહ પર આવે એમ લાગે છે, એટલે તે મને ખુશીથી આવવા દેશે."

એ રીતે વાઘજીભાઈની વનિતા વિભાને સમજાવવાને બદલે પોતે જ કાંઈ જુદું સમજવા અને શીખવા રોજરોજ વિભા પાસે આવવા-જવા લાગી.



## ૩૮

## 'તમારી સાથે રહીશ, નહિતો વિરહમાં જ મરીશ!'



ત્રણ માસથી ચંદ્રવદન અને વિભા છૂટાં પડયાં હતાં, તે એક બીજાંને મળ્યાં નહોતાં. દૂરથી પણ તેમણે પરસ્પર દર્શનસુખનો ઉપભોગ કર્યો નહોતો. ચન્દ્રવદનને વિભાના ચોરી-છૂપીથી ટપાલની પેટીમાં નંખાયલા પત્રો પણ મળ્યા હતા, પરન્તુ વિભાને તો ચન્દ્ર-વદનના એક અક્ષરનાં પણ દર્શન થયાં નહોતાં! તેના બધા પત્રો અધવચથી જ ઉડાવવામાં આવતા, તે બધા શેઠના હાથમાં જઈ પડતા, અને એ પત્રો વાંચીને શેઠ બળી-બળી જતા, પરન્તુ તે ઉપરથી ચન્દ્રવદનના ભાવિ ક્રમની શેઠને ખબર પડી જતી અને એમ પણ જણાઈ આવતું કે એમાંથી એક્કે હજી નાસીપાસ કે નિરાશ થયાં નથી અને એક બીજાને કાયમને માટે છોડવાનું તો એક્કેને સ્વપ્ન પણ આવતું નથી! પરન્તુ વાઘજીભાઈની વનિતાને વિભાએ વટલાવીને પોતાના પક્ષમાં લીધી, ત્યારથી એ બેઉનો સીધો પત્ર-સંબંધ બંધાઈ જવા પામ્યો અને એક બીજાંનું હૃદય વાંચવાનો

લ્હાવો બેઉને મળવા લાગ્યો. ગુલાબ એક બાજુએ શાસ્ત્રીજીને અને બીજી બાજુએ વીજળી ફોઇને અંધારે અથડાવવામાં સફાઈથી કામ લેતી. સ્વામીને ઠગવા એ ખોટું કામ હતું એ ગુલાબ જાણતી હતી. તે નાની વયની હતી અને સારો વર મેળવવા માટે ગોરમાને પૂજતી તથા ગૌરીવ્રત કરતી, સ્વામીભક્તિ તથા અખંડ સૌભાગ્યનું સૂચક વટસાવિત્રી વ્રત કરતી, છતાં અત્યારે તેને વિભાવરી પ્રત્યે જે લાગણી થતી હતી તેને વશ થઇને તેને સ્વામીને ઠગવામાં અધર્મ દેખાતો નહોતો, અને મનમાં એમ જ થતું હતું કે એ અધર્મ હોય તોપણ તેના કરતાં વધારે મૂલ્યવાન ધર્મનું કામ પોતે એ રીતે બજાવી રહી હતી. વસ્તુતઃ પોતાના દાંપત્યજીવનનો અસંતોષ તે એ રીતે વ્યક્ત કરી રહી હતી. પોતાના મનોભાવનું એવું સૂક્ષ્મ પૃથક્કરણ તેણે કોઇ વાર કર્યું નહોતું. માત્ર વિભા જ સમજી શકી હતી કે ગુલાબ કાકી એકદમ પોતા પ્રત્યે માયાળુ બની ગયાં અને સ્વામીનો અપરાધ કરીને પણ પોતાનું ભલું કરવાને તૈયાર થઇ ગયાં, તેની પાછળની મનોગ્રંથીમાં તેમના દાંપત્યજીવનના અસંતોષ સિવાય બીજું કાંઈ કારણ નહિ હોય.

વિભાને ચંદ્રવદનના પત્રો મળવા લાગ્યા, ત્યારપછી તેની ગમગીની ઓછી થતી દેખાવા લાગી. તેના દેહમાં વિશેષ ચૈતન્ય ભાસવા લાગ્યું. તેના એ બદલાયેલા સ્વભાવની પ્રતીતિ વીજળીબાઇને તેની વાતચીતમાંથી પણ થવા લાગી. વીજળીબાઇ સમજ્યાં કે ગુલાબ વહુનો જાદૂ અસર કરવા લાગ્યો છે! અને ગુલાબ તથા વિભાને સાથે ફરવા જવાની પણ છૂટ મળવા લાગી.

એક વાર ઓશિયાળે મ્હોંએ વિભાએ કહ્યું : "ગુલાબ બહેન ! હું તમારી પાસે એક ભિક્ષા માંગવા ઇચ્છું છું, મારી પર દયા કરશો?"

"ભિક્ષા ? એ શું બોલો છો ? મારી પાસે તમને ભિક્ષા આપવા જેવું શું છે ?"

"જે તમારી પાસેથી મને મળ્યું છે, તે ચંદ્રવદન સિવાય બીજા કોઇએ મને આપ્યું નથી."

"તમને મારી પાસેથી એવું શું જોઇએ છે, વિભાબહેન?"

"ચંદ્રવદન અહીં આવે તો મારો અને તેમનો મેળાપ છૂપી રીતે થાય એવી વ્યવસ્થા તમે કરી આપશો?"

ગુલાબ ચમકી ગઈ, પણ ચમકારાનો ઊભરો શમ્યા પછી તેણે શાન્તિથી વિચાર કર્યો. તેનાથી એ સાહસ કેવી રીતે બને? કોઇ ત્રીજા માણસને પૂરી રીતે વિશ્વાસમાં લીધા વિના એ બનવું શક્ય નહોતું; અને તેમ કરવા જતાં પોતાની ચોરી પકડાય, સ્વામીના જાણવામાં આવે અને શુંનું શું થઇ જાય! પોતાને પિયર એવો મેળાપ કરાવી આપવાની પણ ગુલાબમાં હિંમત નહોતી. તે છેવટે નાસીપાસીથી બોલી: "એવું કેવી રીતે બને વિભા બહેન? અત્યારે આ વાત હું અને તમે બે જ જણ જાણીએ છીએ. મારો નાનો ભાઈ પણ નથી જાણતો કે પોતા પર આવતો પત્ર કોનો છે અને કોના માટેનો છે. અને તમે કહો છો તેવું સાહસ કરતાં તો આપણે બેઉ પકડાઇ જઇએ."

વિભાએ નિઃશ્વાસ નાંખ્યો. જે હિંમત તેનામાં હતી, તે ગુલાબમાં નહોતી, પરન્તુ તે માટે તે ગુલાબનો દોષ માનતી નહોતી.

થોડી વાર વિચાર કરીને તેણે કહ્યું: "એ વ્યવસ્થા હું જ કરું, તો તમે મારી સાથે આવશો? તમારા સિવાય તો હું હવે બંધીખાનામાંથી છૂટી શકતી નથી, તે તમે જાણો છો."

વિભાની એ દરખાસ્ત ઉપર ગુલાબે લાંબો વિચાર કરી જોયો. એથી પણ તે ડરતી હતી, પરન્તુ વિભા પર તેને બહુ જ દયા આવતી હતી. છેવટે તેણે કહ્યું: "કદાચ કોઇ જાણે તો હું શું જવાબ આપું?"

"તમારે એમ કહીને છૂટી જવું કે વિભા બહેનને મળનાર ચંદ્રવદન છે એમ હું જાણતી નહોતી."

"તો ભલે, તેમને તમે બોલાવો, અને હું તમને તેડી જઇશ."

એ જવાબ સાંભળીને વિભાને જે આનંદ થયો તે જોતાં ગુલાબની આંખોમાં કરુણાનાં આંસુ આવ્યાં.

ત્યારપછી એક અઠવાડીઉં વીતી ગયું અને વિભાએ ગુલાબને કહ્યું : "ગુલાબ બહેન ! આવતી કાલે બે વાગે આપણે સ્ટેશન પર જવું છે. ચંદ્રવદન આવે છે."

"સ્ટેશન પર ? ત્યાં તો ઘણુાય લોકો હોય. જરૂર આપણે પકડાઈ જવાનાં."

"નહિ પકડાઇએ, આપણે શાહુકારની રીતે ચોરી કરીશું." અને વિભા હસી પડી.

બીજે દિવસે બપોરે બેઉ જણાં સ્ટેશન પર ગયાં. ગુલાબ અને વિભા જ્યારે પહેલવહેલાં સાથે નીકળ્યાં હતાં, ત્યારે બિહારી વિભાની ચોકી કરવા સાથે ગએલો, પરન્તુ હવે વીજળીબાઈની સુચનાથી એવી ચોકી કરવાની જરૂર તેણે માની નહોતી. ગુલાબ પોતે જ વિભાની ચોકીદાર હતી, પછી જુદા ચોકીદારની શી જરૂર ?

સ્ત્રીઓ માટેની વેઇટિંગ રૂમમાં બેઉ ભરાઇ બેઠાં, અને ટ્રેન આવતાં જ વિભા દ્વાર ઉઘાડીને ઊભી રહી. ટ્રેન થોભ્યાને એકાદ મિનિટ થઈ કે તુરત એક જુવાન બ્રાહ્મણ તેની પાસે આવ્યો. તેણે માથે અમદાવાદી પાઘડી પહેરી હતી, ખભે રેશમી કિનારનો દુપટ્ટો હતો, કપાળે ત્રિપુંડ્ર કરેલું હતું અને ગળામાં મોટા મણકાની રુદ્રાક્ષની માળા લટકતી હતી ! એ જ ચંદ્રવદન ! વિભાની સ્નેહતરસી આંખોએ તેને આજે કેટલા લાંબા વખત પછી જોયો હતો. તે તેને અનિમેષ નજરે નિહાળી રહી. કેટલીક ક્ષણોસુધી તેના મુખમાંથી ઉદ્ગાર પણ નીકળી શકયો નહિ.

"વિભા ! ઘણા વખત પછી આપણે મળ્યાં."

"તમે બહુ દુબળા પડી ગયા છો. તમારી તબિયત સારી રહેતી નથી ?"

"તબિયત કેવી રહે છે તેની મને ખબર નથી. તારા પત્રોની દવા મારા કૌવતને ટકાવી રાખે છે, એટલે તારે મારી તબિયતની ચિંતા કરવી નહિ. તબિયતમાં તો તું એ કયાં ઓછી ઊતરી ગઈ છે? તારા ચહેરાની ફીકાશ જ બોલી રહી છે."

"પણ તમે બહુ દુઃખ વેઠયું; ઇસ્પીતાલમાં પડયા પછી તમારી તબિયત લથડી ગઇ લાગે છે."

"હશે, હવે સાંભળ; તને અહીં લાવવામાં આવી એટલે મારી મુશ્કેલી વધી પડી. ક્ષેમનગર દેશી રાજ્ય છે, એટલે તારા પર સમન્સ બજવાનો નહિ, અને તારી જુબાની વિના હું કેસ જીતી શકું તેમ નથી."

"હું જુબાની આપવા ઇચ્છું છું; હું ન્યાયાધીશ પાસે બધી સ્પષ્ટતા કરી નાંખીશ; પણ શું મને કોરટમાં લઇ જવા કાયદો ફરજ પાડી શકતો નથી?"

"ના. આવા કેસમાં વોરંટ પણ બજી શકતું નથી. માત્ર એક ઉપાય છે: તારી જુબાની માટે વકીલોને અહીં લાવી અહીંની કોર્ટમાં તારી જુબાની લેવડાવવાનો, અને એ જવાબ મુંબઈના કેસમાં પુરાવા તરીકે મૂકવાનો."

"તો એ ઉપાય ખુશીથી કામે લગાડો."

"વિભા! એક પ્રશ્ન તને પૂછું? માઠું નહિ લગાડે?"

"નહિ લગાડું?"

"તું દૃઢ છે ને?"

"એ શું પૂછો છો? શું તમે એમ માનો છો કે વિભા બીજી સ્ત્રીઓના જેવી પોચી માટીની ઘડેલી છે? તમે નિશ્ચિંત રહો, નાથ! હું તમારી સાથે રહીશ, નહિતો વિરહમાં જ મરીશ!"

"વિભા! તારા ચરણ પાસે આળોટવાનું મને મન થાય છે! આવાં દુઃખોમાંય તું અડગ રહે છે, એ જ બતાવી આપે છે કે તું માનવી નથી—દેવી છે."

"મારી પ્રશંસા કરી, મને ગર્વિષ્ઠ ન બનાવો. તમારે માટે હરકોઇ તપશ્ચર્યા કરવા માટે જ મારું જીવન છે."

ત્યારપછી તો ત્રણ ત્રણ માસની મનમાં ઘુંટાઈ રહેલી અનેક વાતો નીકળી. તે વાતોમાં કરુણા સિવાય બીજું કશું નહોતું, છતાં એ કરુણાજનક વાતો પણ કેવી મિઠ્ઠી હતી! મનનાં કપાટ ખુલી ગયાં હતાં, એક મનમાં બીજું મન લીન થઇ ગયું હતું, તે બે મન રહ્યાં નહોતાં—એક જ મન હતું:

પ્રીતમ–પ્રેયસી એક હૈં,
કહન સુનનકો દોય;
મનસે મનકો તોલિયે,
દો મન કભી ન હોય!

ગુલાબ બેઉને અનિમેષ નયને જરા દૂર ઊભી ઊભી નિહાળી રહી હતી, અને તેમની અણખૂટી વાતો કરતી મુદ્રાઓને કુતૂહલપૂર્વક અભ્યાસી રહી હતી. હૃદયની બધી સુકોમળતા અને સ્વાર્પણવૃત્તિ એ મુખમુદ્રાઓ ઉપર જ આવીને વિલસતી હોય એવી તેજસ્વી રેખાઓ તે પર અંકિત થઇ હતી. પ્રેમમત્ત સ્ત્રી અને પુરુષ કેવાં હોય તે ગુલાબ જાણતી નહોતી. પોતે એવી પ્રેમમત્તતા અનુભવી નહોતી અને કોઇ દંપતીનો નૈસર્ગિક પ્રેમભાવ સહૃદયતાપૂર્વક જોવાની તેને હજીસુધી તક મળી નહોતી. તેને એમ પણ લાગ્યું કે પોતે આ પ્રેમી દંપતીને જોઈ રહી છે તથા તેમની વાતો સાંભળી રહી છે એનો ખ્યાલ પણ એમને કદાચ નહિ હોય.

સામેથી આવતી બીજી ગાડી ચાર વાગ્યે આવતી હતી અને એ જ ગાડીમાં ચંદ્રવદનને પાછાં ફરવાનું હતું. પોણા ચાર થઈ ગયા. આગલે સ્ટેશનેથી ગાડી છૂટી ચૂકી. ગુલાબે હવે વિભાનું ધ્યાન દોર્યું: "વિભા બહેન! પોણા ચાર થયા, ગાડી છૂટી ચૂકી છે."

"હેં!" વિભા ચમકી. પોણા બે કલાકનો વખત એટલી ઝડપથી વહી ગયો હતો તેની અત્યારે જ તેને ખબર પડી.

" વિભા ! હવે હું રજા લઉં. ઘડાની તરસ ચાંગળું પાણીથી છિપાવી લઉં છું..."

" ફિકર નહિ; ઘડા ભરી ભરીને ધરાઇને પીવાનો સમય હવે દૂર નથી." વિભા બોલી.

ઘંટ વાગ્યો, ગાડી આવી. " વિભા, હું જઉં છું."

" હા જાઓ, હિંમત રાખીને વર્તજો. પણ રહો..."

" શું છે ?"

" આ પડીકું ગજવામાં નાંખો, ગાડીમાં બેઠા પછી ખોલજો." વિભાએ એક નાનું પડીકું ગજવામાંથી કાઢી ચંદ્રવદનના હાથમાં મૂક્યું. ગાડી પ્લેટફોર્મમાં આવી.

" તેમાં શું છે ?"

" તમને ઉપયોગી કાંઇક છે." એમ કહી વિભા વેઇટિંગ રૂમમાંથી બહાર નીકળી અને ચંદ્રવદન ટીકીટ લેવા દોડ્યો. ટીકીટ લઇને તે ગાડીમાં બેઠો અને ગાડી ઊપડી.

વિભા અને ગુલાબ બેઉનાં હૃદયો સ્પંદન કરી રહ્યાં હતાં, પરન્તુ એ બેઉ સ્પંદન જુદા જુદા પ્રકારનાં હતાં. એકમાં આનંદનું સ્પંદન હતું, બીજામાં અણુકથ્યા તલસાટનું.



૩૯

# સમરાંગણમાંના ચક્રવ્યૂહો



ન્યાયની અદાલત એ એક સમરાંગણ છે, પણ તેમાં વધુ બળવાન હોય તે જીતે એમ નથી હોતું. એ એક એવું સમરાંગણ છે કે જેમાં અનેક પ્રકારના ચક્રવ્યૂહો ગોઠવવામાં આવે છે. સામા પક્ષે ગોઠવેલા ચક્રવ્યૂહને જે કોઈ પક્ષ ભેદી શકે છે અને પોતાનું હથિયાર અજમાવી શકે છે તે જ તેમાં જીત મેળવી શકે છે. એક પક્ષ ચક્રવ્યૂહ ગોઠવી બેઠો હોય તેને બે કાર્યો કરવાં પડે છે; પોતાનો

ચક્રવ્યૂહ સામા પક્ષથી ન ભેદાય તે જોવાનું અને સામા પક્ષનો ચક્રવ્યૂહ ભેદવામાં આગળ વધવાનું.

આ સમરાંગણુમાં લડનારા પક્ષો પાસે કુશળ ચક્રવ્યૂહાચાર્યો હોય છે. તેઓએ રચેલા ચક્રવ્યૂહને જાળવનારા કુશળ યોધાઓ હોય છે. એ આચાર્યો અને યોધાઓ બુદ્ધિમાન અને બળવાન હોય છે. તેમની વફાદારી અનુપમ હોય છે. પરન્તુ તે વફાદારી ધન સિવાય બીજા કશાને પિછાણુતી નથી ! જેની પાસે વિપુલ ધન તેને વધુ યોધાઓ મળી શકે છે, ચતુર યોધાઓ મળી શકે છે, યુદ્ધ વધારે કુશળતાથી ચાલે છે : પરન્તુ તેથી ચક્રવ્યૂહ ભેદાય છે એની ખાત્રી હોતી નથી ! માત્ર એ **'युद्धस्य वार्ता रम्या'** છાપાને પાને ચડે છે અને તેની મોજ બીજાઓ માણે છે !

એક લક્ષાધિપતિ મીલમાલેકની સામે એક નાચીજ જુવાન એ સમરાંગણુમાં લડવા ઊતર્યો હતો. તેની પાસે ધન નહોતું, માત્ર સત્યનું તેજ હતું, પણુ એ તેજથી સમરાંગણુ દેદીપ્યમાન બને તેમ નહોતું. સમરાંગણુ તો ચળકતાં શસ્ત્રો અને મૂલ્યવાન વસ્ત્રો ધારણુ કરેલા ચક્રવ્યૂહાચાર્યો અને યોધાઓથી દીપી નીકળે તેમ હતું, અને તે માટે ધનની જરૂર હતી. વિભા એ જાણુતી હતી, તેથી જ તેણે એક નાની દાબડીમાં પોતાની બે હજાર રૂપિયાની હીરાની વીંટી ચંદ્રવદનને એક પડીકામાં વીંટીને આપી હતી. ટ્રેનમાં બેઠા પછી તેણે એ પડીકું ખોલ્યું અને વાટી જોઈ; તે તત્કાળ સમજી ગયો કે કેસ લડવા માટે નાણું જોઈએ તે વિભાએ પોતાને આ રીતે આપ્યાં હતાં. માનચંદ શેઠની છૂપી મદદ ક્યાંસુધી ચાલશે તેની તેને ખબર નહોતી, એ છૂપી મદદે તેને બળ આપ્યું હતું પરંતુ તેની પાછળનો આશય તે હજી કળી શક્યો નહોતો. એ મદદ તેણે સ્વીકારી હતી પરન્તુ એ મદદ પવિત્ર હતી કે પાપિષ્ઠ હતી તેની હજી તેને સમજ પડી નહોતી. તેને આ હીરાની વીંટીએ તે સમયે આશ્વાસન આપ્યું. તેના અંતરમાં તેથી જે પવિત્ર પ્રેમનું નિર્ઝર

વહેવા લાગ્યું તે આંખોમાંથી અશ્રુરૂપે નિગળવા લાગ્યું, અને કહેવા લાગ્યું : "ચંદ્રવદન ! તું ખરેખર ભાગ્યશાળી છે ! કોઇની તાકાત નથી કે તને વિભાથી છૂટો પાડી શકે !" અને જેટલા મનોબળ-પૂર્વક તે મુંબઇથી ક્ષેમનગર ગયો હતો, તેથી બેવડા મનોબળને તે ક્ષેમનગરથી ગ્રહણ કરીને મુંબઈમાં પાછો ફર્યો હતો.

ચંદ્રવદને કૃષ્ણલાલ શેઠ સામે જે દાવો નોંધાવ્યો હતો તે પોતાની પરિણીત સ્ત્રીને પ્રતિવાદીના કબજામાંથી છોડાવીને લગ્નના હક્ક પૂરા કરવા માટે પોતાના કબજામાં લેવા માટેનો હતો. દાવો નોંધાયો, છાપામાં ખબર આવી, ચકચાર ચાલુ થઇ, વિભાની જુબાની કોર્ટમાં લેવાશે એવી બાતમી શેઠને કાને આવી કે તુરત તેમણે પોતાના વકીલની સલાહ લઈને વિભાને પોતાના વતનના દેશી રાજ્યમાં–ક્ષેમનગરમાં ખસેડી. કૃષ્ણલાલ શેઠના ચક્રવ્યૂહાચાર્યે રચેલો એ પહેલો ચક્રવ્યૂહ.

કોર્ટમાં સુનાવણી નીકળી અને ચંદ્રવદનના વકીલે કોર્ટને અરજ કરી કે વિભાવરીને કોર્ટમાં રજુ કરવાનો કોર્ટે પ્રતિવાદીને હુકમ કરવો જોઇએ, કારણકે તેની જુબાની આ કેસમાં ઘણી અગત્યની હતી.

શેઠના વકીલે દલીલ કરી કે એવું કોઇ લગ્ન થયું જ નથી અને શેઠે પોતાની પુત્રીને કોઈની વેરે પરણાવી નથી !

ચંદ્રવદનના વકીલે કોર્ટ સમક્ષ જાહેર કર્યું કે વિભાવરીનું લગ્ન વાદી વેરે થયું છે કે નહિ તે વિભા પોતે જ કોર્ટને વધારે સારી રીતે કહી શકે તેમ છે, એ માટે પ્રતિવાદીના વકીલે કોર્ટની કશી દોરવણી કરવાની જરૂર નથી.

શેઠના વકીલનો જવાબ તૈયાર હતો કે વિભા સગીર છે, તે તેના વાલી–તેના પિતાના આશ્રયમાં છે અને તે પોતાની મેળે કોઇને પરણવાનો અધિકાર ધરાવી શકતી નથી !

શેઠનો એક વધુ ચક્રવ્યૂહ અણધાર્યો આવીને ઊભો ! વિભા

ઉંમરલાયક પુરવાર ન થાય, તો લગ્ન વિભાની ગમે તેવી જુબાની છતાં પુરવાર થઈ શકે જ નહિ ! પણ એવા અણધાર્યા ચક્રવ્યૂહો આગળ હોશિયાર યોધાઓ ગભરાતા નથી. ચંદ્રવદનના વકીલે જવાબ આપ્યોઃ " વિભા સગીર નથી એ પુરવાર કરવા અમે આવતી મુદતે તૈયાર રહીશું."

બીજી મુદત આવી પહોંચે તે પહેલાં વિભાની જન્મતારીખ મેળવવાની જરૂર હતી. વિભાનો જન્મ જો મુંબઈમાં થયો હોત તો તેની જન્મતારીખ સહેલાઇથી મેળવી શકાત. ક્ષેમનગરમાં તેનો જન્મ થયો હતો. ત્યાંના અધિકારીને અનેક પત્રો લખ્યા અને સર્ટીફીકેટની ફી મોકલી આપી પરંતુ તેણે જન્મનું સર્ટીફીકેટ ન મોકલ્યું ! દેશી રાજ્યોની ન્યાયની અદાલતો બ્રિટિશ ન્યાયની અદાલતોની પરવા એવી બાબતમાં રાખતી હોતી નથી. માત્ર બ્રિટિશ પોલિટિકલ ખાતું એક નાની સરખી ચિઠ્ઠી લખે તો " જી હજૂર !" કહી હાથ જોડવા દેશી રાજ્યો તૈયાર હોય છે. વાઘજીભાઈ શાસ્ત્રીને માત્ર શેઠે એક સૂચના લખી, અને પરિણામે ચંદ્રવદનના વકીલને વિભાના જન્મનું સર્ટીફીકેટ ન મળ્યું.

ચંદ્રવદનનને ખબર નહોતી કે વિભા નાની ઉંમરે કઈ નિશાળમાં ભણતી હતી. નિશાળમાં જન્મતારીખ સાચવી રાખવામાં આવે છે. એ ખબર ખુદ વિભાએ જ પત્રદ્વારા ચંદ્રવદનને લખી મોકલી અને તે ઉપરથી તે નિશાળની તપાસ કરી ચંદ્રવદન વિભાની જન્મતારીખનું સર્ટીફીકેટ મેળવી શકયો ! કૃષ્ણલાલ શેઠે પોતાનો વ્યૂહ ભેદાતો અટકાવવાને ક્ષેમનગર સુધી દષ્ટિ પહોંચાડી, પરન્તુ ઘરઆંગણે તેમની દૃષ્ટિ ન પહોંચી તેથી એ વ્યૂહ ભેદાઈ ગયો અને ચંદ્રવદન પુરવાર કરી શકયો કે વિભા સગીર નહોતી.

શેઠના વકીલે કોર્ટમાં જાહેર કર્યું: " વિભાવરી મુંબઈમાં નથી, આ કોર્ટની હકુમતની બહાર ક્ષેમનગર નામના દેશી રાજ્યમાં છે."

ચંદ્રવદનના વકીલે તુરત જવાબ આપ્યોઃ " તો વિભાવરીને

પ્રતિવાદીએ બોલાવવી જોઈએ, કારણકે આ કેસમાં તેની જુબાની વિના ચાલી શકે તેમ નથી.”

“મારા કુળથી તેમ બની શકે તેમ નથી; અને કોર્ટને મારી વિનંતિ છે કે આ કેસ જો આ કોર્ટની હકુમતમાં આવતો નથી તો કોર્ટે તેની વીગતમાં ઊતરવાની જરૂર નથી.”

ન્યાયાધીશ બોલ્યાઃ “સાક્ષી કોર્ટની હકુમતમાં નથી તો તેની જુબાની કમિશનથી લઇ શકાય છે.”

ચંદ્રવદનના વકીલે જણાવ્યુંઃ “અમે કમિશનથી જુબાની લેવરાવવા તૈયાર છીએ.”

ન્યાયાધીશે જણાવ્યુંઃ “તો પછી હું હુકમ કરું છું કે બધા અગત્યના મુદ્દાઓ પર જેમાં તેના લગ્નના સવાલનો પણ સમાવેશ થાય તે સંબંધે છોકરીની જુબાની કમિશનદ્વારા લેવી અને કમિશનનો રિપોર્ટ આવે ત્યાંસુધી આ કેસની સુનાવણી મુલતવી રાખવી.”

ચંદ્રવદનના વકીલે અરજ ગુજારીઃ “નામદાર કોર્ટને મારી વધુ એ અરજ છે કે એ જુબાની અંગ્રેજીમાં ન લેતાં છોકરીની માતૃભાષા ગુજરાતીમાં લેવામાં આવે.”

શેઠના વકીલે વિરોધ ઉઠાવ્યોઃ “એમ શામાટે ? છોકરી સારી પેઠે અંગ્રેજી ભણી છે.”

“પરન્તુ કમિશનરોના કાયદેસરના સવાલો સમજવા જેટલો તેને અંગ્રેજીનો મહાવરો નથી.” ચંદ્રવદનના વકીલે દલીલ કરી.

ન્યાયાધીશે ફરમાવ્યુંઃ “જુબાની ગુજરાતી ભાષામાં જ લેવામાં આવે.”

ચંદ્રવદન ઉમંગમાં આવી ગયો. તે સામા પક્ષના વ્યૂહોને ભેદીને એવા સ્થાને પહોંચી ચૂક્યો હતો કે હવે એક જ પ્રહાર કરતાંની સાથે સામા પક્ષના બીજા બધા વ્યૂહો ભાગીને ભૂકો થઈ જાય ! વિભાની જુબાની લેવા કમિશન નીકળી ચૂક્યું, ક્ષેમનગરની હજુરકોર્ટ ઉપર તે રવાના થઇ ચૂક્યું, અને ત્યાં પોતે પોતાના

વકીલની સાથે હાજર થશે, એટલે વિભા તેને જોતાં જ પોતાની થશે એ વિષે તેને જરાએ શંકા નહોતી.

તે અત્યંત ઉમંગમાં આવી ગયો. જુબાની લેવાનો દિવસ ક્યારે આવી પહોંચે તેની તે રાહ જોવા લાગ્યો. ક્ષેમનગરની કચેરીમાં વિભા આવશે, જુબાની આપવા ઊભી રહેશે, ત્યારે તેના મુખ ઉપર ઉત્સાહની, દઢતાની, પ્રેમની, કેવી રેષાઓ અંકાયલી હશે, તેનાં તે મધુર સ્વપ્નાં જોઇ રહ્યો, અને એ સ્વપ્નમાં દિવસો ગાળવા લાગ્યો.

પણ કૃષ્ણલાલ શેઠનું મગજ નવરું પડતું નહોતું. ક્ષેમનગર એટલે પોતાનું વતન, એક દેશી રાજ્ય, પોતાની લાગવગવાળા અમલદારો, મહારાજા સાથે પોતાનો સંબંધ, એ બધુંય શેઠને અનુકૂળ હતું. તેમને હિંમત હતી કે એ સ્થળે તો પોતે પોતાની લાગવગનો પૂરો ઉપયોગ કરી શકશે અને પરિણામ ધાર્યું જ લાવી શકશે.

વિભાને સમાચાર મળી ચૂકયા કે પોતાની જુબાની લેવા માટે કમિશન આવવાનું છે અને જુબાનીની મુદત નક્કી થઇ ચૂકી છે. પિતા અને ફોઇ પોતાની પાસે એમ કહેવરાવવા માંગતાં હતાં કે લગ્ન થયું નથી એવી તેણે જુબાની આપવી, પરન્તુ પોતે એવું અસત્ય બોલનાર નથી એવો તેનો દઢ નિશ્ચય હતો.

જુબાની લેવાનો દિવસ આવી પહોંચે તે પહેલાં ચાર દિવસે કૃષ્ણલાલ શેઠ ક્ષેમનગર પહોંચ્યા. એ દિવસ આવી પહોંચતાંસુધી તેમણે વિભા સાથે કશી વાત પણ કરી નહિ કે તેને જુબાની આપવા સંબંધે કશી સમજૂતી આપવાની પણ દરકાર કરી નહિ. વિભાને પિતાનું એ વર્તન નવાઇભર્યું લાગ્યું; પણ છેવટે તેને સમજાયું કે પોતાની દઢતા પિતા એટલે અંશે જાણી ચૂકયા છે કે હવે પોતાને સમજાવવાનો તેમનો પ્રયત્ન વ્યર્થ છે એ તે સમજી ચૂકયા હોવા જોઇએ.

પરન્તુ પિતાના ચક્રવ્યૂહનો પાર પામવા વિભા સમર્થ નહોતી.



## ૪૦

# પડદા પાછળનો ચક્રવ્યૂહ



જ્યારથી કૃષ્ણુલાલ શેઠ ક્ષેમનગર આવ્યા હતા, ત્યારથી વિભાની કમિશન સમક્ષ લેવાવાની જુબાની સંબંધે શેઠ અને વાઘજીભાઈ ખૂબ દોડાદોડીમાં પડ્યા હતા.

કૃષ્ણુલાલ શેઠ ક્ષેમનગરના વતની ખરા, પરન્તુ તેમની બે–ત્રણ પેઢીઓ મુંબઈમાં જ થઈ હતી એટલે વતન સાથેનો તેમનો પરિચય ઓછો થઈ ગયો હતો; છતાં ક્ષેમનગરના જ્ઞાતિજનોને તે સારી પેઠે ઓળખતા, રાજ્યના મોટા મોટા અમલદારોને પણ પીછાણુતા અને ખુદ મહારાજા સાથે તો તે બહુ જ સારો સંબંધ રાખતા. આ સંબંધનું પ્રદર્શન કરવાની સુંદર તક તેમને મુંબઇમાં મળતી. મહારાજા મુંબઈ ઘણી વાર આવતા. ક્રિકેટની મોસમ ચાલે ત્યારે મુંબઇમાં મહારાજા લાંબો પડાવ નાંખીને રહેતા. ઉનાળામાં ઉટાકામંડ કે મહાબળેશ્વર જવું હોય, તોય એકાદ અઠવાડિયું તો તે જરૂર મુંબઇમાં ગાળતા અને સરકારી અમલદારોને ખાણા પર નોતરવાનો વિવેક પૂરો કરીને પછી હવા ખાવા જતા. મુંબઇની અંદરની મીલકતોના સંબંધમાં અને મહારાજા કેટલોક ખાનગી વેપાર પણ કરતા તેના સંબંધમાંય તેમને ઘણી વાર મુંબઇની મુલાકાતો લેવી પડતી. ટૂંકમાં એમ કહીએ તો ચાલે કે જો મહારાજા વિલાયત ન જતાં દેશમાં જ રહે તો તેમના સ્વદેશનિવાસનો ત્રીજો ભાગ તો તે મુંબઇમાં જ ગાળતા. આવે પ્રસંગે કૃષ્ણુલાલ શેઠ વારંવાર મહારાજાની મુલાકાતો લેતા, કાંઈ વેપારની વાતો કરતા અને મહારાજા આવે તથા જાય ત્યારે તેમને હારતોરા પહેરાવવા જેવી રાજભક્તિનું દર્શન કરાવતા. એટલી આછી ખુશામત કરવામાં શેઠને કાંઈ ગેરવાજબી લાગતું નહોતું, કારણકે એ ખુશામત તેમને હિસાબે રાજભક્તિ હતી અને કોઇ અણીને વખતે રાજભક્તિના વૃક્ષ પર ઉગેલાં

મીઠાં ફળો અમૃતની ગરજ સારે છે એવી શેઠની ગણત્રી હતી. અત્યારે મહારાજા અને અમલદારો સાથે નિભાવેલા સંબંધનો લાભ લેવાની તેમને બહુ જ જરૂર ઊભી થઈ હતી.

શાસ્ત્રીજીએ તેમને એ કામમાં મદદ કરવાનું વચન આપ્યું હતું. તે શેઠને પહેલાં મહારાજા પાસે લઇ ગયા. ન્યાય એ એક એવી પવિત્ર વસ્તુ છે કે તેને કલંકિત કરતાં ગમે તેવા ભ્રષ્ટ માણસનુંય કાળજું થરથરે છે. પોતાના લાભને માટે ન્યાયને બદલે અન્યાય કરવાનું પાપ કરવા સામા માણસને કહેવું એ જ હૃદય ઉપર પડેલા અત્યંત બોજારૂપ લાગે છે; આ કારણથી ન્યાયને બદલે અન્યાય કરીને પોતાને લાભ કરી આપવાની માંગણી કરનારની જીભ ગમે તેવા અંતરંગ સ્નેહી સમક્ષ પણ ઊપડતી નથી. મહારાજા પાસે જઇને કહેવું કે વિભા ખરેખર પરણી ચૂકી છે અને કમિશન સમક્ષ જુબાની આપતાં તે એવું કહેવાની પણ છે, છતાં તે નથી પરણી એ પ્રકારની જુબાની ઊતરે તેમ કરી આપવામાં આવે તો શેઠ ઉપર મોટો ઉપકાર થાય, એવી ન્યાયને કલુષિત કરનારી પ્રકટ વાત શેઠના મ્હોંમાંથી કેવી રીતે નીકળે? પણ વાઘજીભાઈ શાસ્ત્રીની હૂંફથી શેઠ મહારાજાની સમક્ષ એટલું કહેવાની હિંમત ભીડી શક્યા. મહારાજા પોતાના જીવનમાં ગમે તેટલા અન્યાયો કરી ચૂક્યા હોય, પરંતુ પોતાના એક પ્રજાજનની સમક્ષ એવો અન્યાય કરવાની તૈયારી બતાવે, તે તો તેમના જેવા ગોબ્રાહ્મણ–પ્રતિપાળની કારકીર્દીને ઝાંખપ લગાડનારું બને! એટલે મહારાજાએ મ્હોં ફેરવીને વાત કરવા માંડી : "શેઠજી! એવું કાંઈ બની શકે નહિ. ન્યાય તો ન્યાયની રીતે જ તોળાય અને ન્યાયાધીશોને યોગ્ય લાગે તેમ જુબાની લેવા અને લખવા તેઓ મુખત્યાર છે. તેમના કામની વચ્ચે મારાથી દખલ કરી શકાય જ કેમ?"

વાઘજીભાઇએ અત્યંત વિનયપૂર્વક ગરીબાઇથી કહ્યું : "મહારાજ! વાત એવી છે કે છોકરી નાદાન છે અને પોતાના ભવિષ્યના

હિતની તેને સમજ પડતી નથી. તેને પરણનાર છોકરો લફંગો છે અને તેની ભાવિ જીંદગી બગડી જાય તેમ છે, તે જ કારણથી શેઠ આમ કરવા ઇચ્છે છે. ન્યાયને કલુષિત કરવાનું શેઠ કહેતા જ નથી, પરન્તુ કાયદો અને કોર્ટ એવી વસ્તુઓ છે કે ત્યાં તો બોલાય તે લખાય, લખાય તે વંચાય અને જે વંચાય તેનો ન્યાય તોળાય, પછી એ ન્યાય કાંઈ જોવા બેસતો નથી કે તેથી એક બાળાના ભવનું સત્યાનાશ વળી જાય છે; આ કારણથી છોકરીનું અનિષ્ટ થતું અટકાવવા માટે જે એક ઉપાય છે તેનો આશરો લેવા શેઠ આપની પાસે આવ્યા છે."

મહારાજાએ કહ્યું : "તમારી વાત સાચી. છોકરીનું અનિષ્ટ થતું જોઇને બાપનું દિલ બળે અને મારું દિલ પણ બળે છે, પરન્તુ છોકરી જ્યાં ન્યાયાધીશોની સમક્ષ કહે કે હું પરણી ચૂકી છું ત્યાં બીજું શું બની શકે?"

"એનો કાંઇક માર્ગ નીકળી શકે, પરન્તુ આપની કૃપા જોઇએ." વાઘજીભાઇએ તીવ્ર આંખથી મહારાજાની મુખમુદ્રાને અવલોકતાં કહ્યું.

"તમારાથી બને તે કરી જુઓ; હું કોઇ રીતે વચ્ચે નહિ આવી શકું. શેઠ પર મારી લાગણી છે, પરંતુ ન્યાયના કામમાં આઘાપાછી કરવી એ મારું કામ ન હોય."

મહારાજાના શબ્દોનો ગર્ભિતાર્થ દેશી રાજ્યના મુત્સદ્દીઓના સારી પેઠે અનુભવી વાઘજીભાઇ સમજી ગયા. મહારાજાએ આડકતરી રીતે સૂચન કરી દીધું હતું કે કમિશનમાં બેસનારા ન્યાયાધીશોને મળીને તમે તમારું ફોડી લ્યો, મહારાજાને પોતાને કશો વાંધો નથી!

તુરત જ વાઘજીભાઈ શેઠને દીવાન પાસે તેડી ગયા. દીવાન એક વૃદ્ધ વણિક હતા. તે અનેક રાજ્યોમાં અમલદારી કરીને રાજખટપટથી રીઢા થઇ ગએલા હતા. ક્ષેમનગર રાજ્યના તે દીવાન

હતા, પણ કાયદો તે ભણ્યા નહોતા, એટલે હજુર કોર્ટમાં જે મુકર્દમાઓ કે અપીલો આવે તે સાંભળવા માટે રાજ્યને ખર્ચે એક "જ્યુડિસ્યલ એટેચી" રાખવામાં આવ્યો હતો. હજુર કોર્ટ એટલે ક્ષેમનગરની હાઇકોર્ટ, તેમાં એ જ્યુડિસ્યલ એટેચી ન્યાય તોળતો; એટલે દીવાન કૃષ્ણલાલ શેઠને સીધી રીતે કશી મદદ કરી શકે તેમ નહોતું. છતાં કૃષ્ણલાલ શેઠ જેવા ગબ્બર વાણિયાને પોતાની ગરજ પડી હતી, ત્યારે કેવી રીતે વર્તવું તે દીવાનના લક્ષમાં સારી પેઠે હતું. શેઠ આવતાં જ દીવાને અપૂર્વ સ્નેહ બતાવવા માંડ્યો: "ઓહોહો! શેઠજી! તમે તો બહુએ વાર આવો છો પણ કોઈ વાર મારું આંગણું પાવન કરતા નથી; કહો ક્યારે મુંબઈથી આવ્યા?"

"કાલે આવ્યો છું. આપ જાણો છો ને, મારી દિકરીની કમીશનથી જુબાની લેવાવાની છે?"

દીવાનના ધ્યાનમાં તે વાત હતી જ, પરન્તુ વિશાળ રાજ્યકાર્યને અંગે પોતાને એવી નાની વાતોની ખબર હોતી નથી એવો અભિનય કરીને તે બોલ્યા: "હાં, હાં, યાદ આવ્યું. મુંબઈથી કાંઈ ઓર્ડર આવ્યો હોવાની વાત શિરસ્તેદાર કહેતો'તો ખરો. એ વિભાવરી આપની જ દીકરી કે?"

"જી હા."

"ઠીક, કમિશનમાં આપણા જ્યુડિસ્યલ એટેચી મનમોહનભાઈ અને સરન્યાયાધીશ દિનકરરાય બેસવાના છે."

વાઘજીભાઈએ હવે વાત ઉપાડી અને આખું પ્રકરણ દીવાનને સમજાવ્યું. શેઠ શું કરાવવા માંગે છે તે વાઘજીભાઈને મોઢેથી દીવાને ગંભીર મુખમુદ્રા સાથે સાંભળી લીધું અને છેવટે કહ્યું: "મહારાજા તો મોટા માણસ છે, તે ગમે તેમ કહે, પરન્તુ અમારાથી શું બને? છતાં જોઉં છું, કૃષ્ણલાલ શેઠનું કામ છે, તેની કાંઈ ના કહેવાશે?" એમ કહીને દીવાન જાણે ઉંડા વિચારમાં પડી ગયા. શેઠનું કામ કરતાં પોતાને બહુ જ મૂંઝવણ વેઠવી પડે તેમ છે, એવો દેખાવ કરવામાં તેમણે કચાશ રાખી નહિ.

વિચાર કરી રહીને કેટલીક વારે દીવાન બોલ્યા: " ઠીક છે, જોઇશ! વાઘજીભાઈ! તમે મને સાંજે મળજો."

" વારુ, સાહેબ."

" કહો શેઠ સાહેબ! મુંબઈના શા વર્તમાન છે? વેપાર-ધંધા કેવા ચાલે છે?"

" સમય પ્રમાણે ઠીક છે. લડાઈ પછી ભાવો ઊતરતા જાય છે એટલે કેટલાક વેપારીઓ રડી ઉઠ્યા છે."

" શેના ભાવો ઊતરે છે? કાપડના, લોખંડના, સોનારૂપાના, ઝવેરાતના, બધાએ ભાવો ઊતરે છે?"

" કોઈમાં વધુ તો કોઇમાં ઓછી મંદી ચાલે છે. લડાઈના વખતના ભાવો હવે રહ્યા નથી."

" હું તો એટલા માટે પૂછું છું કે મારી દીકરી કયારની હીરાની કુડાજોડી માટે કહ્યા કરે છે. અહીં ક્ષેમનગર કરતાં મુંબઇમાં માલ સસ્તો અને સારો મળે, એટલે હું કેટલાય વખતથી વિચાર કર્યાં કરતો હતો કે તે માટે કોને લખવું? એટલામાં તમે આવ્યા એટલે યાદ આવ્યું."

" કાંઈ ફીકર નહિ. હું મુંબઈ જઇને મોકલું. કેટલી કીંમતની જોઇએ?"

" સાધારણ કેટલી કીંમતની આવે?"

" પાંચસોની બહુ સાધારણ આવે; આઠસો રૂપિયાની જરા ઠીક આવે."

" ત્યારે તેવી મોકલજો. પણ રહો, ચંપા તો પેલે દિવસે તેને સાસરે જવાની છે!"

" તો હું મુંબઇ મારા મુનીમને પત્ર લખું, તે ટપાલમાં એ જોડી મોકલશે, આપને પસંદ આવે તે રાખજો."

" તો બહુ સારું, એમ જ કરો અને આજે પત્ર લખી નાંખો. અને તમે વિભાની જુબાની સંબંધે કાંઈ ચિંતા ન કરશો, બધું પાર

ઊતરી જશે." દીવાને શેઠની ચિંતા મટાડી, પણ તે જ ક્ષણે શેઠ સમજી ગયા કે હીરાની કુડાજોડીની કિંમત દીવાન પાસેથી મળવાની નથી! વાઘજીભાઇ તો એ દાવ વહેલો સમજી ચૂક્યા હતા; જ્યારથી દીવાને 'ઝવેરાત'નો ભાવ પૂછ્યો ત્યારથી જ તેમને ગંધ આવી હતી કે દિવાન શેઠનો ઘાટ ઉતારવા માંગે છે!

દીવાનની રજા લઇને બેઉ ઉઠ્યા. તે જતા હતા ત્યારે દીવાને કહ્યું: "વાઘજીભાઇ, તમે જરા મનમોહનભાઇને મળજો. હું કહેવાનો તો છું જ."

મનમોહનદાસ ચાળીસેક વર્ષની વયના શ્રાવક વાણિયા હતા. તે એક હોશિયાર વકીલ હતા, પરન્તુ સ્વભાવના એટલા શરમાળ હતા કે અસીલ પાસેથી પૈસા માંગતાંય શરમાતા હતા. સભ્ય, શરમાળ અને સહૃદયી વકીલ ભલે કાયદો સારો જાણતો હોય, પણ તે પોતાનો ધંધો બરાબર કરી શકતો નથી એમ જ્યારે મનમોહનદાસે પંદરેક વર્ષ સુધી જોયા કર્યું, ત્યારે તેમણે ક્ષેમનગર સ્ટેટના જ્યુડિશ્યલ એટેચીની નોકરી લેવાનું પસંદ કર્યું હતું. તે સીધા-સાદા માણસમાં અમલદારી તોર નહોતો, કોઇને કડવું કહેવાની કે માઠું લગાડવાની હિંમત નહોતી, તેમની મીઠી જીભમાં ઔપચારિકતા કે શઠતા નહિ પણ સ્વાભાવિક સરલતા હતી. આથી તેમને ત્યાં કૃષ્ણલાલ શેઠ અને વાઘજીભાઇને સારો સત્કાર મળ્યો.

વાઘજીભાઇએ બધી વાત મનમોહનદાસને કહી સંભળાવી. મહારાજા અને દીવાન સાહેબે શેઠની માંગણી પ્રત્યે અનુકૂળતા બતાવી છે એમ પણ કહ્યું; એટલે એ સરલ અને પોચા દિલના માણસની ન્યાયવૃત્તિ પલળીને નરમ બની ગઈ! ન્યાયની સીધી લીંટીથી જરાએ દૂર નહિ જવાની ઇચ્છા હોવા છતાં કેવળ માયાળુતા, પર પ્રત્યેની વિનયવૃત્તિથી લેવાઇ જવાની ઘડાયલી ટેવ, શરમાળપણું અને જીવનથી દૂર ને દૂર રહેલી પુણ્યપ્રકોપી વૃત્તિને કારણે મનમોહનદાસ કેવળ વાઘજીભાઇની ભલામણથી અને કૃષ્ણલાલ શેઠની શરમથી જ લેવાઇ ગયા.

જ્યારે શેઠ અને વાઘજીભાઈ તેમની પાસેથી ઉઠ્યા ત્યારે મનમોહનદાસ બોલ્યા : "મારી સાથે કમિશનમાં દિનકરરાય બેસવાના છે, તેમને પણ તમે મળજો ખરા. કાને વાત નાંખી હોય તો ઠીક."

દિનકરરાય એક જુવાન નાગર હતો અને તાજો એલ. એલ. બી. થયેલો હતો. સરન્યાયાધીશ જેવી જવાબદારીની નોકરી ઉપર તેને મૂકી શકાય નહિ એમ ક્ષેમનગરના ઘણા પ્રજાજનોનું માનવું હતું, પરન્તુ દિનકરરાય એ માજી મહારાજાના માજી દીવાનનો દીકરો હતો અને તેને રાજ્યમાં કોઇ સારી નોકરી આપ્યા વિના મહારાજાનો છૂટકો નહોતો, એટલે તેને આ મોટી પદવી મળી હતી; તેના ભાગ્યયોગે એટલું સારું હતું કે તેનો શિરસ્તેદાર અનુભવી અને વૃદ્ધ હતો એટલે કામકાજમાં તેને પડતી ગૂંચવણ તે ટાળી શકતો અને ચુકાદો લખતી વખતે પણ સરન્યાયાધીશને મદદગાર બનતો! દિનકરરાય જેવા છોકરાને રમાડી લેવો એ તો વાઘજીભાઇના ડાબા હાથનું કામ હતું, કારણકે તેના પિતા અને વાઘજીભાઇ વચ્ચે સારો મેળ હતો અને દિનકરરાય નાનો હતો ત્યારે વાઘજીભાઇના ખોળામાં રમ્યો હતો! એવા સ્નેહ-સંબંધોનો ઉપયોગ ક્ષેમનગરની ન્યાયની અદાલતમાં ન કરી શકાય, તો તે કાઠિયાવાડનું દેશી રાજ્ય શાનું?

"આવો, આવો વાઘજી કાકા!" દિનકરે શાસ્ત્રીજીને જોતાં જ તેમને સત્કાર્યા.

"હા ભાઈ, મજામાં છો ને? આ કૃષ્ણલાલ શેઠ તમને મળવા આવ્યા છે."

"પધારો શેઠ! આપ તો મુંબઈ રહો છો ખરું?"

"જી હા. આપ મને બરાબર ન ઓળખો પણ આપના પિતાજીને અને મારે સારો સંબંધ હતો."

"એમ તો હશે; કહો, મારા સરખું કાંઈ કામકાજ?"

વાઘજીભાઇએ બધી વાત કહી અને શું કરવાનું છે તે પણ

સ્પષ્ટતાથી કહ્યું. વળી તેમણે ઉમેર્યું : “ વાત એમ છે કે મનમોહનદાસ હૈયાદુબળા છે અને તમારે હાથે જશરેખા છે; એટલે મનમોહનદાસે અમને વચન આપ્યું છે તોપણ તેમના ઉપર અમે બહુ આધાર રાખતા નથી. તમારા ઉપર જ બધો આધાર છે. ”

“ ઓહો ! એમાં શી મોટી વાત છે ? કાંઈ ચિંતા ન કરશો. મનમોહનદાસને તો હું મારા હાથમાં રમાડી લઈશ. ”

“ તમારી શી વાત ! ” ફૂલણજી જુવાનને વધારે ફુલાવવા વાઘજીભાઈએ વાણીની વૃષ્ટિ કરવા માંડી : “ આપણા કાઠિયાવાડમાં મુત્સદ્દીપણું તો નાગરોના જ બાપનું છે; અને તમે કોના દીકરા ? જેમણે મર્હુમ મહારાજાનું દીવાનપદ વીસ વરસ જાળવી રાખ્યું તે નાગર મુત્સદ્દીના તમે સુપુત્ર અને મારા ખોળામાં ખેલેલા : તમે તો અણસારામાં બધું સમજી જાવ. ”

દિનકરરાયને તાન ચઢયું અને પોતાનાં પરાક્રમોની કાંઈ કાંઈ વાતો કહીને વાઘજીભાઈની ખૂબ પ્રશંસા મેળવી લીધી. પછી તેણે ચાહ મંગાવ્યો અને બેઉ મહેમાનોની ખાતર બરદાસ્ત કરી. તેઓ ઉઠયા ત્યારે દિનકરરાયે શેઠને નિશ્ચિંત કરતાં કહ્યું: “ તમે જરાએ ચિંતા ન કરશો. હું હોઉં ત્યાં બીજું કશું બનવાનું જ નહિ. ”

એ પ્રમાણે કૃષ્ણલાલ શેઠ પડદા પાછળનો ચક્રવ્યૂહ રચીને ઘેર આવ્યા, ત્યારે તેમને લાગ્યું કે પોતે પોતાનો દાવ પાર પાડવાને પાકે પાયે કામ લીધું છે. એટલામાં તેમને દીવાનની હીરાની કુડાજોડી સાંભરી : “ હા, મુંબઇ પત્ર લખીને મંગાવી લઉં. નહિતો કદાચ ધારી બાજી આડી ઉતરી જશે. ”

અને શેઠ પત્ર લખવા બેઠા.



## ૪૧
# ન્યાયદેવીને આંગણે તરફડતું સત્ય



છેવટે એ દિવસ ઉગ્યો કે જે દિવસે વિભાના પોતાના જ મુખથી પોતાની સાથે ચંદ્રવદનના થએલા લગ્નને સત્યની મહોર વાગવાની હતી. વિભા જાણતી નહોતી કે પોતાના પિતાએ પડદાની પાછળ કેવો ચક્રવ્યૂહ રચ્યો છે; છતાં તે પિતાના સ્વભાવને પિછાણતી હતી એટલે માનતી હતી કે તે આડાં-અવળાં લાકડાં લડાવ્યા વિના કેવળ શાન્ત તો નહિ જ બેસી રહ્યા હોય. પરન્તુ તેની વિભાને કશી ફીકર નહોતી. ફીકર શામાટે હોય ? પોતે કોઇનાથી બ્હીવાની નહોતી. કોઈના પ્રતાપથી અંજાવાની નહોતી. કોઈની સમજાવણી માન્ય રાખવાની નહોતી. જે મંગળ રાત્રિએ અગ્નિદેવની સમક્ષ તેણે ચંદ્રવદનને પોતાનો કહી તેનો હાથ પકડ્યો હતો, તે રાત્રિને તે સ્વપ્નમાં પણ ભૂલે તેમ નહોતું. તે સમયની તેની પ્રતિજ્ઞા મેરુ ચળે તોપણ ચળવાની નહોતી. તેણે ચંદ્રવદનને આપેલી હિંમત અને પોતાની અડગતાનું આપેલું વચન તે જીવને જોખમે પણ તોડવાની નહોતી. પછી કાવતરાંખોરોની બાજીનો ભય શો ? સત્ય સૂર્યની પેઠે ગમે તેવાં ગાઢ વાદળાંઓના ઘેરાની અંદરથી પણ પ્રકાશી ઉઠ્યા વિના રહેતું નથી. અને જ્યારે એ સત્ય કહેવું પણ પોતાના જ હાથમાં હતું અને પોતે નિશ્ચલ હતી, ત્યારે કોની મગદૂર હતી કે એ સત્યને ક્ષણભર પણ આવરી શકે ? વિભાને અદાલતનું કહેણ મળી ચૂક્યું હતું, એટલે પૂરી હિંમત અને સંપૂર્ણ આત્મવિશ્વાસ સાથે તે ક્ષેમનગરની હજુર કોર્ટમાં જઇને ઊભી. વીજળીબાઈ તેની સાથે હતાં, પણ કૃષ્ણલાલ શેઠની સૂચના માનીને વીજળીબાઇએ વિભાને એક પણ શબ્દ સલાહરૂપે કહેવાની હિંમત ધરી નહોતી.

અદાલતમાં વિભાએ ચોમેર નજર ફેરવીને જોઇ લીધું. ચંદ્રવદન પોતાના વકીલ સાથે આવી ચૂક્યો હતો અને તે પૂરા ઉત્સા-

ડમાં હતો. ક્ષણભર બેઉનાં નેત્રો મળ્યાં અને પરસ્પર પ્રતીતિની લેવડદેવડ થઈ ચૂકી, જે અદાલતમાં એકત્ર થએલાં કોઇ પણ ચર્મ-ચક્ષુધારીઓને ગમ્ય થઈ શકે એમ નહોતું. સામી બાજુએ કૃષ્ણલાલ શેઠ અને તેમનો વકીલ બે ખુરશીઓ પર બેઠા હતા. વકીલ નવતર હતો. વિભાએ ધાર્યું હતું કે પિતાના મિત્ર ઘનશ્યામદાસ જ આવશે પણ તે આવ્યા નહોતા. સામે રાજ્યના બે ન્યાયાધીશો બેઠા હતા, જેમાંના એક "જ્યુડિશ્યલ એટેચી" મનમોહનદાસ અને બીજા સરન્યાયાધીશ દિનકરરાય હતા. ન્યાયાધીશોનાં ટેબલો પર કેટલાક કાગળો પડ્યા હતા અને બીજા કેટલાક બેઉ ન્યાયાધીશોના હાથમાં હતા, ને તેઓ તે ધ્યાનપૂર્વક વાંચતા હતા.

વિભાને ખુરશી આપવામાં આવી અને તે બેઠી. કામ શરુ થયું. દિનકરરાયે કામ હાથમાં લઇ શરુઆત કરી. મનમોહનદાસને પોતાના ઉંચા ઓદ્ધાનું અભિમાન નહોતું અને કમિશનમાં તો બેઉ સમાન અધિકારવાળા હતા, એટલે બેમાંથી હરકોઈ એક જણ કામ ચલાવે અને તે બરાબર ધોરણસર ચાલતું હોય, ત્યાંસુધી મનમોહન-દાસને વચ્ચે બોલવાની કાંઈ જરૂર જણાય નહિ એ સ્વાભાવિક હતું.

અને ખરી રીતે તો બેઉ પક્ષના વકીલોનો પણ કાંઈ ખાસ ઉપયોગ નહોતો, કારણકે બેઉને કમિશનના કામકાજ ઉપર પોત-પોતાના અસીલો તરફથી માત્ર દેખરેખ જ રાખવાની હતી. તેમને વિભાની જુબાની લેવાનો કે ઉલટ તપાસ કરવાનો અધિકાર નહોતો.

દિનકરરાયે મુંબઇની અદાલતનો ઓર્ડર કોર્ટમાં વાંચી સંભ-ળાવ્યો, અને પછી વિભાવરીની જુબાની લેવાની તથા લખવાની શરુઆત પણ તેમણે જ કરીઃ

"મારું નામ વિભાવરી, પિતાનું નામ કૃષ્ણલાલ, ઉમર ૧૮ વર્ષ, ધંધો અભ્યાસનો, ધર્મે જૈન; પ્રતિજ્ઞા ઉપર હું જુબાની આપું છું."

દિનકરરાય—વિભાવરી બહેન ! મુંબઇની ન્યાયની અદાલતમાં

એક ચંદ્રવદન નામના શખ્સે તમારા પિતાજી સામે એવી મતલબનો દાવો નોંધાવ્યો છે કે વાદીનું પ્રતિવાદીની પુત્રી વિભાવરી સાથે હિંદુ કાયદા મુજબ લગ્ન થયું છે માટે પ્રતિવાદીની પુત્રીનો કબજો લગ્નના હક્ક પૂરા કરવા માટે વાદીને અપાવવો. આ કેસમાં કમિશનથી તમારી જુબાની લેવાનું ઠર્યું હોવાથી અમે બેઉ ન્યાયાધીશો તમારી જુબાની લેવાના છીએ, અને મુંબઇની અદાલત જે કાંઇ નક્કી કરવા માંગે છે, તેને લગતા અમે તમને જે સવાલો પૂછીએ તેના તમારે સાચા જવાબો આપવાના છે; મારું કહેવું તમે સમજ્યાંને?

વિભા—જી હા.

દિનકર—તમે અને તમારા પિતાજી મુંબઇમાં રહેતાં હતાં?

વિભા—જી હા.

દિનકર—તમને અહીં આવ્યાને કેટલો સમય થયો?

વિભા—આશરે દોઢેક માસ.

દિનકર—તે પહેલાં તમે મુંબઇની બહાર ક્યાંય ગયાં નહોતાં?

વિભા—છેલ્લા એક વર્ષમાં તો નહિ જ.

દિનકર—તમારું વેવીશાળ એક શ્યામલાલ સાથે થયું હતું?

વિભા—જી હા.

દિનકર—શ્યામલાલ અને તમે એક જ ન્યાતનાં છો?

વિભા—જી હા.

દિનકર—એ વેવીશાળ તમારા પિતાજીએ ન્યાતના રીવાજોને અનુસરીને કરેલું?

વિભા—જી હા.

દિનકર—પછી શ્યામલાલ વેરે તમારું લગ્ન થએલું?

વિભા—ના, પણ ચં......

દિનકરરાયે રુઆબભરી રીતે કહ્યું: “વિભાવરી બહેન! ન્યાયની અદાલતનો નિયમ છે કે તમને જે સવાલ પૂછવામાં આવે તેજ સવાલનો તમારે જવાબ આપવો.”

વિભા—વારુ સાહેબ.

દિનકર—ગભરાશો નહિ. મુંબઈની અદાલતને જે વીગતોની જરૂર છે, તેને લગતા બધા પ્રશ્નો તમને પૂછીને અમે નોંધ્યા વિના રહેવાના નથી. હવે હું પુછું છું કે તમે જૈન ધર્મ પાળો છો પણ તમારી ન્યાતમાં લગ્નનો વિધિ બ્રાહ્મણ ધર્મ મુજબ થાય છે?

વિભા—જી હા.

દિનકર—એ લગ્નવિધિમાં વડીલો કન્યાદાન આપવાનો વિધિ કરે છે?

વિભા—હશે, એ કાંઈ મને ખબર નથી.

દિનકર—તમારા પિતાએ કોઈ વખત તમારા કન્યાદાનનો વિધિ કરેલો?

વિભા—જી ના. પણ હું......

દિનકર—ફરીથી મારે તમને કહેવું પડે છે કે કોર્ટ જે પૂછે તેનો જ જવાબ આપો. તમારે કશું વધારે કહેવાની જરૂર નથી.

ચંદ્રવદનનો વકીલ ઉઠ્યો અને બોલ્યો: "નામદાર કોર્ટને મારી અરજ છે કે સાક્ષીને કેટલાક સવાલો જરૂર પૂછવા અને નહિતો તેવા સવાલો મને પૂછવા દેવાની રજા આપવી."

તુરત જ કૃષ્ણલાલ શેઠના વકીલે વાંધો ઉઠાવ્યો: "મારા વિદ્વાન મિત્ર કહે છે તેમ બની શકે જ નહિ. વાદીના કે પ્રતિવાદીના વકીલોને સાક્ષીને પ્રશ્નો પૂછવાનો અધિકાર નથી."

ન્યાયાધીશ મનમોહનદાસ વચ્ચે બોલ્યા: "બેઉ વકીલોને કોર્ટને અરજ કરવાનો અધિકાર છે, પરન્તુ મુદ્દાઓને અનુસરીને સાક્ષીને સવાલો પૂછવા માટે કોર્ટ રજા આપવા ઇચ્છતી નથી."

ચંદ્રવદનના વકીલે કહ્યું: "તો નામદાર કોર્ટને મારી અરજ છે કે સાક્ષીને તેના વાદી સાથે થએલા લગ્ન વિશે સીધો સવાલ પૂછવો અને સાક્ષીને પોતાનું બયાન રજુ કરવાની પરવાનગી આપવી."

દિનકરરાય મનમોહનદાસ ઉપર ચીઢાયો. "એ ભલા ભાઇએ

વળી વાદીના વકીલને અરજ કરવાની ક્યાં પરવાનગી આપી" એમ તે પોતાના મનમાં બોલ્યો. તેણે મનમોહનદાસને ધીરેથી કહ્યું: "મિસ્તર મનમોહનદાસ! મને લાગે છે કે કોર્ટના સવાલોથી જ જો કમિશનનો હેતુ પાર પડે છે, તો સાક્ષીના બયાનની કશી જરૂર નથી."

મનમોહનદાસે જવાબ આપ્યો: "તો ભલે, પણ સાક્ષીને લગ્ન સંબંધી પ્રશ્ન પૂછ્યા વિના તો નહિ ચાલે, મી. દિનકરરાય!"

અને બેઉની ધીમી વાતચીત આગળ લંબાઈ.

"પણ સાક્ષી કહે છે, તેના પિતાએ તેનું લગ્ન કરી આપ્યું નથી, પછી તેને સીધો પ્રશ્ન પૂછવાની જરૂર જ ક્યાં રહે છે?"

મનમોહનદાસ મનમાં બધું સમજતો હતો કે દિનકરરાય કેવી બાજી ખેલે છે. તેને દિલમાં અકળામણ થતી હતી. દીવાનની સૂચના હતી, વાઘજીભાઈની ભલામણ હતી અને બહુ ચકચાર ન ચલાવતાં જલ્દી આટોપી દેવાનો બધી બાજુનો આગ્રહ હતો. તેણે કહ્યું: "તો તમને ઠીક લાગે તેમ કરો, પણ બ્રિટિશ કોર્ટમાં આપણી નાલાસી થાય અને જુબાની બરાબર લેવાઇ નથી એમ કહેવાય તેથી ચેતતા રહેવાનું છે હોં!"

દિનકરરાયે ક્ષણભર વિચાર કર્યો અને કહ્યું: "ત્યારે તમારો આગ્રહ હોય તો તેને લગ્ન બાબતનો એકાદ વધુ સવાલ પૂછી જોઉં."

"પૂછો તો સારું."

દિનકરાયે પ્રશ્ન પૂછ્યો: "વિભાબ્હેન! વાદી માને છે તેવા તમારા કોઈ લગ્નની લગ્નપત્રિકા લખાયલી તમે રજુ કરી શકશો?"

વિભા—જી ના, એવી લખેલી લગ્નપત્રિકા નથી, પરન્તુ...

દિનકર—બસ, મારા સવાલની બહાર તમારે કશું બોલવાનું નથી.

વિભા બોલી: "પણ સાહેબ, તમારા સવાલો અધૂરા અને આડે રસ્તે દોરવનારા છે અને તેટલા માટે મારે જોઈતી સ્પષ્ટતા કરવી છે."

દિનકર આંખ ફેરવીને બોલ્યો: "જરા વિનયથી બોલો, કોર્ટનું અપમાન ન કરો. કયા મુદ્દા પરની તમારી જુબાની માટે કમિશન નીકળ્યું છે તે અમે વધારે સારી રીતે જાણીએ છીએ; તમારી પાસે અમારા કાયદાના જ્ઞાનની પરીક્ષા કરાવવા અમે નથી બેઠા."

"પણ કાયદો કાંઈ સત્યને છુપાવવા માટે વપરાતો નથી, તે બહાર લાવવા માટે છે, તેટલા માટે મારું બયાન નોંધવાની હું કોર્ટને વિનંતિ કરું છું."

ચન્દ્રવદનનો વકીલ બોલ્યો: "મારી પણ એ જ માંગણી છે સાહેબ! મુદ્દો એ છે કે સાક્ષીનું લગ્ન વાદી સાથે થયું છે કે નહિ તેની માહિતી સાક્ષી પાસેથી કઢાવવી."

દિનકરરાયે કહ્યું: "તેવી માહિતી સાક્ષીની જુબાનીમાંથી કોર્ટે નોંધી લીધી છે; અને કમિશનના મુદ્દાની બહાર જઈ પિષ્ટપેષણ કરવાની અમને જરૂર લાગતી નથી."

વિભા જોરથી બોલી: "પિષ્ટપેષણ નહિ, પણ સત્ય હકીકત જ તદ્દન દબાઈ જાય એવા તેમાં પ્રશ્નો હતા, અને મુદ્દાની વાત તમે મને પૂછી નથી એટલે હું જવાબ આપી શકી નથી, સાહેબ!"

દિનકરરાયે મ્હોં ફેરવીને ખુરશી પરથી ઉઠી જતાં કહ્યું: "કમિશનનું કામ પૂરું થયું છે. વધુ તપાસની જરૂર નથી."

વિભાએ પોકાર કર્યો: "એમ કેમ બને સાહેબ? મારે કહેવાની ખરી વાત તો રહી ગઈ છે. તમે નોંધી લ્યો કે હું મારી રાજીખુશીથી ચન્દ્રવદનને પરણી છું, તેની સાથે રહી છું, તેની સાથે મેં ફોટો પડાવ્યો છે, તે મારા પતિ છે, હું તેમની પત્ની છું......"

પણ એ સાંભળે કોણ? બેઉ ન્યાયાધીશો ક્યારનાય ઉઠીને ચેમ્બરમાં ચાલ્યા ગયા હતા!

"આ જુબાની! આ ન્યાયની અદાલત! આ સત્યને શોધી કાઢવા માટેની રીતભાત!" વિભા પોકારી રહી.

ચન્દ્રવદન તદ્દન ફિક્કો પડી ગયો. તેના વકીલનું મ્હોં પડી

ગયું. કૃષ્ણુલાલ શેઠ બળાત્કારે દાબી રાખેલી આનંદરેખાઓ મુખ પર ન ફરકવા દેતાં ખુરશીમાંથી ઉઠી બહાર નીકળ્યા. વિભાએ પિતા તરફ કરડાકીથી જોયું. તેને એ રાક્ષસરૂપે દેખાયા, રાક્ષસને પુત્રી ચંડિકારૂપ ભાસી !

છેવટે દાબી રાખેલા આવેગે વિભાની આંખોમાંથી અશ્રુની ગંગા વહાવી, કપાળ પરથી પ્રસ્વેદની યમુના વહાવી ! એ ગંગા અને યમુનાની ધારાઓ વદનમંડળના ખાડા–ટેકરા પર થઇને વહેતી હૃદયસમુદ્રપર રેડાઇ રહી.

ન્યાયદેવીને આંગણે સત્ય તરફડીને ટાંટિયા ઘસવા લાગ્યું, પણ ન્યાયપીઠના રક્ષકોને એ જોવાનું નહોતું ! તેમને મન સત્ય અને ન્યાય કરતાંય લાગવગ વધારે મૂલ્યવતી હતી ! કોણ કહે છે કે પ્રભુએ કેટલાંક મનુષ્યોનાં કાળજાંમાં રાક્ષસનાં હૃદયો નથી મૂકયાં ?

અને વિભા તથા ચન્દ્રવદનના દિલનો તે સમયનો તરફડાટ ? આ કલમમાં તે વર્ણવવાની શક્તિ નથી.

વીજળીબાઇએ વિભાનું કાંડું પકડયું અને તેને કોર્ટની બહાર ખેંચવા માંડી. તેણે આંચકો મારીને કાંડું છોડાવી નાંખ્યું અને ચન્દ્રવદનને સંબોધીને તે બોલી: “ચન્દ્રવદન ! હવે તું જા, મારી આશા છોડી દેજે !”

“હું આશા છોડું ! એ કેમ બને ?”

“તેમ કર્યા વિના તારો છૂટકો નથી, કારણકે મારા મૃત્યુની ખબર સાંભળવાને જ હવે તારે તૈયાર રહેવાનું છે.”

“હેં !” અને ચન્દ્રવદન એક કારમા આંચકાથી શિથિલ-ગાત્ર બની ગયો. તેના વકીલનો ખભો તેણે પકડ્યો, પરન્તુ તેનો દેહ હાથમાં ન રહ્યો અને તે પછડાયો.

એકદમ બિહારી ફુંફાડા નાંખતો આવ્યો અને તેણે વિભાનો હાથ પકડી, તેને ખેંચી, ઉપાડી, મોટરમાં નાંખી.

એ અજાણ્યા ગામની અદાલતમાં બેભાન બનીને પડેલા ચન્દ્રવદનના મ્હોં પર પાણી છાંટવા માટે કોર્ટનો ફરાસ હતો અને પવન નાંખવા માટે તેનો પોતાનો જ વકીલ હતો.



## ૪૨

## જન્મભૂમિનો 'જા'કારો



આખું ક્ષેમનગર ચકચારને ચકડોળે ચડયું હતું. અદાલતમાં જ્યારે વિભાની જુબાની લેવામાં આવી ત્યારે કેસ સાથે સંબંધ રાખનારાઓ સિવાય બીજા કોઇને અદાલતમાં દાખલ કરવામાં આવ્યા નહોતા, છતાં અદાલતમાં બનેલો પ્રકાર વાયુએ ગ્રહણ કરીને આખા નગરમાં એક ઘડીમાં પ્રસારી દીધો હતો.

અજાણ્યા નગરમાં, કોઈની પણ ઓળખાણ કે આશ્રય વિના, અનુકૂળ વાતાવરણથી નીપજતા ઉત્સાહની ઉષ્માથી વિહીન ચંદ્રવદન ક્ષેમનગરના એક ધનવાન ગૃહસ્થની પુત્રી ઉપર પોતાનો પતિ તરીકેનો દાવો સિદ્ધ કરવા આવ્યો હતો. પહેલાં તો લોકોને તેથી બહુ આશ્ચર્ય થયું. કોઈ તેને ઠગારો માનવા લાગ્યા, કોઈ વિભા તેના હાથમાં ફસાઈ ગઈ હશે એવી કલ્પના કરવા લાગ્યા, પરન્તુ અદાલતનો બધો પ્રકાર જાણ્યા પછી લોકોની સહાનુભૂતિ વિભા અને ચન્દ્રવદન પ્રતિ આકર્ષાઇ.

ફિક્કા વદનવાળો, ઉત્સાહહીન અને હતાશ થએલા લડવૈયાના જેવો ચન્દ્રવદન જ્યારે પોતાના વકીલ સાથે એક ઘોડાના ટાંગામાં બેસી ક્ષેમનગરની બજારમાં થઇને સ્ટેશન પર ચાલ્યો ત્યારે અનેક સહાનુભૂતિભરી આંખો અને આંગળીઓ તેની પ્રતિ ખેંચાવા લાગી. "ગરીબ બિચારો!" એ સર્વસામાન્ય દિલસોજ ઉદ્‌ગાર અનેક મુખમાંથી સરી પડ્યો.

સ્ટેશન પર આવીને વકીલે કૉફી મંગાવી ચન્દ્રવદનને પાઇ. વકીલ પચાસેક વર્ષની વયનો ઠરેલ સ્વભાવનો માણસ હતો. તે ચન્દ્રવદનની માનસિક સ્થિતિ સમજી ગયો હતો. ચંદ્રવદનને ભાનમાં આણતાં જે શ્રમ પડ્યો હતો, તેથી તેને ભય પણ લાગ્યો હતો કે કદાચ એ આઘાતથી જ ચન્દ્રવદનનું નિર્બળ બની ગએલું હૃદય બંધ પડી જશે, તો શું થશે? આ કારણથી તેને પોતાની સાથે મુંબઈ લઇ જતાં પણ વકીલને ડર લાગ્યો.

ચન્દ્રવદનને કૉફી પાઇને વકીલે કહ્યું: "ચન્દ્રવદનભાઈ! તમે બહુ નિરાશ થઈ ગયા છો તે હું સમજું છું, પણ તેમાં મારો કશો ઉપાય નહોતો. આ દેશી રાજ્યના ન્યાયના અમલદારો પણ કેવા પ્રકારના હોય છે તે તમે સમજી ચૂક્યા હશો."

"આપને હું કશો દોષ દેતો નથી. આપનાથી બનતું કર્યું, પણ જ્યાં ધનવાનોની રહેમાં તણાઈ જવાનો દેશી રાજ્યોના અમલદારોનો સ્વભાવ જ રહ્યો ત્યાં તમે શું કરો? હું શું કરું? બિચારી વિભા પણ શું કરે? તેનો આર્તનાદ સાંભળીને અદાલતની દિવાલોના પત્થર ધ્રૂજતા હતા, પણ પત્થરનાં કાળજાંવાળા મનુષ્યો તો સ્વસ્થ જ હતા!"

"હવે એ પ્રસંગ સંભારો નહિ, તમારા દિલને બાળો નહિ."

"હવે મુંબઇના કેસનું શું થવાનું?"

"કમિશનનો રિપૉર્ટ જશે, તે રિપૉર્ટ કેવો છે તે જોયા પછી ખબર પડે. પછી આપણે વાંધો ઉઠાવીશું કે મુદ્દાના પ્રશ્ન ઉપર કમિશનરોએ પૂરતી જુબાની લીધી નથી, માટે ફરીથી કમિશનથી જુબાની લેવી જોઈએ."

"પણ એવા વાંધાનું ઇષ્ટ પરિણામ આવશે ખરું?"

"એ તો આપના સોલીસીટરોને લાગે તે ખરું. હું તો ધારું છું કે મુંબઇની કોર્ટ એ મુદ્દા પર બરાબર લક્ષ આપશે નહિ; કારણકે અહીંથી જે રિપૉર્ટ જશે તે જ એવો જશે કે જેથી કોર્ટને ફરીથી કમિશન કાઢવાની જરૂર નહિ રહે. અહીંના હરામખોર કમિ-

શનરોએ મારો વાંધો પણ નોંધ્યો નથી, નહિતો એ વાંધા પર હું મુંબઇમાં સારી પેઠે લડી શકત."

"હવે ખબર પડે છે કે અહીં કૃષ્ણુલાલ શેઠે અગાઉથી બધું રાંધી રાખ્યું હોવું જોઈએ, અને અમારા કાઠિયાવાડના દેશી રાજ્યમાં જે ન બને તે ઓછું. વારુ, હવે તમે મને શી સલાહ આપો છો?"

"હવે બે-ત્રણ મહિના સુધી તો મુંબઇની કોર્ટમાં મુદત પડવાની નથી અને ત્યાં તમારી જરૂર પણ હમણાં નથી, એટલે મારી સલાહ છે કે તમે આ કેસની ચિંતામાં ખૂબ સુકાઇ ગયા છો, માટે દેશમાં રહીને કાંઈક તબિયત સુધારો."

"તબિયત સુધારું?" ચંદ્રવદન ફિક્કું હસ્યો: "હવા, પાણી અને ખોરાકથી તબિયત સુધરે એમ તમે માનો છો?"

"જરૂર, પણ જરા દવા લેતા રહેવું જોઈએ."

ચંદ્રવદન ફરીથી હસ્યો: "સાહેબ! મારી તબિયત હવે સુધરવાની નથી. મારો ખોરાક માનસિક છે, એ ખોરાક મારા ભાણુામાંથી ઝૂંટવી લેવામાં આવ્યો છે; હવે તો હું ભૂખે જ મરી જવાનો."

"એ માત્ર ભ્રમણા છે. હું કહું છું કે તમે તમારા પિતાજી પાસે જઈને રહો, ખુલ્લી હવામાં ફરો અને જરા ઘી-દૂધનું જોર રાખો, એટલે તમારા મ્હોં પર જે પીળાશ છે તે અદશ્ય થઈ જશે અને રતાશ ચડી આવશે. તબિયત સુધરે એટલે મુંબઇ આવજો; કેસની સુનાવણી નીકળશે, તોપણ શરુઆતમાં કાંઈ તમારી જરૂર પડવાની નથી. વકીલોની તકરાર ચાલશે અને પછી કેસના માત્ર મુદ્દા નીકળશે, તે વખતે તમારી જરૂર પડશે એટલે તમારા સોલીસીટરો તમને ખબર આપશે."

ચંદ્રવદન વિચારમાં પડ્યો. મુંબઇમાં હમણાં પોતાને ગમશે નહિ, તો વતનમાં પણ કેવી રીતે ગમવાનું હતું? અને નબળું પડેલું મન શું નબળા શરીરને સુધરવા દે છે ખરું?

વિભા તેની માનસ મૂર્તિ હતી. પ્રતિક્ષણે તે તેના અંતશ્ચક્ષુ સમીપે જ આવીને ઊભી રહેતી. તેના દેહની દિવ્યતા ચંદ્રવદનને આંજતી. તેની માનસિક દિવ્યતા ચંદ્રવદનની ભક્તિને સ્ફુરાવતી. એ દેવીને–એ મનોમૂર્તિને હમેશાં પોતાની દૃષ્ટિ સમીપે રાખવાને તેણે કેટલાં વલખાં માર્યાં હતાં! પરન્તુ જગતના રાક્ષસોએ તેને એ દેવીથી દૂર ને દૂર રાખવાનું જ કાવતરું રચ્યું હતું. ન્યાયદેવીએ પણ રાક્ષસોનો સાથ કર્યો હતો, અને તેથી તેની બધી આશાઓ ઉપર પાણી ફરી વળ્યું હતું. કઈ આશાના અવલંબન ઉપર હવે જીવન ચલાવવું એ જ તેને સૂઝતું નહોતું. તેની નૈસર્ગિક જિજીવિષા પણ પ્રતિક્ષણે પીગળીને વહી જતી તેના જોવામાં આવતી હતી.

તેણે કહ્યું: "વતનમાં જવાની શી જરૂર છે વકીલ સાહેબ? હું આબુ કે ડુમસ જઈને થોડા દિવસ ગાળું તો?"

"ત્યાં તમારે એકલા રહેવું પડે, પણ વતનમાં વડીલો હોય, સગાંઓ હોય એટલે જરા મનને ગોઠે અને દિવસ સહેલાઈથી વીતે."

"ત્યારે તમારી સલાહ એવી છે કે હું થોડા દિવસ વતનમાં ગાળીને પછી મુંબઈ આવું?"

"હા, બરાબર."

"ઠીક, તો આપ મુંબઈ પધારો, હું મારે ગામ જઉં છું." એમ કહી ચંદ્રવદને વકીલના હાથમાં તેમના ભાડાના પૈસા મૂકયા. ફી તો અગાઉથી આપેલી જ હતી.

* * *

બૅગ અને બિછાનું મજૂર પાસે ઉપડાવીને ચંદ્રવદન જ્યારે ઘરને પગથિયે ચડ્યો ત્યારે તેની માતા ઓસરીમાં બેઠી હતી, તે તેને જોઈ રહી. પુત્રને ઓળખ્યો, તે આશ્ચર્ય પામી અને બોલી: "એકાએક ક્યાંથી આવ્યો?"

"ક્ષેમનગરથી આવું છું."

"હાં, હાં, કોરટમાં લડવા આવ્યા હશો, ખરું ને?"

" હા. "

" સસરાએ પાઘડી બંધાવી ? " એ વેણુમાંથી નીતરતી કટુતાને ચંદ્રવદન મૂગે મ્હોંએ ગળી ગયો.

ઓતમચંદ શેઠને કોઇએ બજારમાં ખબર આપી કે 'તમારો ચંદ્રવદન સ્ટેશન પર ઊતરીને ઘેર ગયો છે,' એટલે તુરત શેઠ ઘેર દોડતા આવ્યા અને પગથીએ ચડતાં જ બોલ્યા: " કેમ ભાઇસાહેબ ! તમારાં પગલાં વળી ગરીબ બાપને ઘેર કયાંથી થયાં ? "

" ક્ષેમનગર આવ્યો હતો એટલે મનમાં એમ થયું કે અહીં થઇને પછી મુંબઈ જઉં. "

" પણ અહીં તમે રહેશો કયાં ? "

ચંદ્રવદન ચમકીને જોઈ રહ્યો.

" રહેવું હોય તો ઘર જુદું ભાડે લઈને રહો, મારે ત્યાં નહિ. ખબર છે ને, તમારાં કરતુકોએ મને હેરાન–હેરાન કરી નાંખ્યો છે. "

" મને કશી ખબર નથી. "

" કયાંથી હોય ? તમારે ને બાપને હવે કયાં કશી સગાઇ રહી છે કે તમે બાપની ખબર રાખો ? ન્યાતે મને ચોખ્ખું સંભળાવી દીધું છે કે ચંદ્રવદનને તમે ઘરમાં ઘાલશો તો તમને ન્યાત બહાર મૂકીશું. હવે તમારા જેવા દીકરા પાક્યા, તેથી શું મારે ન્યાતબહાર થવું ? "

" હું તેમ નથી કહેતો પિતાજી, તમે ખુશીથી ન્યાતમાં રહો, પણ ન્યાતે તમને એવું કહ્યું તેનું કારણ શું ? "

ઓતમચંદ શેઠનો ગુસ્સો તેમના મગજની પાળ તોડીને બહાર વહેવા લાગ્યો : " અક્કરમી ! તારાં કરમ તું નથી જાણતો ? તારું સગપણ છોડતાં મારો તો નાકમાંથી દમ નીકળી ગયો; ન્યાતે સગપણ મૂકવા બદલ પાંચસો રૂપિયા દંડ લીધા અને ઉપરથી તને એકલાને ન્યાત બહાર મુકયો, નહિતો આખું કુટુંબ ન્યાત બહાર મુકાવાનું હતું. "

વાત સાચી હતી. ચંદ્રવદનનું સગપણ કરતી વખતે ગ્રેજ્યુએટ દીકરાના બદલામાં ઓતમચંદ શેઠે રૂ. ૫૦૦ કન્યાના બાપ પાસેથી ખાનગી પડાવ્યા હતા, અને સગપણ છોડવાને વખતે એ ૫૦૦ રૂ. પાછા આપવા પડ્યા હતા; તે ઉપરાંત ન્યાતને દંડ પણ આપવો પડ્યો હતો. એ દંડ શેઠને બહુ સાલતો હતો. એ દંડે જ ચંદ્રવદનને ખૂબ અળખામણો કર્યો હતો. પુત્રને પરણાવવા માટે વરઘોડો કાઢવા, ન્યાત જમાડવા કે લ્હાણું કરવા શેઠ ખુશીથી હજાર–પંદરસો ખર્ચવાનો ઉત્સાહ ધરાવતા હતા, પરંતુ ન્યાતને દંડ ભરતાં તેમને સગો પુત્ર દુશ્મન જેવો–દવલો લાગ્યો હતો.

પાંચસો રૂપિયા ઉપર વિલાપ કરતા પિતાને સંતોષવા ચંદ્રવદને ગજવામાંથી પાકીટ કાઢયું, અને તેમાંથી સો–સો રૂપિયાની પાંચ નોટો કાઢી તે પિતાને ચરણે ધરી. ઓતમચંદ શેઠે ચડપ તે ઉપાડી, ગણી, ઘડી વાળીને, ચમકતી પણ હસતી આંખે ગજવામાં મૂકી.

એકાદ ઘડી મૌનમાં વીતી ગઈ.

પિતાએ જરા નરમાશથી પૂછ્યું: "તારે અહીં કેટલાક દિવસ રહેવું છે? શા કામે આવ્યો છું?"

"પાંચ–પંદર દિવસ આરામ માટે આવ્યો છું, બીજું કશું ખાસ કામ નથી."

"પણ મને મૂંઝવણ થાય છે કે તને રાખવો કેવી રીતે? ન્યાતે તને ન્યાત બહાર મૂકયો છે, મારાથી તને ઘરમાં રખાય નહિ કે ખવડાવાય નહિ."

"તો હું અત્યારે જ પાછો ચાલ્યો જઈશ. તમને જરાએ દુઃખ થાય એવી મારી ઇચ્છા નથી."

ન્યાત પિતા–પુત્રનો સંબંધ બાહ્યતઃ તોડાવી શકે એ તો ઠીક, પરન્તુ ચંદ્રવદને જોયું કે પિતાનો પોતા પ્રત્યેનો અંતઃપ્રેમ પણ નાશ પામી ચૂકયો છે, એટલે તેને એ ઘરમાં ક્ષણભર પણ રોકાવું ઝેર જેવું લાગ્યું.

"હું સ્ટેશન પર જઉં છું."

"ભલે!" પિતાનો એ લુખ્ખો જવાબ હતો.

ઓતમચંદ શેઠ મજુર બોલાવી લાવ્યા અને ચંદ્રવદન તેને માથે સામાન પાછો ઉપડાવીને ખડકી બહાર નીકળ્યો. સામેના ખાંચે એક પડોશી ઊભો હતો તે સાંભળે એવી રીતે ઓતમચંદ શેઠ બોલ્યા: "ભાઈ, આવજે હોં, તારું શરીર જાળવજે, કાગળ પત્તર લખજે, નહિતો અમને ઉચાટ થશે."

ચંદ્રવદન મૂગો મૂગો ચાલતો થયો, એટલે માતાએ પણ 'વિવેક' કર્યો: "ભાઈ, આવજે!"

એ 'વિવેક' હતો? આજના સમાજની 'વિવેક'ની વ્યાખ્યા 'દંભ' સિવાય બીજી કોઇ જવલ્લે જ થાય છે!

ચંદ્રવદનને કાંઇ બહુ ખેદ ન થયો. પિતાના સ્વભાવથી તે પરિચિત હતો. સ્વાર્થકુશળતા અને કેવળ વ્યવહારબુદ્ધિ મનુષ્યને કેવો બનાવી મૂકે છે તે તે સમજતો હતો, પરન્તુ પુત્ર સાથેના વ્યવહારમાં પણ પિતા એટલો જ સ્વાર્થકુશળ રહેતો હશે, શુષ્ક હૃદયનો–લાગણીહીન બની જતો હશે, એવું તે માનતો નહોતો; એ સમજ નહિ હોવાને લીધે જ તેણે પિતાને ઘેર આવવાનું સાહસ ખેડયું હતું. હવે તેને સમજાયું હતું કે પોતે એ સાહસ કરવામાં ભૂલ કરી હતી.

સ્ટેશન તરફ જતાં જતાં તેને આભાસ થવા લાગ્યો કે પોતા પર હવે આફતોનાં વાદળાં જામે છે અને તેનાં આ બધાં પૂર્વ ચિહ્નો છે.

અંતરમાં પ્રસરતો નિરુત્સાહ માણસને અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પ કરાવે છે, મનને આશંકાઓ અને વહેમથી ભરી મૂકે છે.

અને જન્મભૂમિનો એ 'જા' કારો પણ ચંદ્રવદનને કોઈ અમંગળ શુકનના જેવો વસમો લાગ્યા વિના રહ્યો નહિ.



## ૪૩

# નવી સોબત

 

રાત્રિના અંધકારની સાથે ચંદ્રવદનના અંતરમાં પણ અંધકાર છવાતો જતો હતો. બધી દિશાઓમાં તેને કેવળ અંધકાર ભાસતો હતો. અંધકારના ઘેરામાં અંતઃસૂર્યનાં કિરણો પ્રકટાવીને માર્ગ શોધનારી તેની બુદ્ધિ-શક્તિ હતાશાને ખોળે સૂતી હતી. વિભા જેવી જીવનસખીને વિધાતાએ—ના, જગતના જાલીમોએ તેની પાસેથી ખૂંચવી લીધી હતી, માતા–પિતા જેવાં સ્વજનોએ તેને તરછોડચો હતો, જન્મભૂમિએ તેને વતનમાંથી હાંકી કાઢચો હતો; મિત્રો દૂર બેઠા હતા પરન્તુ તેઓય પાંખ કપાઈ ગએલા પંખીઓ કરતાં સારી સ્થિતિમાં રહ્યા નહોતા, અને પોતે એકલો–અટૂલો જીવન–રણને પ્રેવાસે ઊપડતો હતો ! ક્યાં જવું, શું કરવું, કેવી રીતે દિવસો ગાળવા, તે તેને સૂઝતું નહોતું. લાંબી તપશ્ચર્યાને અંતે કોઈ તપસ્વી પોતાને સ્વર્ગમાં લઇ જનારા વિમાનની ઝંખનાથી રાહ જોઈ રહે તેવી રીતે ચંદ્રવદન પોતાને લઇ જનારી રેલવે ટ્રેનની પ્રતીક્ષા કરતો બિસ્તરને તકીઓ બનાવી આડો પડચો હતો અને અંતરમાં કાંઇ કાંઈ મનોરથો ઘડતો તથા ફના કરતો હતો.

મુંબઈ સિવાય બીજે કયાંય જવાનો માર્ગ તેને સૂઝતો નહોતો, પરન્તુ મુંબઈ તેને હવે ઓળખામણું લાગતું હતું. તેને શાન્તિ જોઇતી હતી પરન્તુ અશાન્ત ચિત્તને શાન્તિ મળે એવી સંભાવના નહોતી. બાહ્ય શાન્તિની વચ્ચે અશાન્તિને રડવા માટે જે સમય જોઈએ તે તેને મુંબઇમાં મળે તેમ નહોતું. વતનમાં કદાચ તે મળત, પરન્તુ વતનને તો છોડવાના જ નિશ્ચયથી તે રેલ્વે ટ્રેનની રાહ જોઇ રહ્યો હતો.

બે કલાકની તપશ્ચર્યા પછી ટીકીટની બારી ખુલી. તે ઉઠચો. કયાંની ટીકીટ લેવી તેનો હજી તેણે નિશ્ચય કર્યો નહોતો. તે બારીની

સામે જઈને ઊભો રહ્યો. માસ્તરને તેણે પાંચ રૂપિયાની નોટ આપી.

" મિસ્તર ! કયાંની ટીકીટ જોઈએ ?" માસ્તરે પૂછ્યું.

" સ્હવારે ટ્રેન કયાં પહોંચશે સાહેબ ?"

" અમદાવાદ અને મહેસાણા."

" ત્યારે અમદાવાદની ટીકીટ આપો."

શૂન્ય ચિત્તમાં રવિકિરણોની પ્રભા કાંઇ નવો પ્રકાશ આપશે એવી આશાથી ટળવળતા ચંદ્રવદને અમદાવાદની ટીકીટ લીધી.

ગાડી આવી. બેગ અને બિસ્તર લઈ ચંદ્રવદન ગાડીમાં ચડ્યો. ડબ્બાના જે ખાનામાં તે આવી ઊભો તેમાં એક માંદી બાઇ સુતી હતી અને સામી બેઠક પર એક બીજી બાઇ બેઠી હતી. સૂતેલી બાઈના પગ પાસેની બેઠક જરા ખાલી હતી તે ઉપર તે બેઠો અને સામાનને તેણે બેઠકની નીચે ગોઠવી દીધો.

ડબાની બીજી બેઠકો પર બેઠેલાં સ્ત્રીપુરૂષો અલક–મલકની વાતોના તડાકા હાંકતાં હતાં અને બાળકો કલ્લોલ કરતાં હતાં. ચંદ્રવદનને પોતાના ખાનાની શાંતિ વધારે અનુકૂળ લાગી. ગાડી ઊપડી અને તે વિચારતંદ્રામાં પડ્યો.

થોડી વારે પેલી આધેડ બાઈએ દર્દી બાઇના મુખ પરથી શાલ ખસેડીને પૂછ્યું : " દીવુ ! થોડું દૂધ પીશ, બહેન ?"

" ઊંહું !" દર્દી બાઇએ ધીરો જવાબ આપ્યો.

" થોડું દૂધ લે તો સારું, નહિતો પછી દૂધ બગડી જશે."

અત્યંત કંટાળાથી ચ્હીડાઈને દર્દી બાઇએ ચીસ નાંખી : " નથી પીવું મારે, મને પડી પડી મરવા દે તોય તારો પાડ હવે !" એમ કહી આંચકો મારી તેણે શાલ પાછી પોતાના મ્હોં પર ઓઢી લીધી.

આધેડ બાઇ દર્દીની ચીસથી ગભરાઇને એકદમ મૂગી બની ગઈ. પાંચેક પળો વીતી ગઇ અને ચંદ્રવદને સહજ પૂછ્યું : " કયાં જવું છે માજી ?"

" ભાઈ ! સુરત જવું છે અને ત્યાંથી ડુમસ જઇશું."

"આ બાઇને હવાફેર માટે લઈ જતાં હશો."

"હા ભાઈ! એ મારી દીકરી છે; મહીનાથી બહુ માંદી પડી ગઇ હતી અને હવે જરા ઠીક છે. ડાકટર કહે છે કે આ ઉનાળો છે એટલે તેને દરિયાની હવા ખવડાવો, એટલે ડુમસ લઈ જઉં છું."

"ઠીક, ડુમસ દરિયાકાંઠે છે અને બધી સગવડ પણ મળશે."

"તમે ડુમસ જોયું છે?" માજીએ પૂછ્યું: "હું તો કોઈવાર ગઈ નથી, એટલે મુંઝાઉં છું. કહે છે કે સુરત સ્ટેશને જ ડુમસની ભાડાની ગાડીઓ મળે છે."

"હા, સાચી વાત છે. હું ડુમસ ગયો છું. તમને ડુમસમાં જરાએ હરકત નહિ પડે, કારણકે પૈસા ખર્ચે બધીય સગવડ મળી શકે છે."

"પૈસા ખર્ચ્યા વિના તો કાંઈ છૂટકો છે, ભાઈ? પણ દીકરીની તબિયત સુધરે તો જાણે ગંગા નાહ્યાં."

"સુવાવડમાંથી તબિયત બગડી ગઈ લાગે છે."

"ના ભાઈ ના, હજી તો કુંવારી છે. મુંબઈનું પાણી લાગ્યું હતું, તેથી તબિયત બગડી એટલે હું તેને લઇને દેશમાં આવી હતી."

એટલામાં દર્દી બાળાએ કહ્યું: "બા, મને જરા બેઠી કર, મારું પાસું તપી આવ્યું છે."

તુરત માજી ઉઠયાં અને બાળાને ટેકો આપી બેઠી કરી. પાછળ ઓસીકું મૂકી આપ્યું એટલે બાળા તેને અઢેલીને જરા સ્વસ્થતાથી બેઠી. ચંદ્રવદનને એ ફિક્કું અને ડાચાં મળી ગએલું વદન બાવીસ–ચોવીસ વર્ષે પહોંચેલું લાગ્યું, પરંતુ જ્યારે તે કુમારિકા જ હતી, ત્યારે તે અઢાર–ઓગણીસ વર્ષની વયની જરૂર હશે અને માંદગીથી તેના વદન પર પડેલી અકાલ પરિપકવતાની રેખાઓને લીધે તે ખરી ઉંમર કરતાં પાંચ વર્ષ વધારે મોટી ઉંમરની દેખાય છે એવું તેણે અનુમાન કર્યું. એ શુષ્ક વદનમાંય સૌંદર્ય–લાવણ્યની છટા દૃષ્ટિગોચર થતી હતી. નેત્રોની તેજસ્વિતા અને તરલતા ઢાંકી રહેતી નહોતી. વસ્રો

અને મુસાફરીની સામગ્રી ઉપરથી તે કોઈ સુખવસ્તુ કુટુંબની બાળા દેખાઈ આવતી હતી.

ચંદ્રવદને માજીને સહજ પૂછ્યું: "તાવ આવે છે ખરો?"

"હા, ભાઈ, તાવ આવતો'તો, પણ આઠેક દિવસથી ઊતર્યો છે. દીવુ! એક વખતની દવા પી લઈશ બ્હેન?" માજીને દવા સાંભરી.

ચ્હીડાયલી વાઘણની પેઠે દાંતીઉં કરતી દીવુ બોલી: "હવે તું મને નિરાંતે બેસવા પણ નહિ દે! લાવ તારી દવા, એટલે તું જીવ ખાતી રહે."

માજીએ દવા આપી અને દીવુએ તે પીધી. ચંદ્રવદન જોઈ રહ્યો. માજીએ બાટલીને પાછી મૂકતાં કહ્યું: "માંદગીથી એવા ચ્હીડિયા સ્વભાવની બની ગઇ છે કે ન પૂછો વાત!"

"તમારી ન્યાત કઈ?"

"અમે શ્રીગોડ બ્રાહ્મણ છીએ."

"તમારી ન્યાતમાં વરોનો તોટો હશે."

"ના, તોટો તો નહિ, પણ બધી વાતનું સરખાપણું જોતાં જોતાં દીવુ મોટી થઇ ગઈ."

માતાનો ઉત્તર સાંભળીને દીવુના મુખમાં સ્મિતરેખા ફરકીને વિલીન થઇ ગઈ. એ સ્મિતમાં સ્પષ્ટ તિરસ્કાર હતો એમ ચંદ્રવદને જોયું.

રાત વાધતી હતી, ગાડી આગળ વધતી હતી, ડબામાં મુસાફરો શાન્ત પડતાં, આડા પડતાં અને ઉંઘવા લાગતાં હતાં. ચંદ્રવદનનું પણ ડીલ મરડાતું હતું, પરન્તુ પોણા ભાગનું પાટિયું રોકી રહેલી દીવુ તેને જરાએ આડો પડવા દે તેમ નહોતું. માંદા બાઇ માણસને પોતાને જરા વધુ જગ્યા આપવાનું કહેવું એવો અવિનય તેનાથી થાય તેમ નહોતું. તેણે બેઠાં બેઠાં ભૂત ભાવિના અનેક સંકલ્પ–વિકલ્પમાં રાત્રિ ગાળવા માંડી.

દીવુએ જરા પગ સંકોરતાં પૂછ્યું : " તમે મુંબઇ જવાના છો, માસ્તર ? "

" ના, અત્યારે તો અમદાવાદની ટીકીટ લઇને ગાડીમાં બેઠો છું."

" કાંઇ કામે જતા હશો. "

" ના ના, કાંઈ ખાસ કામ નથી; હુંય જરા હવાફેર માટે વતનમાં આવ્યો હતો, પણ વતનમાં ગોઠ્યું નહિ અને હમણાં મુંબઈ જવાનો ઇરાદો નથી. ગમશે તો અમદાવાદમાં એકાદ-બે દિવસ ગાળીશ અને પછી વળી ક્યાંક જઈશ. "

" વાણિયા છો ? "

" હા. "

" હવાફેર કરવા માટે જ મુંબઈ છોડયું હોય તો અમારી સાથે ડુમસ ચાલો. "

ડુમસમાં સેનેટોરિયમ હતું અને ત્યાં એકાદ ઓરડી લઇને અઠવાડીઉં ગાળવાનો વિચાર તેણે કરી જોયો. ત્યાં હાથે રસોઈ કરવી ન હોય તો વીશામાંથી સવાર-સાંજ તૈયાર ભાણું મળી શકે તેમ હતું. દરિયાકિનારાની હવા તેની તબિયતમાં સુધારો કરશે તેવી તો તેની ગણત્રી નહોતી કે અપેક્ષા નહોતી; પરન્તુ મનોમૂર્તિના ચિંતન અને ધ્યાન માટે જે શાન્ત તપશ્ચર્યા કરવાને તેનું હૃદય તલસી રહ્યું હતું, તે માટે ડુમસ ઠીક હતું એમ તેને લાગ્યું.

તેણે કહ્યું : " બેચાર દિવસ માટે ડુમસ આવીશ, અને મને ગોઠે છે કે નહિ તે જોઇશ. "

" તો સારું. અમારી સાથે કોઈ પુરુષ નથી અને તમારા જેવા કોઈ કાઠિયાવાડના જ માણસનો સાથ હોય તો અમનેય ઠીક પડે." દીવુ બોલી. તેના કંટાળેલા-થાકેલા વદન પર સંતોષની એક રેખા પડી.

માજી સામેના પાટિયા પર ઝોકાં ખાતાં ખાતાં જરા ઉંઘમાં પડયાં હતાં.

ચંદ્રવદનની સંસ્કારી રીતભાત, વિવેકભરી વાણી, દુઃખી હૃદયની સહાનુભૂતિભરી દૃષ્ટિ અને નમ્રતા જોઈને પોતાને એક સારો સહ-પ્રવાસી મળી ગયો એમ દીવુને લાગ્યું. માતા પર તે ચ્હીડાઈ જતી, તે વખતે આ પ્રવાસીનો સાથ થયો તે ઠીક થયું એમ તેના અંતરને લાગ્યું. હવે તો તે ઠેઠ ડુમસ સુધી આવવાનો હતો અને ત્યાં થોડા દિવસ રહેવાનો પણ હતો એ તેને ગમ્યું. પ્રવાસીઓનાં હૃદય નગરોથી દૂર અણુઅભડાયલા વાતાવરણમાં સરલ બની જાય છે અને તેઓ સહજમાં એકબીજાંનાં ઓળખાણવાળાં મિત્રો બની જાય છે. મનુષ્ય મિત્રતા અને માનવસહચારને ઝંખે છે. પ્રવાસમાં તેને એકલતા લાગે છે, ત્યારે તેને જે કોઈ સમાનધર્મી, સમાનવ્યવસાયી, સમાન-દિશાભિમુખી કે સમાનશીલ માનવ મળી જાય છે, તેની મિત્રતા અને સહચારને તે હૃદયકપાટને ખોલીને ત્વરાથી ઝીલી લે છે. અનેક મિત્રોની જોડીઓ પ્રવાસમાં જામી જાય છે, અનેક ધંધાદારીઓની લેવડદેવડ અને વેપાર સહપ્રવાસથી વિકાસ પામે છે અને અનેક દુઃખી હૃદયોએ દિલના વિસામા પ્રવાસી સાથીઓમાં શોધ્યા છે. દીવુ આ સહપ્રવાસી બનેલા જુવાનના અંતરની નિકટ જવાને યત્ન કરવા લાગી : " તમારું નામ શું, માસ્તર ?"

" ચંદ્રવદન."

" મુંબઈમાં શો ધંધો કરો છો ?"

" નિશાળમાં હું ભણાવતો, સાઠેક રૂપિયા પગાર મળતો."

" દેશમાં કેમ આવેલા ?"

" થોડું ઘરકામ હતું, પિતાજીને મળવું'તું, અને હવાફેરનો ઈરાદો હતો, પણ ગમ્યું નહિ. નબળી તબિયતે માણસને ક્યાંય ચેન પડતું નથી."

" સાચું કહો છો તમે; મનેય ક્યાંય ગમતું નથી. ડુમસમાં હવે ગમે તો સારું, નહિતો હું પાછી ઊથલી પડવાની."

"તબિયત સુધરવા લાગે છે અને શરીરમાં લોહી વધે છે, એટલે દર્દીને ગમે છે ખરું."

"પણ કોઈ મનગમતી સોબત તો જોઈએને!" દીવુ બોલીઃ "નહિતો દિવસ કેમે કર્યો ખૂટે નહિ."

"તમે મુંબઈ રહેતાં'તાં, તો ત્યાં તમારા ભાઈ, કાકા, કોણ રહે છે?" ચન્દ્રવદને જોયું હતું કે માજી વિધવા હતાં.

દીવુ બોલીઃ "મુંબઈમાં અમારું કોઈ સગું નથી, પણ મને ભણવાનો ઉમંગ હતો એટલે મારી બા મને ત્યાં લઈ ગઈ હતી, પણ હું માંદી પડી એટલે અમે દેશમાં પાછાં આવ્યાં."

"તમે અંગ્રેજી કેટલું ભણ્યાં?"

"અંગ્રેજી તો હું ભણી નથી, પણ નર્સીંગ શીખવાનો મને ઉમંગ હતો, ત્યાં તો મારું નર્સીંગ મારી બાને કરવાનો વખત આવ્યો!" અને દીવુ હસી.

આવી છૂટક-તુટક વાતચીતો બેઉ વચ્ચે ઠેઠ સુરત સુધી અનેક વાર થઈ. દીવુ એક ચતુર, બુદ્ધિશાળી અને સુંદર સ્વભાવની તેમજ રમૂજી બાળા હતી એમ ચન્દ્રવદને જોયું; તે સાથે તેણે એમ પણ જોયું કે તેને તેની માતાનો એક શબ્દ પણ ગમતો નહિ, છતાં માતા જરાએ કંટાળ્યા વિના પુત્રીને પ્રસન્ન રાખવા જ મથ્યા કરતી. માજી સારી પેઠે ધનવાન હોય અને સુખી માણસના જેવી ખર્ચાળ ટેવમાં ન ઊછર્યાં હોય એવું પણ ચન્દ્રવદને જોયું. ચન્દ્રવદન ડુમસ આવી થોડા દિવસ રહેશે એવું જાણી માજીને પણ દીવુના જેટલો જ સંતોષ થયો હતો.



# ૪૪
# ડુમસમાં



ડુમસમાંના સેનેટોરિયમમાં ચન્દ્રવદને બે ઓરડીઓ મેળવી અને તેમાંની એકમાં દીવુ તથા તેની માની ગોઠવણુ તેણે કરી આપી અને બીજીમાં તેણે પોતાનો સામાન મુકાવ્યો. દરિયાની નજીકમાં જ સેનેટોરિયમ આવેલું હતું, ખરો ઉન્હાળો પણ અહીં લાગતો નહોતો અને સ્હવારમાં તો ખુશનુમા ઠંડી હવા દર્દીઓનાં દર્દોને દફે કરવા માટે પૂરતી હતી.

ચન્દ્રવદનનો સાથ માજીને સોનાના મૂલ્યનો થઈ પડ્યો. ચન્દ્રવદન ડુમસથી જાણીતો હતો, જોઇતી વસ્તુ કયાંથી મળશે તેનો તે ભોમિયો હતો, એટલે અજાણ્યાં માજીને પહેલાં જે કાંઈ મૂંઝવણુ થતી હતી તેનો જરા જેટલોએ અનુભવ તેમને કરવો પડ્યો નહિ તે ચન્દ્રવદનને લીધે જ. તે વારંવાર કહેતી: "તમારો જો સાથ અમને ન થયો હોત, તો અમે મુંઝાઈ મુંઝાઇને મરી જાત. પ્રભુએ જ અમને તમારો સાથ મેળવી આપ્યો."

સ્હવારે તો ચન્દ્રવદને અને માજીએ પોતપોતાની સાથે આણેલા ભાથામાંથી ચલાવ્યું પણ સાંજે માજીએ તાજી રસોઈ કરી. ચન્દ્રવદને વીશીમાંથી ભાણું મંગાવ્યું, એ જોઇને માજી કકળી ઉઠયાં: "આ તમે શું કર્યું? અમારી સાથે જ તમારે જમવાનું છે. શું તમે થોડું ખાશો તો અમે ગરીબ થઈ જઈશું?"

અને દીવુ બોલી: "તમને મારા સોગંદ છે, એ ભાણું પાછું મોકલાવી દો. શું અમે એટલાં નગુણાં થઇએ અને તમને નબળી તબિયતે વીશીનો ખોરાક જમવા દઇએ?"

ચન્દ્રવદનને વિચાર થઈ પડ્યો. કેવળ અજાણ્યાં અને માત્ર પ્રવાસમાં જ સંગાથ થયો હતો એવાં ટુંકા પરિચયનાં મનુષ્યો સાથે એકદમ ઘરોબો બાંધી દેવો એ તેને અણુગમતી વાત હતી. તેણે

કહ્યું: " તમારો હું આભારી છું, પરન્તુ મને એ બાબતમાં આગ્રહ ન કરશો. કોઈની સાથે કેટલો સંબંધ બાંધવો અને જાળવવો એ વિષે મારા ચોક્કસ નિયમો છે અને એ નિયમોની બહાર જઈ હું આપને ત્યાં જમી શકીશ નહિ."

દીવુ ચ્હીડાઇને બોલી: " ત્યારે અમે મૂરખાં કે તમને આટલી બધી તકલીફ આપી. આ ડુમસમાં જેવા તમે મુસાફર છો, તેવાં અમે મુસાફર છીએ; પંખીઓના મેળાની પેઠે આપણે છૂટાં પડી જવાનાં છીએ; એટલો વખત પણ એક બીજાના કામમાં ન આવીએ તો પછી માણસનું ખોળિયું મળ્યું શા કામનું?"

ચંદ્રવદન નીચું જોઇને બોલ્યો: " મને શરમાવશો નહિ. તમારે માટે તકલીફ ઉઠાવવામાં મેં કાંઈ મારો દોકડોય ખર્ચ્યો નથી."

માજી બોલ્યાં: " ચન્દ્રવદનભાઈ! મારું થોડું માનો. જુઓ, તમે અહીં કેટલો વખત રોકાશો તે નક્કી નથી. તમારે મહીનો–બે મહીના રોકાવાનું થાય અને તમને અહીં ગોઠે, તો ખુશીથી તમે વીશીમાંથી ભાણું મંગાવજો, પણ એ હજી નક્કી ન થાય ત્યાંસુધી– માત્ર દસબાર દિવસ સુધી અમારી ઓરડીએ જમજો."

ચન્દ્રવદને એટલી માંગણીનો છેવટે સ્વીકાર કર્યો.

એક–બે દિવસમાં જ જણાવા લાગ્યું કે દીવુની તબિયત સુધરતી જતી હતી, પરન્તુ ચન્દ્રવદનની તબિયત બગડતી જતી હતી.

સ્હવારે અને સાંજે બેઉ વખત ત્રણે જણાં દરિયાના કાંઠા પર ફરતાં, વાતો કરતાં અને વખત ગાળતાં. બપોરે ભોજન પછી નિદ્રા, ત્યારપછી ચાહ કે કોફી અને સાંજે પુનઃ ફરી આવ્યા પછી ભોજન એ તેમનો કાર્યક્રમ હતો. ચાર પાંચ દિવસ પછી તો દીવુ અને ચન્દ્રવદન એકલાં પણ ફરવા જવા લાગ્યાં. કોઈ વાર માજી રસોઈમાં રોકાયાં હોય તો સાથે ન જતાં અને કોઈ વાર ફુરસદ હોય તો જતાં પણ ખરાં.

દીવુને ચન્દ્રવદનનો પરિચય બહુ ગમી ગયો હતો. તેની સાથે

વાતો કરવામાં દીવુની અનેક સ્હવારો, બપોરો અને સાંઝો ઝડપથી વીતી ગઈ હતી. માજીને પણ સમઝાવા લાગ્યું હતું કે દીવુ પોતાના પર ચ્હીડાતી હતી તે ડુમસમાં આવ્યા પછી ચ્હીડાતી નહોતી, તે ચન્દ્રવદનના પરિચયનો પ્રભાવ હતો. તેનો બધો સમય હવે આનંદમાં જતો હતો અને તેથી તેની તબિયત સુધરતી હતી.

પરન્તુ ચન્દ્રવદન ઉપર દીવુના સહવાસની કશી અસર થઇ નહોતી. દીવુની આનંદભરી વાતો સાંભળતાં પણ તેણે કોઈ વાર ઉલ્લાસ કે આનંદ-રોમાંચનો અનુભવ કર્યો નહોતો. તેનું ચિત્ત કેવળ વિભાની મૂર્તિમાં લાગ્યા કરતું હતું અને તેનું જ સ્મરણ કરતો, વિરહ અનુભવતો, હતાશાથી દગ્ધ થતો તે રાત્રિ–દિવસ ચિંતાતુર રહ્યા કરતો હતો. એ ચિંતાતુરતા ડુમસની દરિયાઈ હવાને પણ હરાવીને પોતાનો પ્રભાવ ચન્દ્રવદનના અંગોપાંગ ઉપર પાડતી હતી.

ચન્દ્રવદનનો પોતાના ભાવિ જીવનનો બધો રસ સુકાઈ જવા લાગ્યો હતો. વિભા વિનાનું જીવન હવે તેની કલ્પનામાં પણ સ્થિર થઈ શકતું નહોતું. આજસુધી તે હિંમતપૂર્વક દિવસ ગાળી શકયો હતો, કારણકે વિભામય ભાવિ જીવનની આશા તેના અંતરમાં અમી પૂરી રહી હતી; હવે એ અમીને ધારણ કરનાર હૃદયને સ્થાને એક સૂકું કાચલું માત્ર હતું, જેમાં ધગધગતી રેણુ હતી, તે હૃદયને દઝાડતી હતી, મુખવાટે ઊના નિઃશ્વાસો સ્ફુરાવતી હતી અને દેહનાં લોહી–માંસને પ્રત્યેક ક્ષણે શોષતી હતી.

દીવુ એ ઉલ્લાસહીન અંતરને જોઈ શકતી હતી, પરન્તુ તેનું કારણ તે સમજી શકતી નહોતી. થોડા દિવસ દીવુને એમ લાગ્યું હતું કે માસ્તરને કાંઈ દર્દ હશે, પરન્તુ પછી તો તેને સમઝાતું ગયું કે તે કાંઈ અંતરના દર્દથી પીડાઈ રહ્યા છે. એક વાર સાંઝે ડુમસની ચોપાટી પર ફરતાં ફરતાં તેણે ચન્દ્રવદનને પૂછવાની હિંમત કરીઃ " માસ્તર ! ડુમસમાં આવ્યા પછી તમારી તબિયત ઊલટી બગડતી જતી દેખાય છે, નહિ વારુ ? "

"હા, મને પણ એમ લાગે છે ખરું."

"તો તમે કાંઈ દવા લ્યો."

"ના, ના."

"એમ શામાટે?"

"મને દવા ગમતી નથી."

"દવા ગમતી નથી, તો શું માંદગી ગમે છે?" દીવુ જરા હસી.

"ખરેખર માંદગી જ ગમે છે."

"તમે તો કોઈ અદ્ભુત માણસ લાગો છો. માંદગી તો કોઇને ન ગમે."

"છતાં મને તે ગમે છે."

દીવુ એ સાંભળીને જાણે ચોંકી ઉઠી અને ચાલતાં ચાલતાં થોભી ગઈ. તેણે ચન્દ્રવદનના ફિક્કા ચહેરા સામે જોઈને પૂછ્યું: "માસ્તર, તમારા દિલમાં કાંઈ દુઃખ છે?"

"હા, છે."

"તમે કહો છો કે તમે પરણેલા છો; મને લાગે છે કે તમને સ્ત્રી સંબંધી જ કાંઈ દુઃખ હોવું જોઇએ."

ચન્દ્રવદને ચૂપ રહી રેતીમાં આગળ ડગલાં ભરવા માંડ્યાં. દીવુ પાછળ પાછળ દોરાઈ.

"માસ્તર! શું તમે મને જવાબ નહિ આપો?"

"ના!" ચન્દ્રવદને ગંભીરતાથી અને જરા આવેશથી જવાબ આપ્યો.

"કેમ વારુ?" દીવુ હજી હિંમતથી પોતાના પ્રશ્નને વળગી રહી.

"મારા દિલના દર્દનો ઉપચાર કરવાનો કોઇને પણ અધિકાર નથી. તારે મને એ વિષે કોઇ વાર ફરીથી પૂછવું નહિ."

દીવુની હિંમત આળપંપાળ બની ગઇ. તે ચંદ્રવદનથી કાંઇક બીધી પણ ખરી. એ સરળ દિલનો, સીધી રીતભાતવાળો, વિનયી

અને સુશીલ જુવાન તેને ખરેખર ગમતો હતો, તેના સહવાસમાં તેને સારી પેઠે ગોઠી ગયું હતું અને તેણે તેના દિલ તરફ પણ કૂચ કરવા માંડી હતી. પરંતુ આજે એ કૂચ દરમ્યાન તેણે એક ડગલું એવું ભર્યું હતું કે તેથી તેને ખૂબ પાછું હઠવું પડયું હતું. તે ક્ષણથી તે મૂગી બની ગઈ, અને દરિયાકિનારેથી ફરીને પાછાં નિવાસસ્થાને જઇ પહોંચતાં સુધી તે ચંદ્રવદન સાથે એક શબ્દ પણ બોલી નહિ.

બીજે દિવસે સ્હવારે મોડે સુધી ચંદ્રવદન બિછાનામાંથી ઉઠીને બહાર આવ્યો નહિ. તેની ઓરડીનું બારણું ઉઘડેલું જોવા દીવુ પાંચ–સાત વાર બહાર ઓટલા પર આવીને નજર કરી ગઇ.

છેવટે પ્રહર દિવસ ચડયો. ચંદ્રવદન ઉઠ્યો અને ઓરડીનું દ્વાર ઉઘાડયું કે તુરત દીવુ દોડતી અંદર ગઈ અને બોલી: "માસ્તર! અત્યારસુધી તમે સૂઈ રહ્યા, તો મારી સાથે રીસાયા છો કે શું?"

અને તેણે ચંદ્રવદનના મ્હોં તરફ જોયું. ગઈ કાલની સાંઝ કરતાંય અત્યારે ચંદ્રવદનનું વદન વધારે ફિક્કું પડેલું તેણે જોયું.

એક ફિક્કું સ્મિત કરીને તે બોલ્યો: "તારી સાથે હું શા માટે રીસાઉં? પણ રાત્રે મને ખૂબ તાવ ચડયો હતો, દીવુ!"

દીવુએ તત્ક્ષણ ચંદ્રવદનને કપાળે હાથ મૂકી જોયો. "અત્યારે પણ થોડો તાવ લાગે છે."

"હા છે; શરીર કળે છે, પગ તૂટે છે એટલે તાવ હોવો જ જોઇએ."

"ડુમસમાં હવાનું સુખ, પણ મચ્છરનું દુઃખ ખરું. તમારી પાસે મચ્છરદાની નથી?"

"ના, ના, હું કાંઈ ડુમસ આવવા નીકળ્યો નહોતો, એટલે શામાટે લાવું?"

તુરત દીવુ પોતાની ઓરડીમાં ગઈ. તે પોતાની પથારી ઉપર બાંધેલી મચ્છરદાની છોડીને લઇ આવી, અને ચંદ્રવદનની પથારી પર બાંધવા લાગી. ચંદ્રવદને કહ્યું: "પણ તારી મચ્છરદાની અહીં બાંધે છે, તો પછી તું શું કરીશ?"

"તમારે મને એ વિષે કોઇ વાર ફરીથી પૂછવું નહિ!" દીવુ બોલી અને તાવના ઉભરામાંએ ચંદ્રવદનથી હસ્યા વિના રહેવાયું નહિ.

માજી પાસે ક્વીનાઇન હતું તે ચંદ્રવદને લીધું એટલે તેનો તાવ ઊતરી ગયો, પરંતુ બે દિવસ પછી પાછો ફરીથી તાવ આવ્યો. તાવ દરમ્યાન દીવુ ચંદ્રવદનની પથારી પાસે વધુ સમય ગાળતી અને તેની સારી રીતે સુશ્રૂષા કરતી.

તાવની ચડ–ઊતરમાં બાર–ચૌદ દિવસ વીતી ગયા અને ચંદ્રવદનને વધારે નબળાઈ જણાવા માંડી. દીવુની શુશ્રૂષા તેના ચિત્તનું આકર્ષણ કરતી. એ નવયૌવના કુમારિકા વિનાસંકોચે પોતાની પાસે ને પાસે રહે, અને તેની માતા તેને તેમ કરવાની છૂટ આપે, તે તેને જરા વિચિત્ર લાગતું, પરન્તુ ધીરે ધીરે તેને સમજાવા લાગ્યું હતું કે દીવુનું દિલ પોતા તરફ વિશેષ ને વિશેષ આકર્ષાતું જાય છે! તેને હવે ગૂંચવણ ઊપજવા લાગી. દીવુનો વધુપડતો સહવાસ ઓછો કરવો જોઇએ એમ તેને પોતાનું મન કહેવા લાગ્યું; પણ તેની શારીરિક અસ્વસ્થતા એટલી વધતી જતી હતી કે માજીનો ભોજનનો ઉપકાર અને દીવુનો શુશ્રૂષાનો ઉપકાર માથે ચડાવ્યા વિના તેને ચાલે તેમ નહોતું: તેની લાચારીએ તેને એ વિષમ સ્થિતિમાં મૂકયો હતો.



## ૪૫

# દીવુનાં સુખસ્વપ્નો



સંધ્યાનો સમય હતો. સૂર્યની છેલ્લી સોનેરી કિનારને દરિયાના જળમાં ડૂબી જતી ચંદ્રવદન જોઇ રહ્યો હતો. તેની ઓરડીના દ્વાર પાસેના વિશાળ ઓટલા પર આરામખુરશીમાં પડયો પડ્યો તે સૂર્યાસ્તમાં ચિત્ત પરોવી રહ્યો હતો અને ભૂતકાળનાં સંસ્મરણોના ધોધમાં સ્નાન કરતો હતો. એ સંસ્મરણો સુખનાં હતાં અને દુઃખનાં

પણ હતાં; જ્યારે સુખની રેલ ચાલી રહી હતી ત્યારે દુઃખનું સ્વપ્ન પણ આવતું નહોતું અને અત્યારે આવી પડેલા દુઃખની નિશામાં તેને ભાવિ સુખનું એક કિરણ પણ દૃષ્ટિગોચર થતું નહોતું. સમાજથી તરછોડાયલો, સ્વજનોથી ત્યજાયલો, પત્ની પાસેથી હાંકી કઢાયલો, મિત્રોથી ભુલાતો જતો, દીન અને હીન સ્થિતિનો અનુભવ કરતો અત્યારે પોતે એક આરોગ્યભુવનની વગરભાડાની ઓરડીમાં સાજો–માંદો કાલક્રમણ કરી રહ્યો હતો; આવતી કાલના ભાવિનો પણ તેની પાસે કશો કાર્યક્રમ નહોતો, ત્યાં ભાવિ જીવનની રેખાઓ તો તે ક્યાંથી આંકી શકે? કાર્યહીનતાથી માથે આવી પડેલી ફુરસદની પ્રત્યેક ક્ષણે તે હીજરાયા કરતો હતો અને વિભા પોતાની બાજુએ નથી એ સ્થિતિનું તેને જરાએ વિસ્મરણ થતું નહોતું.

ઉલ્લાસ આરોગ્યપ્રદ છે અને વ્યાકુળતા આરોગ્યનાશક છે : એ બેઉના નમૂના એ આરોગ્યભુવનમાં હતા. દીવુના અંતરમાં ઉલ્લાસ હતો, ચંદ્રવદનના અંતરમાં વ્યાકુળતા ભરી હતી. દીવુ તંદુરસ્ત બનતી જતી હતી, ચંદ્રવદન શક્તિહીનતા, પાંડુતા, જ્વર અને અવાર-નવાર શરદીથી ઘેરાતો જતો હતો. દીવુ ઉલ્લસિત રહ્યા કરતી હતી, તેનો શક્તિહીનતા અને રક્તશોષણનો રોગ દફે થઈ ગયો હતો, કારણકે અહીં તેને ચંદ્રવદન જેવા જુવાનનો સહવાસ પ્રાપ્ત થયો હતો. તે કોઈ વાર ચંદ્રવદનને કહેતી પણ ખરી: "માસ્તર! જો તમારો સંગાથ ન થયો હોત અને મારી બા મને અહીં લઈને એકલી જ આવી હોત તો હું આ હવામાંય વધારે માંદી પડી જાત!" ચંદ્રવદનની પાસે બેસવું તેને ગમતું; તેની સાથેની વાતો તેને મીઠી લાગતી; તેની શુશ્રૂષા કરતાં તેનામાં હરિણીસમાન ચપળતા આવતી. કોઈ વાર ગંજીફો રમતાં ચંદ્રવદનથી હારી જતી વખતે દીવુને જે આનંદ થતો અને તેના ગાલમાં લજ્જાનાં ચકરડાં પડતાં, તે તો ચંદ્રવદનને પણ ક્ષણભર આકર્ષતાં.

ચંદ્રવદનનું વ્યક્તિત્વ દીવુને ઉલ્લાસપ્રેરક બનતું, પરન્તુ દીવુ

પોતાના ઉલ્લાસનું પ્રતિબિંબ ચંદ્રવદનના વદન પર પડેલું જોતી નહિ. દીવુનું હસતું મ્હોં, તેની અજબ ચાલાકીભરી વાતો, તેના ટોળટપ્પા, એ કશું ચંદ્રવદનના વદન ઉપર વિશિષ્ટ ઉલ્લાસપ્રેરક બનતું દેખાતું નહિ. તે કોઈ વાર હસતો પણ તેમાં શુષ્કતા દેખાતી, તે વાતો કરતો પણ તેમાં ભાવશૂન્યતા તરતી, તે દીવુ તરફ આકર્ષાતો પણ એ આકર્ષણ એવું સૌમ્ય-શાંત હતું કે દીવુને તો તેથી કોઈ વાર ગ્લાનિ પણ થઈ આવતી !

દીવુએ મનમાં કાંઈ કાંઈ રસસ્વપ્નો માણી લીધાં હતાં. તે કુમારી હતી; માતાએ હજીસુધી તેને પરણાવી નહોતી; ચંદ્રવદન ભણેલો, જુવાન અને ઘરસંસારનો દુઃખી હતો, તો તેને પોતે પોતાની મેળે પરણી લે તો શું ખોટું ? તેને સાંભરતું કે પોતે બ્રાહ્મણપુત્રી હતી અને ચંદ્રવદન વણિક હતો; પરંતુ જ્યારે આટલી મોટી વય થતાં સુધી માતાએ તેને સ્વજ્ઞાતિમાં પરણાવવાની દરકાર કરી નહોતી, તો પછી પોતાની મેળે પોતાના મનમાન્યા યુવક વેરે પરણી જવામાં તેને કશો વાંધો દેખાતો નહોતો. તે સમજતી હતી કે પોતાની માતા તેવું થવા દે તેવી નથી, પોતે તેમ કરે તો માતા તેને એક પાઈ પણ આપે નહિ, છતાં દીવુને હીંમત હતી કે માતાની કે તેની પાસેના ધનની પરવા કર્યા વિના જો પોતાને ચંદ્રવદન જેવો પતિ મળે, તો પોતે સુખી થયા વિના રહે નહિ. જો ચંદ્રવદન હા કહે તો માતાને સૂતી મૂકીને પણ તે ચંદ્રવદન સાથે નાસી જવા તૈયાર હતી ! પરંતુ હજી તે ચંદ્રવદનના દિલનું દર્દ જાણી શકી નહોતી. તે માત્ર કલ્પના જ કરી શકતી હતી અને એ કલ્પનાવડે તે માની લેતી હતી કે ચંદ્રવદન સ્ત્રીસંબંધી દુઃખ ભોગવતો હતો. તેની સ્ત્રી નઠોર હશે, અભણ અને અયોગ્ય હશે, તેની સાથે રહેવા ઇચ્છતી નહિ હોય, અથવા તો સ્ત્રી તરફનું કેવું દુઃખ એ બિચારો જુવાન વેઠતો હશે તેની કશી વીગત તેની પાસે નહોતી. કદાચ પોતે ચંદ્રવદનને પોતાનો કરે અને પછી તેની સ્ત્રી તેની સાથે આવી રહે, તો બે સ્ત્રીઓનો એ પતિ પોતાને સુખને બદલે દુઃખ .આપ-

નારો અને એવી ગણુત્રી પણ કોઈ વાર દીવુ કરતી, પરન્તુ એ દુઃખની ખરદાસ્ત કરવી એ તેને હાલની પોતાની દુઃસ્થિતિ કરતાં વધારે રુચિકર લાગતું! હાલની દુઃસ્થિતિને દીવુ અત્યંત ભયંકર માનતી હતી, તેથી જ તે એવું સાહસ કરવાનાં સ્વપ્નો પણ રચતી.

પરન્તુ એ સ્વપ્નો તે સ્વપ્નો જ હતાં. ચંદ્રવદન પોતા સાથે ખુલ્લા દિલથી જરાએ વાતચીત કરતો નહિ, એ તેને સાલતું હતું. કોઇ વાર તે જાણીજોઇને દીવુની અવગણના કરતો તે દીવુ જોતી હતી, છતાં દર્દના ઊભરામાં કે હીજરાતા અંતઃકરણના કોઇ ઊંડા નિઃશ્વાસમાં ચંદ્રવદનની આંખોમાં અત્યંત વ્યાકુળતા દીવુ જોતી ત્યારે તેનું દિલ મમતાથી આર્દ્ર બની જતું અને તે ચંદ્રવદન પાસે દોડી જઈને તેને શાન્ત કરવા મથતી.

આ સ્થિતિમાં દિવસો વહી જતા હતા. બેઉનાં ભાવિ આડે અકલ્પ્ય ભાવિનો કાળો પડદો પડેલો હતો. એ પડદો હડસેલી મૂકવાના કોઇના યત્નો ફાવ્યા નહોતા.

સંધ્યા વીતી અને રાત્રિ આવી પહોંચી. દીવુ દૂધનો પ્યાલો લઇને ચંદ્રવદનની પાસે આવીઃ "આ દૂધ પી લેશો?"

"હા. ઓરડીમાં હજી અંધારું છે." ચંદ્રવદન બોલ્યો.

"રાત્રિ પડી એટલે અંધારું થાય જ."

ચંદ્રવદન ખુરશી પરથી ઉઠચો અને ઓરડીમાં પેઠો. તેણે મેજ પરથી દવાની બાટલી લીધી અને પછી ચટાઈ પર બેઠો. દીવુએ ચટાઇની બાજુએ દૂધનો પ્યાલો મૂકયો અને તે મૂગી બેઠી. ચંદ્રવદને વાડકીમાં દવા કાઢી અને પી લીધી. પછી પ્યાલામાંથી થોડે થોડે દૂધ પીવા માંડયું.

અંધકાર ગાઢ થતો જતો હતો. દીવુની ચળકતી આંખો દર્દીના મ્લાન અને મૂગા વદનને જોઇ રહી હતી.

ચંદ્રવદને દૂધ પીને પ્યાલો નીચે મૂકયો. આરામ લેવાને તે

ચટાઇ પર જરા ખસ્યો અને પાછળ તકિયો પડેલો છે એમ ધારીને તે પર પડ્યો, પણ ત્યાં તકિયો નહોતો. તે પછડાયો અને દીવાલ સાથે તેનું માથું અફળાયું !

"પાછળ તકિયો નથી ?" એ એકદમ ચમકીને બોલી ઉઠ્યો.

દીવુએ જવાબ આપ્યો: "ના."

"અંધારે ખબર ન પડી." તે જરા વધુ આઘો ખસીને દીવાલને અઢેલીને બેઠો.

દીવુ ચૂપ-ચાપ બેઠી હતી. તે ક્યારની ધારી રહી હતી કે ચંદ્રવદન પોતાને દીવો કરવાની આજ્ઞા કરશે, તકિયો લાવીને મૂકવાનું સૂચવશે, પણ ચંદ્રવદને તેને કશું કહ્યું નહિ.

દીવુથી હવે રહેવાયું નહિ. તે ઠપકાભરેલે સ્વરે બોલી: "માસ્તર ! હું કાંઇ તમારા વાંકમાં આવી છું ?"

"કેમ એવું પૂછે છે ?"

"ત્યારે તમે મને કેમ દીવો કરવાનું ન કહ્યું ? માથું અફળાયું, તોય મારી પાસે તકિયો ન મંગાવ્યો !"

"આટલું આટલું તું મારે માટે કરે તે શું થોડું છે કે હું તને એવી આજ્ઞાઓ કરવાની ધૃષ્ટતા કરું ? આ પરદેશમાં જે વખતે મારી પાસે મારું કોઈ નથી, તે વખતે તું......"

ચંદ્રવદન આગળ બોલતો અટકી ગયો. તેનો કંઠ ગદ્ગદ્ થતો જણાયો. દીવુએ એકદમ ઊભા થઇને દીવો કર્યો. ચંદ્રવદનની આંખોમાંથી વહેતી અશ્રુધારા તેણે જોઇ અને તેનો રોષ ઊતરી ગયો.

તેણે તકિયો લાવીને ચંદ્રવદનની પીઠ પાછળ ગોઠવ્યો અને દૂધનો બીજો પ્યાલો તે લઈ આવી, પણ ચંદ્રવદને તે પીવા ના કહી. દીવુના આગ્રહને વશ થઇ તેણે માત્ર એક ઘુંટડો ભર્યો અને પ્યાલો પાછો મૂકી દીધો.

થોડી ક્ષણો વીતી ગઇ. ચંદ્રવદન કાંઇક શાન્ત લાગ્યો, ત્યારે

દીવુએ પૂછ્યું: "ગુસ્સો ન કરો તો હું થોડું પૂછું."

"પૂછ."

"તમને મારી સેવા લેતાં સંકોચ થતો હોય તો તમારી સ્ત્રીને બોલાવી શકાય તેમ નથી ?"

"ના."

"કેમ વારુ ?"

મનમાં જવાબ ઘૂંટીને તે બોલ્યો: "દીવુ ! જગતના જાલીમોએ મારી સ્ત્રીને મારા હાથમાંથી ખૂંચવી લીધી છે."

ક્ષણભર થોભી દીવુએ પૂછ્યું: "પણ ડાહી સ્ત્રી એવા જાલીમોની પરવા કર્યા વિના પતિ પાસે કેમ આવ્યા વિના રહે ? તમે પત્ર લખો, તે જરૂર આવશે."

"નહિ, નહિ, દીવુ ! એ બિચારી વિષમ સ્થિતિમાં છે; મારો પત્ર પણ તેને મળી શકશે નહિ."

"મને તો લાગે છે કે તમે એ જ દુઃખમાં માંદા પડ્યા છો, નહિ વારુ ?"

"મારા રોગનું તેં સાચું નિદાન કર્યું છે."

એ વાત એટલેથી જ અટકી. દીવુમાં જરા હિંમત આવી. ચંદ્રવદનની સુશીલતા દીવુને મુગ્ધ કરતી, તેનું દુઃખ તેનામાં દયાંકુર ઉત્પન્ન કરતું, તેની એકલતા પોતાની અભિલાષા પાર પાડવામાં મદદગાર બનશે એમ પણ તેને લાગ્યું.

અને ત્યારથી દીવુનો ચંદ્રવદન ઉપરનો ચાહ વધ્યો.



## ૪૬
## દીવુ પોતાનો મનોભાવ સ્પષ્ટ કરે છે, પણ....



મધરાત જામી હતી. ચંદ્રવદન ખોંખોં કરતો બિછાનામાં આમથી તેમ આળોટતો હતો. તેને ઉંઘ આવતી નહોતી. શરીરમાં તાવ તો સાધારણ હતો, પરન્તુ ઉધરસ તેને ઉંઘવા દેતી નહોતી અને મગજ ઉત્તમ રહ્યા કરતું હતું. કાંઈ કાંઈ વિચારો મગજમાં આવતા અને જતા. વિચારો કરવા છોડીને ઉંઘી જવાને તે જેમ જેમ યત્ન કરતો હતો, તેમ તેમ દબાયલી કમાનની પેઠે વિચારો વધારે જોર કરતા હતા.

બાજુએ એક આરામખુરશીમાં પડેલી દીવુ જાગી રહી હતી, અને વિચારતરંગોનો સંવાદ ખળભળતા સાગરના તરંગોની સાથે સાધી રહી હતી.

એટલામાં નજીકના કોર્ટના મકાનમાંની ઘડિયાળનો એક ડંકો સંભળાયો. ચંદ્રવદન બોલ્યોઃ "દીવુ ! કેટલા વાગ્યા ? એક !"

દીવુ ચડપ ઉઠી અને ચંદ્રવદનના ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી તે જોઈને તેણે કહ્યું: "ના, સાડાબાર !"

"બહુ રાત ગઈ છે; જા, હવે તું સૂઈ રહે."

"તમને ઉંઘ આવશે, એટલે હું મારી મેળે જતી રહીશ."

"દીવુ !" જાણે કે પોતે ખૂબ અકળાતો હોય તેવે સ્વરે તે બોલ્યોઃ "હવે તો હદ થાય છે. મધરાત સુધી તું મટકું એ માર્યા વિના રોજરોજ મારા બિછાના પાસે બેસી રહે, તે ઉપકારનો ભાર મારાથી કેમ ઉપડશે ?"

"ઉપડશે, ઉપડશે, એમ અકળાઓ છો શાને ? એક વાર તમે જલ્દી સાજા થઈ જાઓ, પછી એવી બધી વાતો કરજો."

"હવે હું આ માંદગીમાંથી ઉઠવાનો જ નથી; તારા ઉપકારનું ઋણ ચૂકવવા તો મારે બીજો અવતાર લેવો પડશે."

" આમ નિરાશ શાને થાઓ છો ? તમારો તાવ ઓછો થઇ ગયો છે અને માત્ર ઉધરસ તો આ દરિયાકાંઠાની શરદીને લીધે છે; એમાં આવી અમંગળ વાતો શાને બોલો છો ? "

" પણ તારામાં જે હિંમત છે તે મારામાં નથી. મારાં ગાત્રોની શિથિલતા જ બોલી રહી છે કે હવે હું ઝાઝા દિવસનો મહેમાન નથી. તને શું એમ નથી લાગતું ?"

" ના, તમે જરૂર સાજા થશો; પણ તમે મારી એક સલાહ માનતા નથી, એટલો જ વાંધો છે ને ! "

" શું વળી ? "

" તમે તમારી પત્નીને ભૂલી જાઓ ! "

" દીવુ ! એ ભૂલ્યું કેમ ભુલાય રે ! પ્રેમના ઘાથી અણુવિંધાયલા હૃદયને આ વિદ્ધ હૃદયનો ખ્યાલ ક્યાંથી આવે ! " ચંદ્રવદને ઊંડો નિસાસો નાંખ્યો. દીવુનું હૃદય પણ તેથી થરથરી ગયું.

દીવુ ઉઠીને પલંગની ઈસ પર બેઠી. તેણે ચંદ્રવદનના કપાળ પર હાથ મૂક્યો અને કહ્યું: " અત્યારે તો જરાયે તાવ નથી. તમે નકામા હિંમત હારો છો."

" પણ મારા દિલની બેચેની કાંઈ કપાળ થોડું જ બોલે છે ? "

" એ બેચેની ભૂલવા જ હું તમને કહું છું કે તમે વિંધાયલા હૃદયને રુઝવવા યત્ન કરો. "

ચંદ્રવદન દીવુની વાતની ક્ષુલ્લકતા પર હસ્યો અને બોલ્યો: " વિંધાયલા હૃદયને રુઝવનારો મલમ દુનિયાના કોઇ વૈદ્ય કે દાક્તરે બતાવ્યો નથી. "

" છે, છે, એનો મલમ પણ છે; પરન્તુ દર્દીએ એટલું શ્રદ્ધાપૂર્વક માનવું જોઇએ કે વિંધાયલું હૃદય રુઝાઇ શકે છે. "

" તું કાંઇક મર્મમાં બોલે છે, દીવુ ! "

" હા. "

" તો તું કહે છે, તે મને સમજાવ. "

" તમારા વિંધાયલા હૃદય ઉપર મારા હૃદયપ્રેમનો મલમ મને લગાડવા દો, અને પછી જુઓ કે તમારા હૃદયનો લોહીઝરતો ઘા રુઝાવા લાગે છે કે નહિ ! "

" હેં ! ! "

ચંદ્રવદનને કેટલાક દિવસથી જે શંકા રહ્યા કરતી હતી, તે અત્યારે તેણે સાચી પડેલી જોઈ. દીવુ પોતાની પાછળ મરી ફીટતી સ્નેહાળ બાળાની પેઠે વર્તી રહી હતી, તેના એ વર્તનનો ઉંડો ભેદ કેટલાક દિવસસુધી ચંદ્રવદન પારખી શક્યો નહોતો. પછી તેને શંકા આવવા લાગી હતી કે દીવુની દૃષ્ટિ પોતા પ્રત્યે સ્નેહાળ બનતી જાય છે, એટલે તેણે તેનો સંપર્ક ઘટાડવાનો વિચાર કર્યો હતો, પરન્તુ શરીરની અસ્વસ્થતાથી તે એ વિચારનો અમલ કરી શક્યો નહોતો અને ચંદ્રવદનની શંકાને દૃઢતર બનાવે એવા પ્રસંગો બન્યા કરતા હતા. આજે દીવુએ સ્પષ્ટ શબ્દોમાં તેનો મનોભાવ રજુ કરીને ચંદ્રવદનની શંકાને સાચી બનાવી હતી.

દીવુ બોલી: " તમે જરાએ ચમકશો નહિ. તમે અને હું એકસરખાં દુઃખી છીએ. તમારા વિંધાયલા હૃદયમાંથી પ્રેમરુધિર નિરર્થક વહી રહ્યું છે, મારું તૃષાતુર હૃદય પ્રેમધારા ઝીલવાને વિકસિત થઇ રહ્યું છે. આપણાં બેઉનાં દર્દ એક જ રીતે મટે તેમ છે: તમારે હૃદયના જૂના ઘાને વિસરી જવો અને મને મારા હૃદયનું અર્પણ કરવા દેવાની સંમતિ આપવી. "

" દીવુ ! એ કેમ બને ? તું બ્રાહ્મણપુત્રી છે. "

" પ્રેમ અને વર્ણને શો સંબંધ છે ?"

" ઓહો ! આટલી બધી હિંમત ! મને આશ્ચર્ય થાય છે. દીવુ ! તારી વૃદ્ધ માતા તને મારા જેવા અપરિચિતની પાસે મધરાત સુધી એકલી રહેવા દેવા કેવી રીતે રજા આપે છે ? "

" એમાં તમને આશ્ચર્ય કેમ થાય છે ? મારી માતાનો મારી ઉપર પૂરો વિશ્વાસ છે અને મારા મનોબળની તેને ખાત્રી છે. "

" ત્યારે તો તું મને પૂછે છે, તે વિષે પણ તારી માતાની સંમતિ મેળવી રાખી જ હશે."

" ના, એમ નથી."

" ત્યારે?"

" એ હવે અત્યારે કશું નહિ. ફરી વળી કોઇ વાર તમને કહીશ. પણ એક વાર તમે તમારા હૃદયના જૂના ઘાને ભૂલો, પ્રેમના મલમમાં શ્રદ્ધા રાખવા માંડો, એટલે જુઓ કે તમે સાજા થાઓ છો કે નહિ!" એમ કહી દીવુ પાછી ખુરશીમાં બેઠી.

આ ચતુર બાળાની આત્મશ્રદ્ધાની પ્રશંસા કરવાનું ચંદ્રવદનને મન થયું. ખરેખર, તે અજબ બાળા હતી. વિભાની હિંમત કરતાં પણ દીવુની હિંમત તેણે વધી જતી જોઇ. આટલી બધી હિંમત આ બાળાએ પોતાના કુંવારા જીવનમાં કેવી રીતે કેળવી હશે, તે ચંદ્રવદનના મનનો એક કોયડો થઇ પડચો. એ કોયડો તેનાથી ઉકલી શકે તેમ નહોતું; તે તો દીવુ ઉકેલે ત્યારે જ ઉકલે તેમ હતું.

વિભાના સ્વભાવમાં રહેલી હિંમત તેણે પોતાના અભ્યાસથી કેળવી હતી અને એ કેળવણીમાં ચંદ્રવદન શિક્ષક તરીકે સહાયક બન્યો હતો. જે થોડા દિવસ તેઓ દાંપત્યજીવનમાં સાથે રહ્યાં હતાં, તે સમયમાં એ હિંમતની ખૂબ કસોટી પણ થઇ હતી. એવી કશી કસોટીમાં નહિ ઊતરી ચૂકેલી દીવુ કેમ આટલી બધી હિંમતવાન બની શકી હશે?

" દીવુ! તું ખરેખર અજબ બાળા છે હોં! તેં તો મને વિચારમાં પાડી દીધો."

દીવુ હસી. " એવા વિચારો કરવા છોડીને જેટલી ત્વરાથી તમે નિશ્ચય ઉપર આવશો, તેટલી ત્વરાથી તમારી તબિયત સુધરવા લાગશે."

" હું નિશ્ચય કરવા પ્રયત્ન કરીશ...પણ ના, ના, તું કહે છે તેટલું બળ મને મારામાં નથી લાગતું. મારા હૃદયનો ઘા રુઝાય

તેવો જ ક્યાં છે ? મેં બહુ બહુ મથન કર્યાં છે, પણ હું તે ભૂલી શકયો નથી, પછી ઘા કેવી રીતે રુઝાવાનો હતો ?"

" મન એવું ડમાડોળ ન રાખો. તમારા એકલાના મનના યત્નો ભલે નિષ્ફળ નીવડ્યા હોય, પરંતુ મારી સહાયથી તે સફળ નીવડશે એવી મને શ્રદ્ધા છે."

" ઠી...ક ! " ચંદ્રવદને પુનઃ નિઃશ્વાસ નાંખ્યો.

" હવે આપણે વાતો બંધ કરીશું ? તે સિવાય તમે ઉંઘવાના નથી."

" મને એમ લાગે છે કે તું અહીં હોઈશ, ત્યાંસુધી આપણી વાતો બંધ થવાની નથી ! "

" તો હું જઉં, તમે નિરાંતે ઉંઘો." એમ કહેતી દીવુ ખુરશીમાંથી ઊભી થઇ.

ચંદ્રવદનના શરીર પરથી ખસી ગએલી શાલ તેણે જરા હાથ લાંબો કરીને સમી કરતાં કરતાં પૂછયું: " પણ માસ્તર ! તમારા હૃદયમાં વજ્રલેપ થઇ રહેલી એ ભાગ્યશાળી પત્નીનું નામ તો તમે મને કોઇ વાર કહ્યું નથી."

" નામ જાણવાથી તું કાંઇ એને થોડી જ ઓળખી શકવાની છે ? "

" ઓળખું તો શાની ? પણ તે જાણવાની મને સહજ ઇચ્છા થઈ આવી."

" તેનું નામ છે વિભા."

દીવુએ વીજળીના જેવો કારમો આંચકો અનુભવ્યો. તેનાથી એકદમ ખુરશીમાં બેસી જવાયું. ચંદ્રવદન તેની એ ચેષ્ટા જોતો ચમકીને બિછાનામાં બેઠો થયો. " તું એને ઓળખતી હોય એમ લાગે છે."

" વિભા ? વિભાવરી ? "

"હાં, હાં, એ જ નામ. ખરેખર, ત્યારે તું તેને ઓળખે જ છે."

"હા...ના, ના, મેં તેને કોઈ જ વાર જોઈ નથી."

એમ કહી એકદમ ખુરશીમાંથી ઉઠી દીવુ ચાલી ગઈ. ચંદ્રવદન તેને આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યો. તેને લાગ્યું તો ખરું કે દીવુ તેને જોયે નહિ ઓળખતી હોય. પણ નામથી તો ઓળખતી હશે અને વિભાને નામથી ઓળખવી એ કાંઇ મુશ્કેલ નહોતું. છાપાંમાં તેનું નામ ખૂબ ચકડોળે ચડયું હતું અને મુંબઇમાં થોડો વખત રહેનારી દીવુને કાને એ નામ અનેક વાર પડયું હોય તેમાં કાંઈ નવાઈ નહોતી.

પણ ચંદ્રવદનને ખબર નહોતી કે એ નામે દીવુના અંતઃકરણમાં કેવો ખળભળાટ મચાવ્યો હતો.



## ૪૭

## "શશી જતાં, પ્રિય રમ્ય વિભાવરી...."



દીવુ ગઇ, પણ ચંદ્રવદનને ઉંઘ ન આવી. તેના શરીરમાં તાવ હતો, મગજ ઉત્તપ્ત હતું અને દીવુએ મૂકેલો ભમરો તેને વિચારને ચકડોળે ચડાવતો હતો. તે બિછાનામાં આળોટયો, પણ ઉંઘ આવી ને આવી જતી લાગી. લથડતે પગે તે ઉઠયો, પાણી પીધું, માથામાં પાણી છાંટી મગજને શીતળ કરવા યત્ન કર્યો, પણ તેના ચિત્તને શાંતિ મળી નહિ, પછી ઉંઘ કયાંથી આવે ?

"દીવુ ડાહી છે, સ્નેહાળ લાગે છે, મારા પરનો તેનો ભાવ હું મહિનાથી જોઈ રહ્યો છું, અને તે મને પરણીને સુખી કરવા ઇચ્છે છે, તે એ સ્નેહવશતાથી જ; તેને પણ હું તેને સુખી કરીશ એવી સ્વાભાવિક આશા હોય જ. હું તેને પરણીને સુખી થઉં ખરો ? અને વિભાને ભૂલીને સાજો પણ થઉં ખરો ?..."

વિભાની દિવ્ય મૂર્તિ તેની સમીપે આવીને ઊભી અને તે ચમકયો. ચંદ્રવદનને એમ થયું કે જાણે ભોંય માર્ગ આપે તો તેમાં સમાઈ જઉં !

"ઓહ ! ઓહ ! આ મને શું થઈ રહ્યું છે ? વિભા ! વિભા ! હું તને ભૂલવાનો વિચાર કરી રહ્યો છું ? કોઈ સેતાન મારી પાછળ પડ્યો છે !" ઉંડા ઉચ્છ્વાસ ભરતો તે બિછાનામાં બેઠો થયો. ઝાંખી કરેલી બત્તીના આછા પ્રકાશમાં તેણે જોયું. ત્યાં વિભા નહોતી, સેતાન નહોતો, દીવુ પણ નહોતી. દ્વાર બંધ હતાં. તે પાછો સૂઈ ગયો.

"કાંઈ નહિ ! મને દીવુ શામાટે જોઈએ ? મારા પ્રેમામૃતની ધારા ઝીલવા ?" તે લુખ્ખું હસ્યો: "એ કેમ બને ? એ ધારા તો મારી વિભા માટે છે, વિભા એ ન ઝીલી શકે તો ભલે તે મારી સાથે જ બળી ભસ્મ થાય ! પણ દીવુ ! એ પ્રેમ તને નહિ મળે; તારા ભાવો ગમે તેવા હોય, પણ તેનું પ્રતિબિંબ મારા પ્રેમામૃતના એક બિંદુમાં પણ નહિ પડી શકે !"

જાણે દીવુને એ છેવટનો ઉત્તર આપીને ચંદ્રવદન ઉંઘી જવા મથતો હોય એવી રીતે તેણે આંખો મીંચી, પણ તેથી કશું વળ્યું નહિ. ચર્મચક્ષુઓ મીંચાયાં પણ અંતશ્ચક્ષુઓ સદા જાગ્રત મગજની ચોકી કરી રહ્યાં હતાં.

"દીવુ શું કહેતી હતી ? વિભાના પ્રેમને હું ભૂલી જઉં તો હું જલ્દી સાજો થઉં ! તેના પ્રેમનો મલમ મારા હૃદયનો ઘા રુઝાવી નાંખે ! ઓહોહો ! કેવું એ ભયંકર મૂલ્ય ? એ ધનવાન પિતાની સંસ્કારી પુત્રીએ પિતાની અને સ્વજનોની વિરુદ્ધ થઈને, સમાજનો અણગમો વેઠીને, સૌ કોઈની દરકાર છોડીને, કેવળ મારા વિશુદ્ધ પ્રેમ ઉપર ભરોસો રાખી છેલ્લી ઘડી સુધીની એકનિષ્ઠા જાળવી છે, તેને હું ભૂલું ? તેનાં પ્રેમી સંભારણાંને વેચી નાંખીને તેના બદલામાં હું મારી તંદુરસ્તી ખરીદું ? દીવુ ! નથી જોઈતો મને તારા પ્રેમનો મલમ !

ભલે વિંધાયલા હૃદયમાંથી લોહી વહી જાય અને આ દેહમાંથી જીવન પણ વહી જાય!"

જાણે પોતે છેવટનો નિશ્ચય કરી ચકયો હોય અને હવે કશું વિચારવાનું જ ન હોય તેવી રીતે તે શાલને માથા પર ઓઢી ગોટ–મોટ થઈ સૂતો. હવે કશો વધુ વિચાર કરવાનો જ રહેતો નથી એટલે પોતાને જલદી ઉંઘ આવી જશે એવી તેને આશા હતી.

અર્ધઉઘાડી બારીમાંથી પરોઢની શીતલ લહરિએ આવી તેના મગજને શાંત બનવા મદદ કરી ત્યારે તેને સહજ ઉંઘ આવી, પરંતુ એ ઉંઘ નિરુપદ્રવ નહોતી. રાત્રિના ત્રીજા પ્રહર સુધી જે વિચારો તેના ચિત્તમાં ધડમથલ મચાવી રહ્યા હતા, તે જ વિચારના ઓળા પુનઃ પુનઃ સ્વપ્નો રચી તેની ચિત્તશાન્તિને ભગ્ન કરતા હતા. વિભા એ સ્વપ્નસાગરની સપાટી પર દિવ્ય સ્વરૂપે તર્યા કરતી, ચંદ્રવદન તેની પાસે પહોંચવા કોઈ વાર નાવમાં બેસી હંકારતો, કોઇ વાર પાણી ખૂંદતો, તો કોઈ વાર તરતો–તરફડતો જતો; પરન્તુ એ દુર્ભાગી પ્રેમિક! સ્વપ્નમાં પણ વિભાની દેહલતાને સ્પર્શવામાં તે સફળ થતો નહિ!

એવા એક સ્વપ્નને અંતે તેણે પાસું ફેરવી નિઃશ્વાસ નાંખ્યોઃ "હે વિભુ! વિભા..."

એટલામાં દ્વાર ખખડયું. બહારથી તે કોઈ ખખડાવતું હોય તેમ લાગ્યું.

ચંદ્રવદનથી જાગી જવાયું. તાવ હમહમતો હતો, શરીર ધ્રૂજતું હતું, પગ સ્થિર રહી શકતા નહોતા, પણ તે બિછાનામાંથી ઉઠયો. "વિભા" ના નામોચ્ચારની સાથે જ દ્વાર ખખડયું હતું, પણ વિભા કાંઈ આવવાની નહોતી તે તે જાણતો હતો; વિભાનું સ્થાન લેવા ઇચ્છતી દીવુ સિવાય બીજું કોઈ નહિ હોય એવી તેને ખાત્રી હતી.

ધીરે ડગલે દ્વાર ભણી જઈ તેણે દ્વાર ઉઘાડયું. પૂર્વાકાશમાં પ્રકટેલા અરુણના પ્રકાશમાં તેણે બે જણને ઊભેલા જોયા. "નવીન! શંકરલાલ!" ઉદ્દગાર સાથે જ તે નવીનને એકદમ ભેટી પડયો અને

તે ક્ષણે જ જાણે તેનું બધું બળ હણાઇ ગયું હોય તેમ ત્યાં ને ત્યાં જ—બારણામાં જ તે ફસડાઇ પડ્યો!

જીવનમાં સૌ કોઇના સ્નેહને ખોઇ બેઠેલો ચંદ્રવદન વિશેષ નહિ તો મિત્રોના જીવંત રહેલા સ્નેહની ઝાંખીથી આવેશમાં આવી ગયો હતો. ત્રણેક દિવસ પહેલાં તેણે એ બેઉને પત્રો લખ્યા હતા, તેમાં એમ પણ લખ્યું હતું કે દિવસે દિવસે પોતાની નબળી બનતી જતી તબિયત અને શરીરમાં જણાતી ક્ષયની અસરથી પોતે લાંબો સમય જીવી શકે એવો સંભવ નથી; આથી એ બેઉ જણા એ ઘાયલ થએલા પ્રેમિકના હણાઇ રહેલા જીવનની છેલ્લી ક્ષણોમાં મિત્ર-સ્નેહનું મીઠું પાણી પાઈ તેને સર્વાંશે નહિ તો કિંચિત્ અંશે પણ તૃપ્ત કરવા આવી પહોંચ્યા હતા. સુરતને સ્ટેશનેથી ભાડાની ગાડીમાં તેઓ બરાબર મળસ્કે ડુમસ પહોંચ્યા હતા અને સેનેટોરિયમના સરનામાને આધારે ચંદ્રવદનની ઓરડી પર જ આવીને ઊભા રહ્યા હતા. હૃદયના આવેગને અંતે બલહીન બનેલા બિમાર મિત્રને ઉચકી નવીન અને શંકરલાલે તેને બિછાના પર સુવાડ્યો. ત્યારપછી કેટલીક ક્ષણે તેને કળ વળી અને શરીરે ખૂબ પરસેવો વળ્યો.

તે જરા સ્વસ્થ થતાં બોલ્યો: "દુર્ભાગી ઉપર પ્રભુ છેલ્લી ઘડીએ તો દયા કરે જ છે. તમારા સ્નેહની અંજલિ પાવા પ્રભુએ તમને અત્યારે મારી પાસે મોકલ્યા છે!"

નવીન બોલ્યો: "ચંદ્રવદન! તું મુંબઈ ન આવી શકે?"

"શામાટે?"

"અહીં તું એકલો છે. અહીં દવાની, માવજતની કાંઈ સગવડ ન હોય, મુંબઇમાં બધું બની શકે. અમે પણ ત્યાં હોઇએ."

"મુંબઈ મારે હવે આવવું જ નથી. આ નબળી તબિયતે હું આવી શકું પણ નહિ; છતાં આવી શકાય તોએ આવવાની ઇચ્છા નથી." તે થોડી ઉધરસ ખાઈને જોરથી ઉચ્છ્વાસ ભરતો બોલ્યો: "અહીં શાંતિમાં મરવાની જ હવે ઇચ્છા શેષ રહી છે."

બેઉ મિત્રોનાં માનસ ચક્ષુઓ સમીપે તેનો ભૂતકાળ તરવા લાગ્યો. અત્યારની તેની સ્થિતિ અને એક જ શેષ ઇચ્છાની વાત સાંભળી તેમની આંખોમાં આંસુ આવ્યાં.

ભૂતકાળની કોઈ પણ વાત નવીને કે શંકરલાલે સંભારી નહિ. મુંબાઈના કેસની વાત, ક્ષેમનગરની અદાલતમાંની વિભાની જુબાનીની વાત, પિતાએ ચંદ્રવદનના કરેલા તુચ્છકારની વાત, એ બધું તેઓ ચંદ્રવદનના પત્ર ઉપરથી જાણી ચૂકેલા હતા; આ સમયે એ વાતો તાજી કરવી એ ચંદ્રવદનના જૂના ઘાને તાજા કરવા જેવું હતું. એ કશું વાતચીતનું પ્રકરણ ન કાઢતાં અત્યારે ચંદ્રવદનને ધીરજ આપવી અને તેના મનને શાન્તિનો અનુભવ કરાવવો એ જ તેમને આવશ્યક લાગ્યું. તેની શરીરસ્થિતિ જોઇને બેઉ મિત્રોને લાગ્યું કે ચંદ્રવદન હવે બચે તેમ નથી; કદાચ એકાદ બે દિવસનો પણ તે મહેમાન હોય!

શંકરલાલે કહ્યું: "તમે મુંબઇ આવો તો બહુ જ સારું. આ માંદગીમાં તમારી માવજત કાંઈ જ નહિ થતી હોય."

"એ બાબતમાંય પ્રભુએ મારા પર કૃપા કરી હોય એમ હું માનું છું. એક બ્રાહ્મણ મા–દીકરી પાસેના ખંડમાં આવેલાં છે, તેઓ બિચારાં મારી એવી સગવડ સાચવે છે કે જાણે પરભવનાં તે મારાં ઋણી હશે."

તત્ક્ષણ તેને ખૂબ ઉધરસ ચડી અને તે બળ કરી બિછાનામાં બેઠો થઈ ગયો. કેટલીક વારે ઉધરસ બંધ થઈ. છાતી તો ધમણની પેઠે હાંફતી હતી.

"તમે અહીં એકાદ–બે દિવસ રહી શકશો?"

"હા જરૂર રહીશું." શંકરલાલે કહ્યું.

નવીને પૂછ્યું: "તારે અમારું કાંઇ કામ હોય તો કહે."

"મારે બીજું તો શું કામ હોય? મારે કાંઇ મિલ્કતની વ્યવસ્થા કરવાની નથી, મારે કાંઈ બાળ-બચ્ચાં કે નાના ભાઇઓની ભલામણ કરવાની નથી, માત્ર ઘણા સમયથી હૃદયમાં જે દુઃખનો ડૂમો ભરાઈ

રહ્યો છે તે તમારી સમક્ષ કાઢીને જરા શાંતિ......" પણ તેનાથી આગળ બોલી શકાયું નહિ. તેનું હૃદય ભરાઈ આવ્યું હતું.

થોડી વાર ચુપકીદી ચાલી. મનને જરા શાંત થવા દઈ તે બોલ્યો: "શંકરલાલભાઈ! તમે મારા માટે બહુ વેઠયું છે. નવીન મારો બાળ મિત્ર છે, તેણે મિત્રધર્મ બજાવવામાં મણા રાખી નથી; પરંતુ તમે જે ભોગ આપ્યો છે તે તો મેં મારી આ ટૂંકી જીંદગીમાં બીજે ક્યાંય જોયો નથી. છૂપી પોલીસ ખાતાના તમે નોકર હતા; પોલીસનો માણસ કોઈનો મિત્ર હોય નહિ–બની શકે નહિ, પણ તમે તો મારા અને વિભાના પરમ હિતસ્વી બંધુ બન્યા અને તેટલા માટે નોકરીએ ગુમાવી !"

"એ બધું અત્યારે શાને સંભારો છો ? તમે મનુષ્ય છો–હું મનુષ્ય છું; એ પ્રભુદત્ત સંબંધ સિવાય બીજું બધું ભૂલી જાઓ."

"પરંતુ આ મનુષ્યોથી ભરેલી દુનિયામાં જ્યાંસુધી કૃતજ્ઞતા છે અને કૃતઘ્નતા છે, ત્યાંસુધી ઉપકારોનું ઋણ છે અને અપકારનો બદલો છે, અને મનુષ્યને તેટલા માટે તો બીજો જન્મ પણ લેવો પડે છે, શંકરલાલભાઇ : મારાથી તમારા ઉપકારનું ઋણ ફેડાયું નથી અને હવે આ જન્મમાં તો ફેડી શકાય તેવી મારી સ્થતિ જ રહી નથી. છતાં હજી એક વધુ ઉપકાર હું તમારી પાસેથી ઇચ્છું છું."

"કહો."

"મારો અતિમ સંદેશો તમારે વિભાને પહોંચાડવાનો છે; તે વિના હું દુર્ગતિમાં ભમ્યા કરીશ."

નવીન ઠપકાભર્યે સ્વરે બોલ્યો: "આ તને લત લાગી છે, ચંદ્રવદન ! તને કશું થવાનું નથી. તું મુંબઈ ચાલ."

"હું મુંબઇ આવી શકું તેમ નથી, અને હું જીવું તોય મારે વિભાને સંદેશો તો મોકલવો જ છે. પછી તું મને શામાટે રોકે છે?"

નવીન ચૂપ રહ્યો.

શંકરલાલ બોલ્યોઃ " તમે એમ કરો. તમને જરા ઠીક વર્તાય, એટલે તમે સંદેશો કાગળમાં લખી રાખજો, એટલે હું વિભાને પહોંચાડીશ. મોઢાનો સંદેશો તો પહોંચાડી શકાય તેમ છે જ નહિ."

" ત્યાર લાવો કાગળ અને પેન્સીલ; હું અત્યારે જ લખી આપું." એમ કહી ચંદ્રવદન આવેશભરી દૃષ્ટિએ શંકરલાલના મ્હોં સામે તાકીને હાંફવા લાગ્યો.

શંકરલાલે નવીન સામે જોયું. નવીને કહ્યું: " ભલે, તેની લત મટાડો."

શંકરલાલે ગજવામાંથી કાગળ અને પેન કાઢયાં અને એક પુસ્તકની ઉપર કાગળ મૂકી તે તથા પેન ચંદ્રવદનના ખોળામાં મૂકયાં. ચંદ્રવદને ધ્રૂજતે હાથે લખ્યું:

" શશી જતાં, પ્રિય રમ્ય વિભાવરી!
" થઇ રખે જતી અંધ વિયોગથી;
" દિનરૂપે સુભગા બની રહે અહી–
" કર પ્રભાકરના મનમાનીતા.

" લી. તારો જ ચંદ્ર."

" બસ, લ્યો! આ જ મારો સંદેશો!"

ચંદ્રવદને શંકરલાલના હાથમાં પત્ર સોંપ્યો. શંકરલાલ તે વાંચી રહ્યો. સરસ્વતીચંદ્રે પિતૃઘર છોડી અજાણી ભૂમિમાં ઊતરી પડતાં જે સંદેશો કુમુદને મોકલ્યો હતો, તે જ સંદેશો–તે જ શબ્દોમાં ચંદ્રવદન વિભાવરીને મોકલી રહ્યો હતો! શંકરલાલના અંતરમાં કરુણા દ્રવવા લાગીઃ " અહો! સરસ્વતીચંદ્રે કુમુદને જે શબ્દોમાં કહ્યું હતું તે જ આ શબ્દો છે, પરંતુ તેમાં કેટલું અર્થાંતર રહેલું છે! સરસ્વતીચંદ્રે વિભાવરીરૂપી કુમુદને કહ્યું હતું કે વિયોગથી અંધ ન થઇને પ્રભાકરનાં કિરણ ઝીલી દિવસરૂપે સૌભાગ્યવતી બનજે; ચંદ્રવદન પણ એ જ શબ્દોમાં બીજા કોઇ પતિનો હસ્ત ઝાલી સુભગા બનવાનું

વિભાને સૂચન કરે છે; પરન્તુ ચંદ્ર તો આખા દિવસની રાહ જોયા પછી પુનઃ રાત્રિ પડતાં આવી પહોંચવાની આશા હોય છે અને એ આશા સરસ્વતીચંદ્રના સંદેશામાં ગર્ભિત હતી; અહીં એવી કશી આશા જ નથી! સરસ્વતીચંદ્ર પાછો ફરવાની જે આશા હતી, તેમાંના એક અંશ જેટલી પણ આશા ચંદ્રવદન પાછો ફરે તેવી કયાં છે? સરસ્વતીચંદ્રની અજાણી ભૂમિથી કેવળ જુદી જ અગોચર ભૂમિમાં ચંદ્રવદન જઇ વસવાનો છે કે જ્યાંથી પાછા આવી શકાતું જ નથી! પણ હા, બિચારી વિભાને માટે તો આ જ સંદેશો બરાબર છે; તેના જીવનને ધૂળ થતું બચાવવાનો જે એક માર્ગ છે તે ચીંધીને…"

"હું મારી ફરજ માત્ર બજાવું છું." શંકરલાલની વિચારમાળાને અધવચ તોડતો ચંદ્રવદન બોલ્યોઃ "વિભાના જીવનને અંધકારમય રહેવા દેવાનું પાપ કરવા તેની પરનો મારો પ્રેમ ઇચ્છતો નથી."

"બરાબર છે." શંકરલાલ પ્રકટ રીતે બોલ્યોઃ "એ જ ઇષ્ટ છે."

"તો, એ સંદેશો તમે તેને જરૂર પહોંચાડજો હોં; મારા મૃત્યુ પછી તુરત—"

"તું હવે સૂઈ જા!" નવીને તેને બળ કરીને બિછાનામાં સુવાડ્યો.

શંકરલાલે નિઃશ્વાસ નાંખતાં કોટ ઉતારી ખૂંટી પર ભેરવ્યો અને બહાર નજર કરી. ઉષા ઉગી હતી, અજવાળું વધતું હતું, સાગર ગાજતો હતો; એ પ્રકૃતિસૌંદર્યની વચ્ચે બિમારની પથારીની આસપાસનું વાતાવરણ વિશેષ ગંભીર, શૂન્ય અને કરુણોત્પાદક ભાસતું હતું.

એટલામાં દીવુ આવીને બારણામાં ઊભી. બે નવા પુરુષોને જોઇને તે આશ્ચર્ય પામતી જરા ખમચાઇ. શંકરલાલે તેને જોઈને ચમકારો અનુભવ્યોઃ "ઓ…હો! આ તો પેલી પ્રિયંકરા!"



# ૪૮

# સ્નેહલગ્નની વિધવા



મેઘથી ઘેરાયલા મધ્યરાત્રિના આકાશમાં એકાદ તારાકણીનું તેજઃકિરણ પકડીને આશ્વાસન લેવા ઇચ્છતા આશાતુર તથા પંથ ભૂલેલા પ્રવાસીના જેવી વિભાવરીની દશા હતી.

તેની છેલ્લામાં છેલ્લી આશા પર તેના પિતાએ કુઠારાઘાત કર્યો હતો. કૃષ્ણલાલ શેઠ વિભાની જુબાનીનું નાટક ક્ષેમનગરની અદાલતમાં ભજવાયું તેજ સાંજે ત્યાંથી ઉપડીને મુંબઇ રવાના થઇ ગયા હતા. વિભાનું હવે શું કરવું તેનો ક્રમ તેમણે આલેખી રાખ્યો હતો, પરંતુ એ ક્રમને પાર પાડવાને હજી થોડા સમયની વાર હતી. મુંબઇમાં ચાલતો કેસ પતી જવાની જરૂર હતી અને વિભાના હૃદય ઉપર પડેલો તાજો ઘા ભુંસાવાનીય જરૂર હતી.

પણ વિભાના હૃદય ઉપરનો ઘા ભુંસાય એવાં કોઈ ચિહ્નો વીજળીબાઈના જોવામાં આવતાં નહોતાં. દિવસ પછી દિવસ વીતતા. વિભા આખો દિવસ સુસ્તીમાં ગાળતી દેખાતી, કોઇની સાથે કશું બોલતી નહિ, કોઈ કાંઈ પૂછે તો તેનો જવાબ ટૂંકમાં જ આપતી અને નરી ઉદાસીનતામાં, જાણે મુનિવ્રત ધારણ કરી રહેલી કોઈ યોગિની હોય, તેમ સમય ગાળતી.

વીજળીબાઈ ને હવે રહી રહીને પસ્તાવો થવા લાગ્યો હતો. અદાલતમાં તેમણે વિભાને મુખેથી ચંદ્રવદન પ્રત્યે ઉચ્ચરાએલાં વાક્યો સાંભળ્યાં હતાં, ત્યારથી તેમના હૃદયમાં ફડક પેસી ગઈ હતી કે હવે જરૂર વિભા આપઘાત કરીને જીવનનો અંત આણવાની. આ ભય વીજળીબાઇને નિરંતર સતાવ્યા કરતો. તેમને હવે મનમાં થતું હતું કે "અરેરે, જો મને આવી ખબર હોત, તો હું તેને ચંદ્રવદન સાથે જવા દેત અને ભાઇને પણ ગમે તેમ કરીને સમજાવત.

દીકરી જેવી દીકરી કમોતે મરવા તૈયાર થાય, તેના કરતાં તો તે જીવતી રહીને મરજીમાં આવે ત્યાં ભલે જાય." પરંતુ વીજળીબાઇનો એ હૃદયપલટો કેવળ વિભાના આપઘાતના ભયમાંથી જ ઉત્પન્ન થયો હતો.

વિભાના હૃદય પર જે ક્ષણે ચંદ્રવદનથી જીવનભર વિખૂટા રહેવાનો પ્રસંગ આવી અથડાયો હતો અને તેથી એ હૃદયમાં ચીરો પડ્યો હતો, તે ક્ષણે તેને એ ચીરાયલા હૃદય સાથે જીવવા કરતાં મૃત્યુને વધારે વહાલું લાગ્યું હતું. પરન્તુ એ આવેશ શમ્યો એટલે તેના વીરતાભર્યા હૃદયને આત્મઘાત કરવા જેવી નિર્બળતા અણગમતી લાગી. દિવસો પછી દિવસો જવા લાગ્યા, રોજ–રોજ પ્રભાતમાં વિભાનું મુડદું જ જોવાની ભીતિ સાથે વીજળીબાઇ ઉંઘમાંથી જાગવા લાગ્યાં, પરન્તુ તે વિભાને તેના ખંડમાં જીવતી જોતાં એટલે તેમનું કાળજું હેઠું બેસતું. તેમના દિલનો એ ફફડાટ એક વાર વિભાએ જોયો અને તેણે કહ્યું: "ફોઇબા, તમે ચિંતા કરશો નહિ હોં, હું ઝેર ખાવાની નથી." આ શબ્દો સાંભળવાથી વીજળીબાઇને જે હરખ થયો તે વિભાએ તેમના વદન પર કોઇ વાર જોયો નહોતો.

વિભા હવે પરિસ્થિતિને બરાબર સમજવા લાગશે અને પોતાની જીંદગીને સુખી કરવાને કાંઇ બીજો વિચાર કરશે એવી આશા વીજળીબાઇને બંધાઈ, પણ કોઈ પ્રકારનું સૂચન તેને કરવાની હિંમત તેમનામાં હવે નહોતી. તે વિભાથી ડરીને ચાલતાં, તેના આવેશ આગળ ધ્રૂજી જતાં, અને તેનો એક બોલ સાંભળતાં ફડકીને તેની પાસે દોડી આવતાં.

ઉત્કટ ઇચ્છાનું દમન થતાં મન અને શરીરની કેવી સ્થિતિ થાય છે તેના જીવતા નમૂનારૂપ વિભા બની રહી હતી. દસ–પંદર દિવસમાં તો તેનું શરીર દુબળું અને પીળું પડી ગયું હતું, ખોરાકમાં તે ઊતરી ગઈ હતી, રાત્રે તેને ઉંઘ આવતી નહિ તેથી અજીર્ણ લાગુ પડવા લાગ્યું હતું, પરંતુ તેણે પોતાના દર્દની ફરિયાદ

કોઇની પાસે કરી નહોતી. તે આખો દિવસ વાંચવામાં ગાળતી. કોઈ પુસ્તક વાંચવામાં ચિત્ત પરોવાતું નહિ, ત્યારે તે ચંદ્રવદનના પત્રો કાઢીને વાંચતી. એ પત્રો તેના અંતરમાં કલ્પાંત મચાવતા, પરન્તુ તેની ચીસો તે પોતે જ સાંભળી શકતી; તેની આંખોમાં આંસુના હોજ ભરાતા પણ એકકે ધારા પોપચાંની બહાર નીકળતી નહિ. ગુલાબ તેની વિશ્વાસુ સખી બની હતી, પરન્તુ અદાલતમાં ભજવાયલા પ્રકારની વાત પોતાના સ્વામી પાસેથી સાંભળીને તેને એટલું બધું લાગી આવ્યું હતું કે તેનું દુઃખ જોવા–સાંભળવાની શક્તિના અભાવને લીધે તે તેની પાસે જવાની ધીરજ પણ ખોઈ બેઠી હતી.

એક દિવસ વિભાના નામે મુંબઈથી એક પત્ર આવ્યો તે બિહારીએ વીજળીબાઈના હાથમાં આપ્યો. વીજળીબાઈએ તે ફોડીને વાંચ્યો. વાંચતાં જ આશા અને આનંદ ધસી આવ્યાં, પરન્તુ ઉંડી–ઉંડી મૂંઝવણે એ આશા અને આનંદ વદન પર ઉભરાવા દીધાં નહિ.

એ પત્રમાં શું હતું?

શંકરલાલે મુંબઈથી વિભા પર પત્ર લખી તેમાં ડુમસ ખાતે ચંદ્રવદનના થએલા મૃત્યુના સમાચાર આપ્યા હતા, અને મૃત્યુને આગલે દિવસે તેણે જે વિભા જોગો સંદેશો સ્વહસ્તે લખી આપ્યો હતો તે સંદેશાવાળો પત્ર તેમાં બીડ્યો હતો. એ સંદેશાની કવિતાનો મર્મ સમજવા જેટલી શક્તિ વીજળીબાઈમાં નહોતી, પરન્તુ શંકરલાલે પત્રમાં જે વિશેષ વીગત લખી હતી, તેની અને ચંદ્રવદનની વચ્ચે થએલી વાતચીતનો જે સાર આપ્યો હતો તથા છેવટે વિભાને અન્ય કોઇમાં ચિત્ત પરોવી સુખી થવાની જે સલાહ લખી હતી, તે ઉપરથી તો વીજળીબાઇ સમજી ગયાં કે વિભાનો માર્ગ હવે બધી રીતે ખુલ્લો થઇ ગયો છે. ચંદ્રવદન ગયો, જતાં જતાં વિભાને બીજે પરણી જવાની સલાહ આપતો ગયો, એટલે હવે જ્યાં મૂળ જ રહ્યું

નહિ ત્યાં શાખાનો વિચાર કરવાની કાંઇ વાત જ રહેતી નહોતી, એમ વીજળીબાઇના સમજવામાં આવી ગયું.

બીજા પત્રો વિભા પાસે જવા દેવામાં આવતા નહિ, પણ આ પત્ર તો તેની પાસે પહોંચાડવાની જરૂર હતી. ચંદ્રવદન તરફથી વિભાની આશાઓના તંતુઓ તૂટે તો જ તેનું મન બીજી દિશાએ તંતુઓ જોડે અને તો જ વિભાનું અત્યારનું ઉદાસ જીવન ઉલ્લાસવંતું બને તેમ હતું.

પરન્તુ વિભા પાસે જઈને એ પત્ર તેને હાથોહાથ આપવાની વીજળીબાઈની હિંમત ચાલતી નહોતી. તેમણે બિહારીને બોલાવ્યો અને તેને એ પત્ર વિભાને આપી આવવાનું કહ્યું. બિહારીએ તે પ્રમાણે કર્યું.

વિભાએ તે પત્ર વાંચ્યો અને તેને પરસેવો વળી ગયો. મધ્યરાત્રિએ મેઘાચ્છન્ન આકાશમાં એકાદ તારાકણીના તેજના દર્શનની આશા પડી ભાગતાં પંથ ભૂલેલો પ્રવાસી ધોધમાર વરસાદ દ્વારા આવી પહોંચવાના પ્રલયકાળમાં લીન થવાની કલ્પનામાં જ ભાન ભૂલી જાય, તેવી સ્થિતિને અનુભવતી વિભાએ પતિના મૃત્યુનું સ્નાન પ્રસ્વેદધારાઓથી અને અશ્રુધારાઓથી જ કર્યું.

તેના હૃદયનો મૂગો આર્તનાદ સાંભળવા ત્યાં કોઈ નહોતું, માત્ર ચંદ્રવદનનાં સંસ્મરણો મૂર્ત રૂપ ધારણ કરીને તેની આસપાસ ભ્રમણ કરી રહ્યાં હતાં.

"આવો, આવો, અહીં રમો, નાચો, ખેલો! હવે મારે તમારી વચ્ચે રહીને જ જીવન ગાળવું છે: તમે ન જશો હોં, ચંદ્રની સાથે તમે ન ડૂબી જશો, મારે તમારી સાથે જ વસવું છે! મારે નથી પકડવો પ્રભાકરનો કર, મારે નથી થવું સુભગા, મારે નથી થવું ઉષા કે સંધ્યા, મારે રહેવું છે નિશા—મધ્યનિશા—અમાવાસ્યાની મેઘાચ્છન્ન કાળીકુટ્ટ માઝમ રાત! ચંદ્રે પોતાનાં કિરણ સંકેલી લીધાં, મેઘે તારાકણીઓને છાઈ દીધી, એક પણ તેજઃકિરણ દૃષ્ટિપથમાં ન

રહ્યું, પણ તમે-મારાં વહાલાં પ્રેમસ્મરણાં! તમે જાગ્રત રહ્યાં કરજો અને મારી આસપાસ પ્રકાશની રેલ રેલાવજો! તમારી એટલી કૃપા હશે તો—

"શશી જતાં નહિ રમ્ય વિભાવરી-
"થઇ જશે કદિ દીન વિયોગથી,
"ન બનશે સુભગા દિન રૂપ લૈ,
"સ્મરણની દ્યુતિને ઝીલી જીવશે!"

હૃદયમાંથી મુખ દ્વારા સરી પડેલી એ કવિતાપંક્તિઓને પુનઃ પુનઃ રટતાં તેનું હૃદય ભરાઇ આવ્યું અને મૂગો વિલાપ કરી રહ્યું:

"ચંદ્ર! જ્યારથી સમજતાં શાખી ત્યારથી તેં જ વિભાવરીને અપરિમિત બળ આપ્યું છે, અને હવે શું મને તું 'દિન' બનાવી 'દીન' કરવા ચાહે છે? વ્હાલા! તારું કહ્યું હું નહિ માનું, તેં કહ્યું તે હું નહિ કરું, પણ તને વહાલું છે તે જ હું કરીશ. તેં મારા સુખને માટે જે કહ્યું તેમાં મારું સુખ રહ્યું નથી, તને પ્રિય હતું તે કરવામાં મારું સુખ છે; અને હું જન્મોજન્મ તારી જ રહું, તું મારો જ રહે એ શું તને પ્રિય નથી? તેં વિભાવરીની ક્ષુલ્લક ક્ષણિક સુભગતાની ચિંતા શાને કરી? સ્નેહલગ્નની વિધવાને 'પુનર્લગ્નનું પાપ' આચરવાનું કેમ કહ્યું? તારા સરખા મૂર્તિમંત પ્રેમે આત્માના અદ્વૈતની સાધનાને છેલ્લી ઘડીએ કાં તરછોડી? પણ મારા પ્રેમજળથી મત્ત થએલાં તારાં સંસ્મરણો એ અદ્વૈત સાધનાને અફળ નહિ કરે. તું જ્યાં હો ત્યાં શાન્તિમાં રહેજે! હું આવીશ, એક દિવસ જરૂર આવીશ, તારી સૂક્ષ્મ પ્રેમધારાને ઝીલતી હું પૂર્ણ પવિત્ર બનીને તારી પાસે આવીશ, અને પછી આપણે આ જીવનનો અધૂરો રહેલો પ્રેમયજ્ઞ પૂરો કરવાને સાથે જ પુનર્જન્મ ધારણ કરીશું!"

"વિભા...બહેન..." બોલતાં વીજળીબાઇએ ધીમેથી ડોકીઉં કર્યું.

"ફોઇબા! આવો, મારે આજે સાંજે કુમસ જવા માટે અહીંથી નીકળવું છે."

"ડુમસ ?" વીજળીબાઇ ગભરાયાં: "હવે ત્યાં શું છે બહેન ?"

"હવે ત્યાં ચંદ્રવદન નથી, માટે જ મને આ કેદમાંથી છોડીને ત્યાં જવા દેવામાં તમને વાંધો શો છે ?" દુઃખભારથી અકળાયલી વિભા ઉશ્કેરાઇને બોલી.

"વાંધો તો કાંઈ નહિ, પણ જરૂર નહિ, પછી ગયે શો ફાયદો? પત્ર તો તેં વાંચ્યો હશે."

"વાંચ્યો, છેવટે તમે બધાં મને વિધવા બનાવીને જ સંતોષાયાં, પરન્તુ હું તમને કોઇને દોષ દેવા ઇચ્છતી નથી. મારે તો મારા સ્વામીની ચિતાની પવિત્ર રાખનું દર્શન કરવા જેવું છે."

"ગાંડી ! આ તું શું બોલે છે ? ચંદ્રવદને મરતાં પહેલાં શું કહ્યું છે તે તેં વાંચ્યું છે, પછી..."

"ચંદ્રવદને ભલે ગમે તે કહ્યું, પણ તમારા કરતાં અને બીજાં બધાં કરતાં હું તેને વધારે ઓળખતી'તી."

વીજળીબાઇ મુંઝાતાં મૂગાં મૂગાં વિભાને જોતાં ઊભાં.

"સમજ્યાંને ફોઇ ? મારો સામાન તૈયાર કરાવો, સાથે આવવું હોય તો તમે એકલાં જ–બીજું કોઇ નહિ."

"તારા બાપને મુંબઇથી બોલાવીએ, પછી આપણે જઇશું."

"મારે બીજા કોઇનું કામ નથી. તમે નહિ આવો તો હું એકલી જઈશ. કશો સામાન નહિ લઈ જવા દો તો એમ ને એમ જઈશ. હવે તો હું ચંદ્રવદન સાથે નાસી જવાની નથી ને ?"

વિભાનાં વચનબાણ વીજળીબાઇને વીંધતાં હતાં, પણ તેમને ગુસ્સો કરવો પાલવે તેમ ન હતો.

વીજળીબાઇ સમજી ગયાં કે હવે વિભા કોઇનું માને તેમ નથી. તેમણે તુરત મુંબઇ કૃષ્ણલાલ શેઠને લાંબો તાર કરાવ્યો અને તેમાં ચંદ્રવદનના ડુમસ ખાતે થએલા મરણની, તેના વિભા પરના સંદેશાની, અને હવે વિભા આજે સાંજે ડુમસ જવા નીકળવાની છે એ બધી વાત વિસ્તારથી જણાવી.

સાંજસુધી વીજળીબાઇએ વિભાને સમજાવવા મહેનત કરી પણુ તે નિષ્ફળ ગઈ અને ખરેખર સાંજે વીજળીબાઇની સાથે તે કુમસ જવા નીકળી ચૂકી.



## ૪૯
## સંતાનભક્ષિણી પ્રતિષ્ઠા



દીવુ—દીવાળી ઉર્ફે પ્રિયંકરાના જીવનને અને આરોગ્યને તેની દુષ્ટ માતા જમનાબાઇએ છૂંદી નાંખ્યું હતું. લગ્નથી કેવળ વિમુખ રાખીને દીવાળીને મુંબઇમાં લાવવામાં આવી ત્યારે પોતાના જીવનની જે ખરાબીનો ખ્યાલ તેને આવ્યો નહોતો, તે ખ્યાલ તેને હવે આવી ચૂક્યો હતો. કૃષ્ણુલાલ શેઠ સાથેનો સંબંધ તેને અપવિત્ર સંબંધ તરીકે તો અળખામણો લાગતો હતો જ, પરન્તુ મનની ક્ષુધાતુર વૃત્તિઓની તૃપ્તિનો એ પહેલો જ અનુભવ હતો એટલે તેમાં રસ મળ્યો હતો અને તેની વિલાસવૃત્તિને તૃપ્તિ મળવા લાગી હતી. પરન્તુ તેની માતાની દૃષ્ટિ તો દીવાળીને ધન મેળવવા માટેનું રમકડું જ બનાવવાની હતી, એટણે તેણે દીવાળીને સમજાવીને શેઠ સાથે ફોટોગ્રાફો પડાવ્યા, તેનો તેણે ધન પડાવવા માટે ઉપયોગ કર્યો અને કૃષ્ણુલાલ શેઠ પાસેથી મોટી રકમ પડાવીને એ સંબંધની પૂર્ણાહુતિ કરી. દીવાળીને એ ગમ્યું નહોતું, પરંતુ માતાના હાથમાં જ રમતી પૂતળી તરીકે તે અસહાય બની હતી, એટલે માતાની સામે થવાનું બળ તે દાખવી શકી નહિ.

કૃષ્ણુલાલ શેઠ સાથેનો સંબંધ છૂટયો, એટલે દીવાળીનો સંબંધ એક ખોજા સાથે બંધાયો. એ સંબંધ બે માસ સુધી ચાલ્યો, પછી દીવાળી એક ભાટિયાની ઉપપત્ની થઈ! ત્યારપછી એક જ માસમાં દીવાળીનું શરીર રોગગ્રસ્ત બની ગયું, અને એ જીવનમાં તેને જે

કંટાળો આવવા લાગ્યો હતો તે મૂર્તિમંત બન્યો. પોતાના રોગગ્રસ્ત શરીરે તેને સમજાવી દીધું કે પોતાનું શીલ, સૌંદર્ય અને આરોગ્ય રાક્ષસીસમી પોતાની માતા જ ચુસાવી રહી છે અને તેમ કરતાં પૈસાની તેને જેટલી દરકાર છે તેટલી પોતાની પુત્રીની દરકાર નથી. જે ક્ષણે તેને એ ભાન થયું, તે જ ક્ષણે તેણે માતા સામે પ્રકટ બંડ ઉઠાવ્યું. તેણે દવાની શીશીઓ ફોડી નાંખી, પલંગની મચ્છરદાની ફાડી નાંખી, શરીર પરનાં ઘરેણાં ઉતારીને માતાના મ્હોં પર ફેંક્યાં અને કહ્યું: "ચાલ, મારે દેશમાં જવું છે, મારે અહીં રહેવું જ નથી; અને તું નહિ આવે તો હું એકલી જતી રહીશ." પુત્રીને સમજાવવાના જમનાબાઈના બધા પ્રયત્નો વ્યર્થ ગયા અને તે તેને લઇને કાઠિયાવાડના પોતાના વતનના ગામમાં પાછી ફરી: માતા ઉપરનો દીવાળીનો તે સમયનો કંટાળો તે ડુમસમાં આવી ત્યાંસુધી એકસરખો ચાલુ રહ્યો હતો. ડુમસમાં તેની તબિયત સુધરવા લાગી, તે ચંદ્રવદનના પરિચયમાં રહી ચિત્તતોષ અનુભવવા લાગી અને જમાનાની ખાધેલી જમનાબાઈ તેને પૂરતી સ્વતંત્રતા આપવા લાગી, તેથી દીવાળીના એ કંટાળામાં ઘટાડો થયો હતો. તેને એમ લાગવા માંડ્યું હતું કે હવે પોતાની માતા ધનને માટે પોતાના શીલસૌંદર્ય અને આરોગ્યની હરરાજી નહિ બોલાવે. કોઇને પરણી લઇને ગૃહજીવન ગાળવાની તેની અભિલાષા પૂરી થવાનો સમય તેને હવે નજીક લાગતો હતો. આ અભિલાષાની પૂર્તિ માટે તેણે ચંદ્રવદન પાસે પોતાનો મનોભાવ પ્રકટ કર્યો હતો, પરન્તુ ચંદ્રવદનની પત્નીનું નામ વિભાવરી હતું એમ જાણતાં તે ચોંકી ઉઠી હતી.

વિભાનું પ્રકરણ દીવાળીએ કૃષ્ણલાલ શેઠ પાસેથી જાણ્યું નહોતું. શેઠ પાસેથી તો તેણે માત્ર એટલું જ જાણ્યું હતું કે વિભાનું વેવીશાળ કરવામાં આવ્યું છે અને થોડા સમયમાં તેનું લગ્ન કરી નાંખવામાં આવનાર છે. ત્યારપછી દીવાળીનો શેઠ સાથેનો સંબંધ તૂટ્યો અને મુંબઇના છાપામાં ચાલતી ચકચાર ઉપરથી દીવાળીએ ચંદ્રવદન અને

વિભાના પ્રેમપ્રકરણની વાત જાણી હતી. ત્યારસુધી તો એ પ્રકરણ ઉપર તેણે માત્ર એક અવનવા બનાવ તરીકે જ નજર નાંખી હતી. ટ્રેનમાં ચંદ્રવદનનો સમાગમ અને પરિચય થયો ત્યાંસુધી એ ચંદ્રવદન જ વિભાનો પતિ હતો એવી કલ્પના દીવાળીને આવી શકી નહોતી. જયારે ચંદ્રવદનને મુખે જ તેણે વિભાનું નામ સાંભળ્યું ત્યારે એ આખું પ્રકરણ તેની આંખો સામે આવીને ઊભું અને તે સાથે જ તેના ચિત્તમાં એક નવી રેખા ખેંચાઈ.

ચંદ્રવદનનું મનોદુઃખ તેને સાંભર્યું. વિભા ઉપરનો તેનો મૂર્તિમંત પ્રેમ તેના લક્ષમાં આવ્યો. વિભાની પરાધીન દશા અને ચંદ્રવદનના હાથમાંથી ખૂંચવી લેવામાં આવેલી એ પ્રેમાળ પત્ની ઉપરના તેના નિસાસા તેને યાદ આવ્યા. તેને સમજાઈ ગયું કે વિભાના અને ચંદ્રવદનનાં દુઃખોનું કારણ એ કૃષ્ણલાલ શેઠ જ છે. "માતાએ મારું લોહી પીધું, વિભાના પિતાએ તે બિચારીનું લોહી પીધું!" એ કોમળતાની રેખાથી અંકાએલા દીવાળીના ચિત્તે રાત્રે બિછાનામાં આળોટતાં આળોટતાં દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. ખીલતાં પુષ્પોને પોતાના ક્ષુલ્લક સ્વાર્થો માટે કચડતાં માબાપો પેલા હરેક ક્ષણે હીણાતા અસુરો કરતાં શું ઉચ્ચ કોટિના હતા?

અને પ્રતિષ્ઠાને માટે વિભાને કચડતા એ પિતાની આંતરિક પ્રતિષ્ઠા કેવી હતી તે તો દીવાળી જાણતી જ હતી. ખરેખર, એ પ્રતિષ્ઠા સંતાનભક્ષિણી એક રાક્ષસી જ હતી. દીવાળીના વદન ઉપર તિરસ્કારસૂચક સ્મિત પ્રસર્યું: "આવો રાક્ષસ એ આશાભરી કળીનો પિતૃદેવ!"

દીવાળીને કૃષ્ણલાલ શેઠ ઉપર ખૂબ રોષ ચડ્યો. ચંદ્રવદન પ્રત્યે તેને અનુરાગ ઉત્પન્ન થયો હતો, એટલે તો તેની દુઃખની માત્રા દીવાળીને જેટલી વિશેષ અસર કરતી હતી, તેટલો વિશેષ અણગમો એના દુઃખના કારણીભૂત કૃષ્ણલાલ શેઠ ઉપર તેને આવતો હતો.

વિભા આવો પ્રેમમૂર્તિ પતિ પામવા માટે દીવાળીને મન જેટલી

સદ્‌ભાગિની હતી, તેટલી જ કૃષ્ણુલાલ જેવો પિતા પામવા માટે તે દુર્ભાગિની હતી. ચંદ્રવદન પોતાનો પતિ હોય તો કેવું સારું, એવી અભિલાષા તેને થએલી જ હતી, પરન્તુ વિભાનું નામ સાંભળીને તે વિચારમાં પડી ગઇ હતી. તેને હવે લાગતું નહોતું કે હવે વિભાનો પ્રેમી પતિ કોઇ રીતે પોતાનો બને.

આ વિચારમાળામાં તેણે રાત ગાળી. પરોઢમાં જરા નિદ્રા આવતાં તે ઉંઘી, પરંતુ પ્રભાત થતાં પહેલાં જાગીને પાછી ચંદ્રવદન પાસે ગઇ. શંકરલાલે તેને ઓળખી, શુશ્રૂષા કરનાર એ જ હતી એમ તેણે જાણ્યું હતું, એટલે તેના જીવનનો ભેદ ન તો શંકરલાલે ચંદ્રવદનને કહ્યો કે ન તેણે દીવાળીને જાણવા દીધું કે પોતે તેને ઓળખી ગયો છે.

બીજે દિવસે એ જ સ્થિતિમાં ચંદ્રવદનની આંખ કાયમને માટે મીંચાઈ ગઈ. મૃત્યુસમયે તેને ‘ વિભુ ’ સાંભર્યો નહોતો, ‘વિભા’નું નામ જ તેના જીભના ટેરવા પર રમી રહ્યું હતું. ‘વિભા’માં જ તે પ્રેમમૂર્તિએ વિભુત્વ જોયું હતું, તેની પ્રાપ્તિમાં જ તેણે પોતાનો મોક્ષ જોયો હતો !

સાંજે દરિયાકિનારા પરની રેતીમાં ચંદ્રવદનના મૃતદેહને અગ્નિદાહ દઇ રાત્રે શંકરલાલ તથા નવીન મુંબઈ પાછા ફર્યા.

દીવાળીના નયનમાં દીનતા રમી રહી. જેની સેવા–શુશ્રૂષામાં એ અભિલાષવતી યુવતીએ ઉલ્લાસ અનુભવ્યો હતો, એ ઉલ્લાસનું સાધન હવે ખોવાઇ ગયું હતું.

ત્રણ દિવસ વહી ગયા. જયાંસુધી ચંદ્રવદન હરીફરી શકતો હતો, ત્યાંસુધી દીવાળી તેની સાથે દરિયાકાંઠે ફરવા જતી. ચંદ્રવદન માંદો પડતાં તેની પથારીની આસપાસ તે ગૂંજી રહેતી. તેના મૃત્યુ પછી તેને હવે સેનેટોરિયમમાં ગમતું નહોતું. તે એકલી દરિયાકાંઠે ફરવા ગઇ પરન્તુ ત્યાં ચંદ્રવદનની ચિતાના અવશેષરૂપ ભસ્મનો ઢગલો જોઇ તેને વિષાદ થયો અને અશ્રુભરિત લોચને તે તુરત પાછી ફરી. તે તરફ પુનઃ ફરવા જવાનું ધૈર્ય તેનામાં નહોતું.



## ૫૦
## ભસ્મરેખા



એક સાંઝે સેનેટોરિયમના આંગણામાં તેણે એક ગાડીને આવી ઊભી રહેલી જોઇ. તેમાંથી તેણે વિભા, વીજળીબાઇ અને બિહારીને ઊતરતાં જોયાં. બિહારીને ઓળખતાં, અને તે કૃષ્ણલાલ શેઠની નોકરીમાં રહ્યો હતો તે દીવાળી જાણતી હોવાથી દીવાળીએ વિભાને પણ ઓળખી કાઢી. બિહારીએ પણ દીવાળીને જોઇને ચમકારો અનુભવ્યો.

દીવાળી વિભા પાસે પહોંચી અને તેણે પૂછ્યું: "તમે ક્યાંથી આવો છો ?"

"ક્ષેમનગરથી."

"ક્ષેમનગરથી ? તમારું નામ વિભાવરી ?"

"હા, તમે મને ઓળખતાં લાગો છો."

"હા, પરંતુ..."

"હું જાણું છું, બહેન ! પરંતુ હું મારા સ્વામીની ઠંડી પડી ગએલી ચિતાનાં દર્શન કરવા જ આવી છું; તમે બતાવશો, એ ભૂમિ ક્યાં છે !"

દીવાળીએ વિભાની આંખોમાં બહાવરાપણું જોયું. તેના વદન પર નિર્મળ ભાવનાશીલતા નિરખી. સ્વામીની ઠંડી ચિતાનાં દર્શન કરવા દોડી આવેલી વિભા પ્રત્યે દીવાળીનું હૃદય જાણે વિનમ્રતાથી ઝૂકી રહ્યું. તે ક્ષણભર વિભાનાં નેત્રો ભણી મૂગી મૂગી જોઈ રહી અને બોલી: "દરિયાકાંઠે તેમને બાળ્યા હતા."

"તમે સાથે આવશો ?"

દીવાળીના પગ એ દિશાએ ઉપડતા નહોતા, પરંતુ વિભાની આર્દ્ર યાચના તેનાથી કેમ તિરસ્કારાય ?

"હા, ચાલો આવું છું."

તેઓ ચાલ્યાં. એક બે સાંકડા માર્ગો, થોડાં વૃક્ષોની હારો, કેટલીક ભેખડો વટાવીને આગળ દીવાળી તથા વિભા અને પાછળ વીજળીબાઈ તથા બિહારી મૂગાં મૂગાં ચાલ્યાં.

કાંઠાની રેતીનો પટ દૃષ્ટિ સમીપે આવતાં જ દીવાળી અચકાઈને ઊભી. તે બોલી: "સામે જ તેમની ચિતાની ભસ્મનો ઢગલો મેં જોએલો, પરન્તુ ભરતીનાં પાણી ભસ્મને ખેંચી ગયાં હોય તેમ લાગે છે."

"પેલી ભૂખરી–કાળી રેખા દેખાય છે ત્યાં જ?" વિભાએ પૂછ્યું.

"હા ત્યાં જ; એ રેખા જ તેમની ચિતાની ભસ્મની છે."

વિભા થોડાં ડગલાં આગળ વધી. વાંકી–ચૂંકી, આછી–પાંખી, એક ભસ્મરેખા–ખાકની લકીર રેતીના પટને વળગી રહી હતી. ત્યાં પહોંચને વિભાએ એ ભસ્મને આંગળીઓથી એકઠી કરીને તેની ચપટી ભરી અને પછી પોતાના કપાળ પર તેની લાંબી રેખા કરી!

સૌ કોઈ આશ્ચર્યથી જોઈ રહ્યાં. વીજળીબાઈ બોલી ઉઠ્યાં: "એ શું કરે છે વિભા? આ તને શી ઘેલછા લાગી છે?"

"જેણે મને ઘેલી બનાવી'તી તેની ભસ્મની રેખા મારા કપાળ પર કરું છું, ફોઈબા! નિષ્ઠુર દુનિયાની પેઠે સાગર પણ નિષ્ઠુર થયો કે તેમની ભસ્મને ખેંચી ગયો, નહિતો હું એ ભસ્મમાં આળોટી લેત અને એવું સુખ અનુભવત કે જેની તમને કલ્પનાયે નહિ આવે!"

"ઠીક-ઠીક, હવે તું ચાલ."

"ચાલો, આટલી ભસ્મરેખાથીય મારી તીર્થયાત્રા તો ફળી ચૂકી છે, મારું વૈધવ્ય પવિત્ર બની ચૂક્યું છે."

વિભાનો એક–એક બોલ વીજળીબાઈને બાળી રહ્યો હતો. પરં તે લાચાર બની ગયાં હતાં. બાજી હવે હાથથી ગઈ હોય તેમ તેમ લાગતું હતું.

દીવાળી તો વિભાવરીની પવિત્ર પ્રભાથી જાણે અંજાઈ અંજાઈ જતી હતી, અને સ્નેહની એ સાક્ષાત્ મૂર્તિનું દર્શન કરી પોતાને

ધન્ય માનતી હતી. તેણે કહ્યું: "વિભાવરી બહેન! હવે અહીંથી ચાલો, આ ગમગીન સ્થળે સ્થળે મારાથી રહી શકાતું નથી."

વિભા દીવાળીના સૂચનને સ્વીકારી લઈ પાછી ફરી. તેની સાથે બીજાં સૌ ગામ તરફ વળ્યાં.

સેનેટોરિયમ પાસે આવતાં સૌએ ઘેરાતી સંધ્યાના ઝાંખા પ્રકાશમાં જોયું કે એક બીજી ગાડી પણ આંગણામાં ઊભી હતી અને સેનેટોરિયમને ઓટલે કૃષ્ણલાલ શેઠ બેઠા હતા. શેઠ ગુસ્સામાં જણાતા હતા. વિભાને ધમકાવવા માટે તે મુંબઈથી આવી પહોંચ્યા હતા. પરન્તુ દીવાળીને જોતાં જ તે હીબકી ગયા.

અને દીવાળીએ શેઠને જોતાં-શેઠની આંખોની સાથે તેની આંખો મળતાં જ એવી તીવ્ર સળગતી દૃષ્ટિ શેઠની સામે ફેંકી કે જેમાં શેઠનાં મર્મસ્થાનો ભડભડ બળવા લાગ્યાં. દીવાળીની દૃષ્ટિ-જવાળાઓમાં જ શેઠ પોતાના રાક્ષસીપણા પ્રત્યેનો મૂગો તિરસ્કાર વાંચી રહ્યા. તે એવા થીજી ગયા કે તેમણે વિભાને એક શબ્દ પણ ન કહ્યો! તેમને ત્યાંથી એકદમ નાસી છૂટવાનું મન થતું હતું. જે પ્રતિષ્ઠાને માટે તેમણે પુત્રીને વિધવા બનાવી હતી, તે જ પ્રતિષ્ઠાની ખડકને એક જ પ્રહાર સાથે ચૂર્ણ કરનારું ટાકણું તેમની નજરે પડયું હતું અને એ ટાંકણાની તીણી અણી તેમને રોમેરોમે ખૂંચવા લાગી હતી.

તુરત ગાડીઓને ઘોડા જોડવામાં આવ્યા અને સત્વર પાછાં ફરવાની તૈયારી થવા લાગી. એ બધો વખત દીવાળીની દૃષ્ટિ એક બાજુએ વિભા પરથી અને બીજી બાજુએ કૃષ્ણલાલ શેઠ પરથી ખસતી નહોતી.

"અમે હવે જઈશું બહેન!" વિભાએ ગાડીમાં બેસતાં દીવાળીને કહ્યું: "તમને અમે બહુ તસ્દી આપી છે."

"એમાં મને કશી તસ્દી પડી નથી." એટલું કહેતાં દીવાળીની આંખો ભીની થઇ.

"તમે ક્યાંનાં છો? તમારું નામઠામ ઓળખાણ તો કહો, કોઈ વાર મળીએ." વિભાવરીએ પૂછ્યું.

"મારું નામ દીવાળી. વધુ મને ન પૂછશો."

વિભા જરા નવાઈ પામી. તેનાં ચઢેલાં ભવાં વિભા ચમકીને ઈ રહી.

એટલામાં ગાડીઓ ઊપડી. દીવાળી આંગણામાં ઊભી ઊભી ઈ રહી. ગાડી જરા વાંક વળી તે ક્ષણે સૌને કાને દીવાળીની ભેદક ગર્જના અથડાઈ:

"રા...ક્ષ...સ!"

બીજાં સૌ માત્ર ચમક્યાં જ પણ કૃષ્ણલાલ શેઠ ધ્રૂજી ગયા. તાં એ ધ્રૂજરી તેમના પોતાના સિવાય બીજા કોઈએ જોઈ નહોતી યાંસુધી તેમની પ્રતિષ્ઠા અખંડ હતી!

વર્ષ પછી વર્ષ વીતવા લાગ્યાં. કૃષ્ણલાલ શેઠના ઘરમાં વિભા—એ સ્નેહલગ્નની વિધવા સ્વામીના પુણ્યસ્મરણમાં આયુષ્યનાં વર્ષો વીતાવતી રહી; શેઠ તેને વિધવારૂપે જ જોઇ રહેતા; પરન્તુ પ્રતિષ્ઠા—એ સંતાનભક્ષિણી રાક્ષસી પ્રતિષ્ઠાને વિભાના વૈધવ્ય ઉપર પણ નાચતી જ રહેતી લોકો જોતા અને નિઃશ્વસતા.

અને આ કથા પણ એવો જ એક નિઃશ્વાસ છે.



૩૨૪+૧૨=૩૩૬

# પ્રણય અને પરિણય

એક જ અભિપ્રાય.

"જુવાનોને નવલકથા ન વાંચવાની વડીલો શિખામણ આપે છે; અને તેમાંય લગ્ન અને પ્રેમની વાર્તાઓને તો આંગળી પણ ન લગાડવા જણાવાય છે. એવી સલાહ આપવામાં વડીલો ઘણી વાર જુવાનોનું ભલું જ ચાહે છે એમ કેટલીક વાતો વાંચતાં માનવાને કારણ મળે છે, પરંતુ જે વિચારશીલ વડીલો 'પ્રણય અને પરિણય'ની નવલકથા વાંચશે તેઓ આવી સલાહ જુવાનોને નહિ આપશે. એટલું જ નહિ, પરંતુ સંસારક્ષેત્રમાં પગલાં માંડવા ઇચ્છતા જુવાનને, તેમ કરતાં પહેલાં 'પ્રણય અને પરિણય'ની વાર્તા વાંચી લેવાની સાચી સલાહ આપશે."

કિ. ૩ાા રૂ.

ગાંડીવ

બકોર પટેલ

એટલે હસાહસ ★



★ હસાહસ

એટલે

બકોર પટેલ

---

વીસ ભાગ . કાચાં પૂઠાં : ૭ રૂપિયા

પાકાં પૂઠાં : ૯ રૂપિયા

પાલખર્ચ જુદું

ચોપડીવાળાઓ વેચે છે.